श्री

# शिव महापुराण.

રચનાર.

કવિ દુર્ગાશંકર આદિતરામ

મુ. નાહાર.

છાપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્રત ૨૦૦૦ ) ( આવૃત્તિ ૪ થી. ) ( સને ૧૯૨૨

અમદાવાદ.

શાહાપુર નવી પોળમાં શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય"
પ્રેસમાં પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું.

કિંમત રૂ. ૪-૦-૦

# —સૂચના.—

આ પુસ્તકના સર્વ પ્રકારના હકક ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડના મેનેજર મોતીલાલ શામળદાસ પાસેથી અમોએ વેચાણ લીધા છે.

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

સૃષ્ટિની ઉત્પત્તિ, પ્રલય, વંશ, મન્વંતર અને વંશાનુચરિત્ર એ પાંચ બાબતો જેમાં હોય તે પુરાણ કહેવાય છે. આવાં પુરાણો અઢાર છે. અને તે દરેકમાં એ બાબતો અવસ્ય હોય છે. પરંતુ તે પુરાણ જ્યારે વાંચવા બેસીએ છીએ; ત્યારે દરેકમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય વિગેરે વિષયોમાં કંઇને કંઇ ભિન્નપણું નજરે આવે છે દાખલા તરીકે જ્યારે શિવપુરાણ વાંચવા બેસીએ છીએ ત્યારે જગત્‌ની આદિમાં શિવ ઉત્પન્ન થયા, બાદ તેમાંથી ક્રમે કરીને બ્રહ્મા, વિષ્ણુ વિગેરે દેવો અને સૃષ્ટિની ઉત્પત્તિ થઇ એવો નિશ્ચય સિદ્ધ થાય છે. અને એવીજ રીતે વિષ્ણુ પુરાણ વાંચતાં તે પુરાણ જે દેવને ઉદ્દેશીને રચાયેલું હોય, તે દેવની પ્રથમ ઉત્પત્તિ માની અનુક્રમે તેમાંથી બીજા દેવો તેમજ સૃષ્ટિની ઉત્પત્તિ માનીલી હોય છે, અને તેથી તે પૈકી સત્ય રહસ્ય શું છે ? તે બદલ કંઇ પણ દૃઢ નિશ્ચય ન થવાથી સ્વાભાવિક રીતેજ એવી ભ્રમણા ઉત્પન્ન થાય છે કે પુરાણો એ પ્રાચિન ગ્રંથો ન હોઇ મધ્યકાળના કોઇ જુદા જુદા વિદ્વાનોએ જન મન મન રંજનાર્થે ભગવદવતાર શ્રી વ્યાસ ઋષિના નામે ગપાષ્ટકો ગોઠવેલાં છે. પરંતુ એ કલ્પના તદ્દન ભૂલ ભરેલી છે. કારણ આ સૃષ્ટિ માત્ર એકજવાર ઉત્પન્ન થઈ છે એમ નથી પરંતુ અનાદી કાળથી સંસાર ચક્ર ચાલ્યું આવે છે, જેમાં અનેકવાર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થઇ ચૂકેલો છે. અને જ્યારે એમ અનેકવાર ઉત્પત્તિ અને પ્રલય થાય છે એ સિદ્ધ છે તો પછી તે દરેક વખત એક સરખી ઉત્પત્તિ ન થતાં પ્રત્યેક વખત તેમાં કંઇને કંઇ પણ ભેદ ઉત્પન્ન થવો જોઇએ એ પણ સિદ્ધ છેજ. અને તેથી કોઈ વખત પ્રથમ શિવ રૂપની પ્રથમ ઉત્પત્તિ થાય છે, તો કોઈ વખત બ્રહ્મા, વિષ્ણુ કે શક્તિની ઉત્પત્તિ પ્રથમ થાય છે. એથી કોઇ પુરાણમાં સૃષ્ટિની ઉત્પત્તિ પ્રથમ વિષ્ણુથી, તો કોઇમાં બ્રહ્મા, રૂદ્ર કે શક્તિથી થયેલી માનેલી છે. પરંતુ એ શિવ, વિષ્ણુ કે શક્તિ એ સર્વેનું આદી કારણ દરેક પુરાણમાં માત્ર પરીબ્રહ્મનેજ માન્યા છે. અને તે પરીબ્રહ્મથીજ શીવ, વિષ્ણુ કે શક્તિ ઉત્પન્ન કરે છે એ વાતમાં કોઇ પણ પુરાણમાંથી કોઇ પણ પ્રકારની વિરૂદ્ધતા નીકળતી નથી, આ સૃષ્ટિ ત્રિગુણાત્મક છે, અને બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર એ ત્રણ ગુણ ભેદે કરીને એકજ દેવનાં રૂપ છે. તથા ઇશ્વરની સાક્ષાત યોગમાયા એ શક્તિ સ્વરૂપ છે; જેથી ગમે તે દેવતાને ભજે તોપણ વરસાદનું પાણી ગમે ત્યાં પડવા છતાં પણ અંતે જેમ સમુદ્રમાં જાય છે, તેમ તે ભજન ઇશ્વરનેજ પહોંચે છે, અને તેથી સાધક એ રૂપો પૈકી ગમે તે રૂપમાં વિશ્વાસ યુક્ત મન લગાવે તો અવસ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અનેક રૂપોમાં એકી વખતે મન લગાવી તે ચીતમાં વ્યગ્રતા ઉત્પન્ન થઇ તે પૈકી એકે રૂપમાં દૃઢ વૃત્તિ રહેતી નથી. જેથી પુરાણોની સંકલના એવી કરવામાં આવી છે કે જે પુરાણમાં જે દેવતાનું પ્રધાનપણે વર્ણન કરવામાં આવ્યું છે, તે દેવતાનીજ ઉત્કૃષ્ટતા સૌથી અધિક વર્ણન કરવામાં આવી છે, કે જેથી જેનો ઉપાસક હોય, તે પોતાના ઇષ્ટ દેવનેજ સર્વેથી શ્રેષ્ટ માને, કે જેથી તેનું ચિત તે દેવમાં દૃઢ થઇ અન્ય સ્થળે ભટકતું ન ફરે. બ્રહ્મા, વિષ્ણુ ભગવતી અને ગણેશાદિ દેવતાઓ તથા તેમણે લીધેલા ગૌણ અવતાર સીવાય અન્ય કોઇની પણ ઉપાસનો કોઇ પણ પુરાણમાં છેજ નહીં. અને તે સર્વે રૂપો ભિન્ન ભિન્ન કાર્યો પરત્વેજ માત્ર ભિન્ન ભિન્ન પરંતુ મૂળમાં માત્ર એકજ સ્વરૂપ હોવાથી તે પૈકી ગમે તે રૂપને ભજવામાં આરે અમર તેઓ સંબંધીનું ગમે તે પુરાણમાં વાંચવામાં આવે, તો તે બદલ કંઇ પણ વાંધો છેજ નહીં અને તેથી પુરાણો મધ્યકાળમાં થયેલાં હોઇ કેવળ ગપાષ્ટકજ છે એવો તર્ક કરવો એ કેવળ ભુલ ભરેલો છે. કારણ તેઓ મધ્યકાળમાં થયેલાં નથી પરંતુ વ્યાસજીના વખતથી પણ પ્રથમનાં છે. એ બદલ લિંગ પુરાણના પ્રથમ અધ્યાય પરથી વિદીત થાય છે કે પુરાણો સંબંધી વ્યાસજીએ પણ કંઇ

નવીન કલ્પના કરેલી નથી; પરંતુ આગળ બ્રહ્માજીએ પુરાણો અતી વીસ્તારથી બનાવ્યાં હતાં. જેમાંથી સંક્ષિપ્ત સાર લેઇ વ્યાસજીએ અઢાર વિભાગો કરેલા છે, જે પૈકી જે વીભાગમાં જે દેવ અને વીષય પ્રધાનપણે રાખેલો છે; તે મતલબને અનુસરી તે પુરાણનું તેવું નામ રાખેલું છે. દરેક પુરાણો એટલે જગતની ઉત્પત્તિ થતાં પહેલાની વાતો પણ તેમાં લખાએલી છે; જેથી તે દરેક ગ્રંથને પુરાણ એવી સંજ્ઞા આપવામાં આવી છે. આ અઢારે પુરાણોમાં શિવપુરાણ મુખ્ય છે, કારણ જેવી ઉત્તમ કથાઓ તેમજ જ્ઞાન, વિજ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, ઉપાસના, યોગ અને તત્વજ્ઞાનનું ગૂઢ રહસ્ય એમાં સ્પષ્ટપણે સમજાવવામાં આવ્યું છે. તેવું સ્પષ્ટ રહસ્ય અન્ય કોઇ પુરાણમાં નથી. આ પુરાણ સંસારીઓનું સર્વસ્વ અને સન્યાસીઓને જીવન સ્વરૂપ છે. ચારે વર્ણ અને ચારે આશ્રમ એના સેવનથી કૃતાર્થ થાય છે. પરંતુ અફસોસ કે ગિર્વાણ ભાષામાં હોવાથી દરેક જણ તેનો પુરતો લાભ લેઇ શકતો નથી. જેથી આ પુરાણની ૭ સંહિતાઓ પૈકી પ્રથમ અને વિશેષ ઉપયોગી એવી જ્ઞાન સંહિતાનું સર્વે સાધારણ મનુષ્યોને પણ સમજાય તેવું સરળ આ પદ્યબંધ ભાષાંતર અમારી તરફથી પ્રકટ કરવામાં આવ્યું છે. જેને જન સમાજ તરફથી સારો આશ્રય મળશે તો બાકી રહેલી પાંચ સંહિતાઓનું ભાષાંતર અનુક્રમે શીઘ્ર પ્રકટ કરવા ઉત્સાહી થઇશું.

જગતમાં કેઇ સર્વજ્ઞ નથી; પ્રાયઃ જે કોઇ લખે છે તે સર્વે ભુલે છેજ. અને તેથી આ લેખ યા ગ્રંથમાં કંઇ દોષ જેવું હોય તે બદલ ક્ષમા કરી દરેક જન ગુણગ્રાહી થશે. એજ.

| | |
|---|---|
| અક્ષય તૃતિયા | આપનો કૃપાભીલાષી |
| અમદાવાદ. | **મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર.** |

# અનુક્રમણિકા.

## સમાપ્ત.

# પુરાણુનાં પુસ્તકો રાગ રાગણીમાં.

| પુસ્તકોનાં નામ. | કિંમત રૂ. આ |
|---|---|
| અભિમન્યુનો ચકાવો–ખંભાતવાસી કવિ રેવાશંકર કૃત | ૦–૬. |
| અભિમન્યુનો ચકાવો–વ્યાસ વલ્લભરામ કૃત | ૦–૮ |
| અમર ચરિત્ર–ભાગ ૧ લો ભક્ત બાપાલાલ વેણીરામ કૃત હરદાસો, કથા કરનારાઓને માટે આ પુસ્તક એક ઉત્તમ સાધન છે આમાં ભક્તિભાવથી ભરપુર એવાં સત્તર આખ્યાનો છે. થોડાજ વખતમાં તેની હજારો નકલો ખપી ગઇ છે. પાકું પુંઠુ. | ૩–૮ |
| અમર ચરિત્ર–ભાગ ૨ જો ભક્ત બાપાલાલ વેણીરામ કૃત ઉપર મુજબ ૧૦ આખ્યાનો છે. | ૩–૮ |
| અમર ચરિત્ર–ભાગ ૩ જો ભક્ત બાપાલાલ વેણીરામ કૃત ઉપર મુજબ ૭ આખ્યાનો છે. | ૩–૮ |
| અમૃતાનંદ–કર્તા ભટ્ટ. અમૃતલાલ મદનજી કથા કરનારા હરદાસો સારૂ ઘણુંજ ઉત્તમ છે. આમાં ભક્તિ ભાવથી ભરપુર એવાં ૧૪ આખ્યાનો છે થોડાજ વખતમાં આની ઘણી પ્રતો વેંચાઇ ગઇ છે હવે જુજ પ્રતો બાકી છે. આજેજ મંગાવી ખાત્રી કરો. | ૩–૮ |
| ઓખાહરણ–પ્રેમાનંદ કૃત મોટા અક્ષરનું. | ૦–૮ |
| કૃષ્ણ ચરિત્ર–કવિરત્ન ગીરધર કૃત આમાં ગોકુળલીલા, મથુરા લીલા, અને દ્વારિકા લીલા વિગેરે મનોહર રાગ રાગણીમાં આપવામાં આવ્યાં છે સુંદર ચિત્રો પાકું પુંઠુ છતાં. | ૨–૮ |
| કૃષ્ણ જન્મ ખંડ–ઉત્તમ ઉત્તમ રાગ રાગણીયોથી ભરપુર છે. કવિશ્વર માનસંગ રતનસંગ કૃત. | ૩–૮ |
| ચંદ્રહાસ આખ્યાન–કથા કરવા યોગ્ય છે. | ૦–૮ |
| નળ આખ્યાન–કવિ પ્રેમાનંદ કૃત સુંદર રાગમાં. | ૦–૮ |
| પાન્ડવા અશ્વમેધ–વ્યાસ વલ્લભરામ કૃત. | ૦–૧૨ |
| બ્રહ્મોત્તરખંડ–(શીવપુરાણ) કવિ શામળભટ્ટ કૃત. રાગ રાગણીમાં જુજ પ્રતો શીલીક છે. | ૨–૦ |
| મામેરૂ–વ્યાસ રેવાશંકર કૃત. | ૦–૬ |

| પુસ્તકોનાં નામ. | કિંમત રૂ. આ. |
|---|---|
| મચ્છીવેદ–વ્યાસ વલ્લભરામ કૃત. | ૦–૮ |
| મહાભારથ–વ્યાસ રેવાશંકર પ્રેમશંકર શીલા છાપ મોટા અક્ષરો ચાર ભાગમાં બાંધેલું. રેવાશંકરની કવિત્વ શક્તીથી કોણ અજાણ છે. આ મહાભારથમાં પણ ઘણી મનોહર રાગરાગણીઓથી ભરપુર કરવામાં આવ્યું છે. જુજ પ્રતો શીલકે છે. | ૧૫–૦ |
| મહાભારથ–વ્યાસ વલ્લભરામ કૃત રાગરાગણીથી ભરપુર પાકું પુંઠું. | ૬–૦ |
| મહાભારથ–વ્યાસ ત્રીકમલાલ ઇચ્છાશંકર કૃત. | ૩–૦ |
| રામાયણ–ગીરધર કૃત સાધારણ અક્ષરની | ૨–૦ |
| રામાયણ–ગીરધર કૃત મોટા અક્ષરની પાકું પુંઠું સચિત્ર. | ૪–૮ |
| રામાયણ–ગીરધર કૃત મોટા અક્ષર ગ્લેજ ઉંચા કાગળ પાકું પુંઠું. | ૮–૦ |
| રામાયણનાં રામાવળા. | ૧–૦ |
| લેઉવા પુરાણ–પાટીદાર જ્ઞાતિના ચરીત્રથી ભરપુર | ૧–૮ |
| વિશ્વકર્માપુરાણ–રાગ રાગણીમાં | ૫–૦ |
| સુરેખાહરણ–વ્યાસ રેવાશંકર કૃત. | ૦–૬ |
| સુરેખાહરણ–વ્યાસ વલ્લભ કૃત. | ૦–૮ |
| શનીશ્ચરદેવની કથા. | ૦–૧ |

શિવપુરાણ–વ્યાસ દુર્ગાશંકર આદિતરામ કૃત. આ ગ્રંથમાં બ્રહ્મા, વીષ્ણુ અને મહેશ્વરનું ઉત્પન્ન થવું, દક્ષ કથા, તારકાસુર આખ્યાન, કામદેવનું દગ્ધ થવું, શીવ વીવાહ, કારતીક સ્વામીની ઉત્પત્તી, ત્રીપુરાસુર આખ્યાન, લીંગોત્પત્તી, શીવજીએ ચંપા કેવડાને આપેલો શાપ, ગણેશ ઉત્પત્તી, દ્વાદશ જ્યોતીર્લીંગ કથા–મહીમા, ગંગાની ઉત્પત્તી, તથા કાશી મહાત્મ્ય, ગૌતમ મહાત્મ્ય, રેવા મહાત્મ્ય, પતીવ્રતાના ધર્મ, શીવ શહસ્ત્ર નામ, શીવરાત્રિ કથા, પંચીકરણ, રૂદ્રાક્ષ તથા વિભુતી મહાત્મ્ય એ વિગેરે ઘણી બાબતો તથા આખ્યાનો તેમાં આવેલાં છે. રામાયણ તથા ભારતના જેવું રસીક બનાવેલું, મોટા અક્ષરનું તથા મોટા કદ છતાં ફક્ત કીંમત રૂ. ૪—૮—૦.

| | |
|---|---|
| શ્રીમદ્ ભાગવત–મહા કવિ પ્રેમાનંદ તથા વલ્લભ કૃત રાગ રાગણીમાં (સચિત્ર). | ૭–૦ |

શ્રી

# શિવપુરાણ.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સારદાયે નમઃ ॥

## અથ કવિ દુર્ગારામ કૃત શિવપુરાણ પ્રારંભ:

અધ્યાય ૧ લો—ગ્રંથ પ્રારંભ.

### રાગ આશાવરી.

ઢાળ—સિદ્ધિનાયક સરસ્વતિને,ઈષ્ટદેવગુરૂ સાર; એટલાં ને પાયે નમીને, ગ્રંથ રચું આવાર. ૧ શિવપુરાણ સંસ્કૃતમાં રચિયું, વ્યાસ મુનીએ જેહ; તેને પ્રાકૃતમાંહી બનાવું, તેમાં નહિ સંદેહ. ૨ પદ્ય વિષે વિસ્તારી કહું છું, શંકરના ગુણ ગાન; મૂળ પ્રમાણે વાત એહમાં, આવશે સઘળે સ્થાન. ૩ વિશ્વનાથ ને વિમળ દેહ છે, વિશ્વતણા વળી કાળ; અક્ષરને અવિનાસી ઈશ્વર, ભક્ત તણા પ્રતિપાળ. ૪ ઉમાપતિ અરિ મર્દન આદિ, અનાદિ જગકર્તા; એવા શિવને પ્રેમ ધરીને, વંદુવારંવાર. ૫ જેના મુખમાં ભારતિ શોભે, લક્ષ્મી હ્રદયમાં સાર; વળી અંતરગત જ્ઞાન રહ્યુ છે, એવા નૃસિંહ નિરધાર. ૬ તેનું હું તો સ્મર્ણ કરીને ગ્રંથ રચું આ કાળ; તેમાં કવીજન ખોડ ન દેશો, ત્રુટક દેખી તાળ. ૭ એક દિવસના સમાજોગમાં, નૈમિશારણ્યમાંય; મુનિસભાને સુત પુરાણી, બેઠાતા વળી ત્યાંય. ૮ તે મધ્યે એક વરડા બ્રાહ્મણ, શૌનક મુનિ બળવાન, તેણે સુતને પ્રશ્ન પુછીયું, પ્રેમ કરી તે સ્થાન. ૯ અહો સુત

ગુણવાન તમે છો, વ્યાસ શિષ્ય મહારાજ; ઘણા કાળ સુધી તમે જીવો,સફળ થાવ સૌ કાજ.૧૦તમારા મુખમાંથીઝરતું, જ્ઞાનામૃત નિરધાર; તેને પિતાં તૃપ્ત નથૈયે, રહીયે રાજી સાર. ૧૧ વ્યાસ કૃપાથી તમને માલમ, ત્રણે કાળની વાત; વળી સર્વે પુરાણુ જાણોછો, વેદ તત્વ સાક્ષાત. ૧૨ તે માટે તમને પૂછું છું, આ વખત ઇતિહાસ; શિવ તત્વ સમજાવો અમને, આણીને ઊલ્લાસ. ૧૩ સૃષ્ટિ પેહેલાં સૃષ્ઠિ મધ્યે, સૃષ્ટિ અંતે સાર; શી રીતે એ શંકર રે'છે, તેનો કરો વિસ્તાર ૧૪ વળી એ શંકર કેરી પૂજા, વિવિધ તરેહની જેહ; તે સઘળી બતલાવો અમને, ટાળીને સંદેહ. ૧૫ અતિ ઉત્તમ ચરિત્ર તેમના, મુક્તિદાતા સાર; તે સર્વે સંભળાવો અમને આણી હર્ખ અપાર. ૧૬ શું કરવાથી પ્રસન થાય એ, પારવતીનો નાથ; તેવું ફળતો શુંશું આપે, ભક્તનો ઝાલી હાથ. ૧૭ આ સઘળા પ્રશ્નોનો ઊત્તર, અનુક્રમે આ વાર;વિસ્તારી સંભળાવો અમને, નિર્મળ વાણી સાર. ૧૮ એવી શૌનક કેરી વાણી, સાંભળી તેણે કાળ; સુત પુરાણી કેવા લાગ્યા, વાણી તો વિશાળ ૧૯અહો મુનિવર જેવું તમે,પૂછયુ મુજને આજ;તેવું હું સંભળાવીશ તમને,તત્વજ્ઞાન માહારાજ.૨૦

વલણ—એવી રીતે દ્વીજ પ્રતિ, બોલ્યા સુત તદાયરે; દુર્ગો કહે પછી શું થયું, તેનો કહું મહિમાયરે. ૨૧

ઇતિશ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં પ્રારંભો નામ પ્રથમો અધ્યાય. ૧

## અધ્યાય ૨ જો—બ્રહ્માની ઉત્પત્તિ.

### રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન,સુણો શૈનકાદિમુનીજન;જેવું પૂછયું તમે મુને સાર, તેવું નારદે નિરધાર. ૧ બ્રહ્મદેવને પૂછયું તું એહ, નથી તેહમાં કાંઈ સંદેહ; એક સમે નારદ મુનિરાય, નિકળ્યાતા બધે ફરવાય. ૨ જ્યાં જ્યાં દેખતા શિવનાં ધામ,ત્યાં ત્યાં કરતા પ્રીતિથી પ્રણામ;પછી આવ્યા પિતા કેરી પાસ, વળતિ બોલીયા આણી ઉલ્લાસ. ૩ અહો! તાત સુણો મુજવાત, શિવતત્વ સુણાવો સાક્ષાત; તમારી કૃપાથી અભિરામ, જાણ્યું વિષ્ણુનું મહાત્મ તમામ. ૪જ્ઞાન ભક્તિનો માર્ગ જેહ, જાણ્યો તે પણ સઘળો એહ;દાનમાર્ગ ને તિર્થ મહિમાય, વૃત્ત માર્ગને નીતિ શિક્ષાય. ૫ જાણ્યું તેસર્વે આણે ઠામ, બીજી વિદ્યાકળાઓ તમામ;પણ શિવ તત્વ માંહી અજાણ, માટે સમજાવો તે નિરવાણ. ૬ શિવ ચરિત્ર શિવ પૂજાય, શિવનામને શિવ સત્તાય;કહો તે સઘળુ આણે ઠામ, જાણી દાસ મુને અભિરામ ૭ નિર્ગુણ બ્રહ્મ કહાવે એ શિવ, જેનું ધ્યાન કરે સઊ જીવ; થયા તે તો શી રીતે સાકાર, વળી પરણ્યા ઊમા સાથે સાર.૮ થયા તે થકી ઉભય તન, શર જન્માને સિંધુ વદન; સુણી લોકથી એવી કથાય, પણ તૃપ્તિ જરા નવ થાય. ૯ માટે શિવચરિત્ર તમામ, કહો પિતામહ આણે ઠામ; સુણી નારદની એવી વાત, બોલ્યા પિતામહ તો સાક્ષાત.૧૦ધન્ય પુત્ર તનેઆણે

ઠાર,રૂડું પ્રશ્ન પુછ્યું નિરધાર;જેને સાંભળતાં નિરવાણુ, થશે પ્રાણી તણું તો કલ્યાણુ. ૧૧ નિર્ગુણુ બ્રહ્મએવા શિવરાય, તેની પૂરણુ જે પ્રભુતાય; તેને વિષ્ણુને હું નિરધાર, નથી જાણુતા પૂરણુસાર ૧૨ કારણુાત્મકને દશ્ય એવું, વળી ઝાંઝવાનાં જળ જેવું; નોતું જક્ત આજે વેળાસાર, ત્યારે તેજ હતું નિરધાર. ૧૩ એતો તેજ અલૌકીક કહાવે, કોઈના કળ્યામાં નવ આવે; ધરે યોગી તો તેહનું ધ્યાન, જ્ઞાન રૂપ કે'વાય નિદાન. ૧૪ આદિ અંતને મધ્યથી હિન, સત્ય રૂપ અસત્યથી ભીન;તેહ તેજમાં પુર્ષ દેખાય, શિવરૂપ તો તેને કે'વાય. ૧૫ તેને ઇચ્છા થઇ નિરવાણુ, તે તો પ્રકૃતિ મૂળતું જાણુ; આઠ હાથ એ પ્રકૃતિ કેરા, અલંકાર તો અંગે ઘણેરા ૧૬ કોટી ચંદ્રના જેવું વદન, ધર્યાં વસ્ત્ર અનોપમ તન;આઠે હાથમાં આયુદ્ધ સાર, નેત્ર કંજ જેવાં નિરધાર, ૧૭ કારણુાત્મક એતો કે'વાય, જેનું નામ પ્રખ્યાત માયાય;એહ પ્રકૃતિ ને મુળ પુર્ષ, થયાં તેજમાંથી ઉતકર્ષ. ૧૮ પછી વિચારવા લાગ્યાં એહ, કહું વિસ્તારીને હવે તેહ; અન્યો અન્યએકરતાં વિચાર, કરવું શું આપણે નિરધાર.૧૯થઈ એવામાં આકાશ વાણુ, શબ્દ સ્વરૂપી એતો પ્રમાણુ;તપ કરો તમે બેઉ સાર, ઘણુા કાળ સુધી આણે ઠાર.૨૦થશે તેહથી તમારૂં ધાર્યું, એમ નભ વાણીએ ઉચાર્યું; સુણી તેહનું વચન સાર,તપ કરવા લાગ્યાં નરનાર.૨૧ ઘણુા કાળ સુધી તપ કરી, પછી વિચારવા લાગ્યાં ફરી; તેણે સમે તું સાંભળ બાળ, પુર્ષકેહ

થકી તતકાળ. ૨૨ છુટી પાણીની ધાર અપાર,જેથી જળજળ થયું સાર;ત્યારે તે જળમાં તેણે ઠામ સુતાપુર્ષ પેલા અભિરામ; નિદ્રારૂપ થઈ તેણિવારે રહી નેત્રમાં પ્રકૃતિ ત્યારે. ૨૩ નારાયણને નારાયણી એહ, નથી તેમાંજરાય સંદેહ; થયુંએ થકી જક્ત આસાર, કરૂં છું હવે તેનો વિસ્તાર. ૨૪ પ્રથમ પ્રકૃતિથી સુણ બાળ, મહતત્વ થયું તતકાળ; તેથી ગુણત્રણ અભિરામ, સત્વ રજ તમ તેનાં નામ.૨૫તેહ ગુણ થકી તેણે ઠાર, અહંકાર થયો નિરધાર; તે તો ત્રિગુણી નિશ્ચે કહેવાય, જેથી થઈ આદેહ ક્રિયાય. ૨૬ સાત્વિક અહંકારે કરી તન, થયા ઇદ્રીના દેવો પાવન;દિશા વાયુ રવિ જળ ઈશ,અશ્વીની સુતને સ્વાધીશ. ૨૭ ઈંદ્ર વિષ્ણુને મિત્ર બ્રહ્માય, એકાદશમુ મન કહેવાય;હવે રાજસી જે અહંકાર, તેથી ઈંદ્રીઓનેબુદ્ધિ સાર. ૨૮ કર્ણ ત્વચાને નેત્ર કે'વાય, જીભ્હા નાક વાણી હસ્ત પાય;લીંગ ગુદાએતો નિરધાર,રાજસ ગર્વ તણોછે વિસ્તાર. ૨૯ હવે તામસ ગર્વથી સુત, થઈ તન માત્રા ને પંચભુત; શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, પૃથ્વી પાણીને તેજસબંધ. ૩૦ વાયુ આકાશ થઈ નિરધાર, તન માત્રાને ભુતજસાર; એહ સઘળાં તત્વઓ જેહ, ભેગાં કર્યાના નારાયણે તેહ. ૩૧ તેનું બન્યું ત્યાં મોટું શરીર, એમાં પેઠા પોતે રણધીર; પછીસુતા પાછા ઘનશ્યામ,ઘણા કાળ સુધી અભિરામ.૩૨ ત્યારે તેહની નાભીથી તન, થયું કમળ એક પાવન; તેની શોભા તણો નહી પાર, જેની પાંખડીઓ છે હજાર. ૩૩ ઘણા જોજન

પહોળું લંબાણુ, સુર્ય જેવું શોભાવાળું જાણુ; એહ સરોજથી એણે ઠાર, થયો હિરણ્યગર્ભ હું સાર. ૬૪ પછી ભરમાયો માયામાં તન, જેથી બ્રહ્મા કહે સૌજન; પેલા કમળ વિના તેઠાર, બીજું દીઠું નહી મેં તો સાર. ૩૫ હું તો કોણને ક્યાં થકી આવ્યો, કોનો પુત્રને કોણે બનાવ્યો.

વલણ—એ રીતે મોહ પામિયો, સાંભળ મારા તનરે; દુર્ગા કે'એમ બોલતા, ચતુરાનન પાવનરે રે રે. ૩૬.

ઇતિશ્રી શિવપુરાણે બ્રહ્મોત્પત્તિ કથનો નામ દ્વિતિયોઽધ્યાયઃ ૨

અધ્યાય ૩ જો—બ્રહ્માવિષ્ણુનો વિવાદ.

રાગ સામેરી.

ઢાળ— સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળોને રૂષિ-રાય; ત્યારે પછી નારદને કહે છે, પરમેષ્ટી મહાકાય.૧ અહો પુત્ર હું મોહ પામીયો, ઘણા વખત તે ઠાર;ત્યારેમુજનેજ્ઞાન ઉપજયું, તેનો કરૂં વિસ્તાર.૨જો આકંજતણા મુળઆગળ, જાઉ હું આકાળ; તો તો મારા કર્ત્તા કેરી,લાધેમુજને ભાળ ૩ એમ વિચારી કમળનાળમાં, ઉતરીયો હું તન, તેને તો સો વર્ષ વીતિયાં, તે કાળે બળવન ૪ તો પણમુજનેકમળ તણું તો, મુળ ન આવ્યું હાથ; તે કાળે ગભરાયો ઝાઝો, કોને કહું એ વાત. ૫ વળતી પાછો ઉપર આવ્યો, સાંભળ મારા તન; તેને પણ સો વર્ષ વીતીયાં, સત્ય કહું વચન. ૬ તે પુંઠે હું સ્વસ્થ થઈને, બેઠો કમળમાં સાર;ત્યારે ત્યાં આ કાશવાણીથી શબ્દ થયો નિરધાર. ૭ તપ કર તપ કર એવું તણે સુચવિયું મુને ત્યાંય; તેથી હું તપ કરવા બેઠો, નિશ્ચે

કમળનીમાંય.૮બારવરસ તપ કરતાં વિત્યાં,તે કાળેનિરધાર
ત્યારે મુજને દર્શન દીધું, વિષ્ણુએ તે ઠાર. ૯ મોર મુગટ
પિતાંબરધારી કમળનેત્ર ભુજચાર; તે મધ્યે આયુદ્ધ ધરેલા;
ચક્રાદિક તો સાર. ૧૦ મુળ તેજથી પ્રગટ થયેલા,પુર્ષ કહ્યાતા
જેહ; તે તો થઈ ચત્રૂભુજ રૂપે, દરશાયા મુને એહ. ૧૧ તેને
દેખી ગર્વ ધરીને, કહેવા લાગ્યો હુંય; અલ્યા પુરૂષ ચત્રુભુજ
રૂપે, કોણ કહાવેતુંય.૧૨એવું સાંભળી વિષ્ણુ મુજને, કહેવા
લાગ્યા સાર; અલ્યા દુષ્ટ ટુંકારા મુજને, કેમ કરે આવાર.૧૩
તારો જે પેદા કરનારો, તાત કહાવે જેહ; તેઓ હું છું નિશ્ચે
ભાઇ, એમાં નહિ સંદેહ. ૧૪ ઓપણ હું મા ાના બળથી,
નવ સમજ્યો લગાર; વારંવાર ટુંકારા કરતો, વિષ્ણુને નિર-
ધાર. ૧૫ ઓપણ એ નારાયણ મુજને કૃપાદષ્ટિથી તન;
વળતી ફરીથી કેહેવા લાગ્યા, હાસ્ય કરીને વચન. ૧૬ અરે
પુત્ર કર્તાને હરતા, માયા પ્રેરક જેહ; વિષ્ણુને પરમાત્મા હું
છું, એમાં નહી સંદેહ. ૧૭ મારી માયા માંહી તુંઓ,ભુલ્યો
મુજને સાર;વળી આવું બિભત્સ વદેછે, એ પણ મોહે સાર.
૧૮ એવું સાંભળી બ્રહ્મા કેહે છે, સાંભળ મારા બાળ; ક્રોધ
કરીને કહેવા લાગ્યો,હુંતો એણે કાળ. ૧૯ અલ્યા વિષ્ણુ તું
સમજાવેછે,મુજને અવળું સાર; તારો પણ કોઇ કર્ત્તાહોશે,
નિશ્ચે આણી વાર. ૨૦ એવી રીતે વિશ્નુ સાથે, વાદ કર્યોમેં
તન; એવામાં અણુધાર્યું પ્રગટયું, એજ પુંજ પાએન ૨૧
અપારને અણુદીઠેલું વળી;ગોળા રૂપે સાર; જેમાંથી જવા-

જાઓ નિકળે, ચોપાસે નિરધાર. ૨૨ આદિ મધ્યને અંત-પણું વળી, જેમાં નવ જણાય; એવા એનુને દેખીને અમે, પામ્યા વીસ્મયતાય. ૨૩ એ કાળે વીષ્ણુએ મુજને કહેવા લાગ્યા વાણુ;અરે પુત્ર તું વાદ મુકીને, વિચાર મનમાં આણુ ૨૪ આપણા બેના વાદ વિષેઆ, ત્રિજો નિકળ્યો ખેલ;તેજ તેજ આ શું ભાસે છે, અપાર અગ્નિ રેલ. ૨૫ તે માટે આ-પણુ બે મળીને,વિચાર તેનો કરીએ;ક્યાંથી એતો તેજ આ-વીયું, તેહ શોધમાં ફરીએ. ૨૬ અહો પુત્ર તું હંસ થઈને, ગગને જા આવાર; હું પણુ સુકરરૂપ ધરીને, પરવરૂં નીચે સાર. ૨૭ એવું કહી વિશ્વાત્માએતો ધર્યું ભુંડનુંરૂપ; તેવી રીત હું પણુ બનીયો, પક્ષી હંસ અનુપ. ૨૮ વિષ્નુજીવરાહ થયા ત્યાં, તેનો કરૂં વિસ્તાર;સો યોજન લાંબા ને પોહોળા, દશ યોજન નિરધાર. ૨૯ મેરૂ જેવી કાયા મોટી, સ્વરભારે સુણુ બાળ; નખ દાઢોને નાસિકા પણુ, દિસંતાં વિકાળ.૩૦ એવું સુંદરરૂપ ધરીને, નારાયણુ ભગવાન; સહસ્ત્ર વર્ષે થઈ ઉતરીયા, પાતાળે નિદાન. ૩૧ તો પણુ પેલા તેજ તનુ તો મુળ કહાવે જેહ; તેનો પત્તો નવ લાગ્યો કંઈ, સત્ય કહુંછું એહ. ૩૨ વિશ્નું જેટલા દહાડા ભમીયા, પાતાળે નિરધાર; તેટલા દહાડા હું પણુ ભમીયો, આકાશે તેવાર.૩૩ઝાઝેદિ-વસે ફરતાં ફરતાં, થાકી ગયો સુણુ તન; ત્યારે પાછો નીચે આવ્યો; ચિંતા કરઓ મન. ૩૪ એવી રીતે નારાયણુ પણુ, થાકયા એણીવાર; ત્યારે એ પણુ ઉપર આવ્યા;

પોતે જુગદાધાર રૂપ વળતી એ વિશણુને તે તો, દીલમાં થઇ ઉદાસ; નમસ્કાર કરવાને લાગ્યા, નાખીને નિશ્વાસ. ૩૬

વલણુ—મુખ થકી વળી બોલતા જય જય વાણી સારરે; દુર્ગો કહે પછી શું થયું, તેનો કરૂં વિસ્તારરે રે રે. ૩૭

ઇતિશ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
બ્રહ્મ વિષ્ણુયોર્વિવાદ વર્ણનો નામ તૃતિયોઽધ્યાયઃ ૩.

## અધ્યાય ૪ થો—બ્રહ્મા વિષ્ણુ ઉપર શિવ પ્રસન્ન થયા.

### રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; પછી નારદને તેણે ઠાર, કહેવા લાગ્યા બ્રહ્મા નિરધાર. ૧ પેલા તેજની સ્તુતિ પાવન, શત વર્ષ સુધી કરી તન; ત્યારે તેમાં થકી તતકાળ, શબ્દ સાંભળ્યો એક વિશાળ. ૨ તેનું નામ તો નિશ્ચે ઓંકાર, જેના નાદ તણો નહિ પાર; શીવ સનાતન એ કહેવાય, જપ કીયેથી કલ્યાણ થાય. ૩ પછી શબ્દનો આકાર જેહ, દીઠો તેજ વિષે અમે એહ; જેના પશ્ચિમ ભાગમાં સાર, વર્ણ નિશ્ચે રહ્યો છે અકાર ૪ ઉત્તાર ભાગમાં ઉકાર ભાસે, મધ્ય માંહી મકારપ્રકાશે; એવીરીતે મળી ત્રણ વર્ણ, દીસે ઑંકાર તો એક પૂર્ણ. ૫ સૂર્ય મંડળ જેવો અકાર, અગ્નિ દેહ જેવો છે ઊકાર; ચંદ્ર મંડળ તુલ્ય તો જેહ, નીશ્ચે મકારશોભેછે એહ. ૬ પછી બ્રહ્મા કહે સુણ તન,થયું શીવનું જે દરશન, તેની કહું કથા આ વેળાય, જેને સુણતાં સંકટ જાય. ૭ પેલા ઑંકાર સામુ એ ઠાર, અમે જોઇ રહ્યા ઝાઝીવાર; ત્યારે એહની ઉપર ત્યાંય, દીઠું

સ્વરૂપ નીમીશમાંય. ૮ એતો નીશ્ચય સચ્ચીદાનંદ, શીવ સનાતન સુખકંદ; પાંચ મુખ તો તેનાં શોભાય, દશ હાથ વળી દરસાય. ૯ ગૌર દેહને વાણી ગંભીર, ઊદર મોટું ને ચર્ણ બે વીર; એવા શીવને દેખી એ ઠાર, સ્તુતી કરવા લાગ્યા અમે સાર. ૧૦ એતો વેદના ઉચ્ચારે કરી, વળી ધ્યાન હૃદયમાં ધરી; જયજય અનાદિ મહેશ, જયજય પ્રભુ જટીલેશ. ૧૧ જયજય નીરંજન રાય, જય જય જોગી મહાકાય; જય શબ્દ સ્વરૂપી દયાળ, જય તેજ રૂપી જગપાળ. ૧૨ જય અરૂપીને રૂપવાન, જય કર્તા હરતા ભગવાન; એવી સ્તુતી કરી અમે જયારે, હસ્યા ત્રીલોચન એણીવારે. ૧૩ અમે દીઠું એ શબ્દ સ્વરૂપ, કહું પુત્ર તને એ અનુપ, મુસ્તક માંહી દીઠો મેં અકાર; તેવો કપાળ માંહી આકાર. ૧૪ એતો વર્ણ બે વીશાળ શોભે, જેને જોતાં સદા ચીત્ત લોભે; જેના જમણા નેત્રમાં સાર, દીઠો નીર્મળ હ્રસ્વ ઈકાર. ૧૫ ડાભા નેત્રમાં દીર્ઘ કહેવાય, નથી એહમાં લેશ શંકાય; કર્ણ જમણામાં એમ તન, હ્રસ્વ ઊકાર દીઠો પાવન. ૧૬ દીર્ઘ ઉકાર ડાબામા જાણ, વેદ વાકય એતો પરમાણ; ગાલ જમણામાં હ્રસ્વ ઋકાર, એવો ડાબામાંહી દીર્ઘ ધાર. ૧૭ લૃ ને લૄ એવા બે વર્ણ જેહ, રહ્યા નાક ઉભયમાંહી એહ; ઉપલ્યા હોઠની માંય એ કાર, નીચેની માંહી નીશ્ચે ઐકાર ૧૮ એવો હેઠેના દાંતની માંહી, રહ્યો ઓંકાર અક્ષર ત્યાંહી; હવે ઉપરના જે

દર્શન, તેમાં ઓંકાર છે બળવંન. ૧૯ તેમ અં અઃ અક્ષર જેહ, દીસે તાળવામાંહી તેહ; હવે કખગઘઙ સાર, એ તો સવ્ય હસ્તમાંહી ધાર. ૨૦ એવા ચછજઝઞ તો બાળ, ડાબા હસ્તની માંહ્ય વીશાળ; હવે ટ આદી જે પાંચ વર્ણ,એ તો વસ્યા છે જમણે ચર્ણ. ૨૧ એમ ત આદી પંચ કહેવાય, એ તો ડાબા ચરણમાં રાય; એવો ઉદર મધ્યે પકાર, જમણે પાસે ફકાર છે સાર. ૨૨ ડાબે પાસે બકાર શોભાયે,ખભામાંહી ભકાર સદાયે; રદયમાંહો મકાર રહે છે, યોગી પુરૂષ તેને લહે છે. ૨૩ યરલવશષસ તો જેહ, રહ્યા ધાતુની જગ્યાએ એહ; હવે હકાર અક્ષર સાર, રહ્યો નાભી વીશે નીરધાર. ૨૪ તેમ ક્ષકાર અક્ષર તન, રહ્યો નારદરૂપે બળવન; એવા નીરગુણી ને ગુણવાન, આદી શીવ એ તો ભગવાન. ૨૫ તેનું કહાવે જે શબ્દ સ્વરૂપ, કહયું દીઠું તું એવું મેં અનુપ; હવે બ્રહ્મા કહે સુણુ તન, દેખી શીવ સ્વરૂપપાવન.૨૬ બોલ્યા નારાયણ ત્યાં તદાય, કરો કૃપા તમે શીવરાય; ત્યારે શીવ કહે સુણો મોરાર, તારો કર્ત્તા હું છું નીરધાર ૨૭ મારા તેજમાંથી થયો તુંય, માટે તારો પીતા નીશ્ચે હુંય; તારી નાભીના કંજથી સાર. થયો બ્રહ્મા આતો નીરધાર.૨૮ એતો બાળક તારો કહેવાય; નથી એહમાં લેશ શંકાય;એવી સાંભળી શીવની વાણી, બોલ્યા પુનરપી પુરૂષપુરાણી. ૨૯ અહો શીવ જે હોય ઇચ્છાય, કરો તેવી અમોને આજ્ઞાય, ત્યારે બોલીયા શંકરરાય, સુણો વીષ્નુ તમે મહાકાય,

૩૦ કરે બ્રહ્મા આ જક્ત ઉત્પન્ન, એનું પોષણ કરો નીશદીન; એહ વીશ્વનો કરવા સંહાર, થઈશ બ્રહ્માથી હું પણ સાર. ૩૧ રૂદ્ર સંજ્ઞા પડશે મારી ત્યાંય, રહીશ કૈલાશપર્વત માંય; મૂળ પ્રકૃતી મારી જેહ, નીંદ્રા રૂપે થઈ રહી તેહ. ૩૨ થશે એતો બે રૂપે આ વાર; વરશે તમોને નિશ્ચય સાર; મહાલક્ષ્મિ ને સાવિત્રી નારી, રૂપ ગુણ ક્રિયા બળ ભારી. ૩૩ એની જોડે વરી તમે બાળ બાળ, રચો બ્રહમાંડ મોટું વિશાળ; હું પણ થોડી મુદતમાં સાર, થઈશ રૂદ્રરૂપે નિરધાર. ૩૪ ત્યારે પ્રકૃતિ જે આ કહેવાય, થશે દક્ષ મુનિની કન્યાય; નામ દાક્ષાયણી તેનું સાર, વરશે એ તો મુને નિરધાર. ૩૫. એવી સાંભળી શિવની વાણી, બોલ્યા વિષ્નુ પોતેપ્રેમ આણી, અહો નાથ તમે કહ્યું જેહ, કરીશું અમે સઘળુ તેહ. ૩૬ પણ વિશ્વનું કરૂં કલ્યાણ, વળી પાળું તેને નિરવાણ; એવું તત્વ વળી હોય જેહ, આપો કૃપા કરીનેજ તેહ. ૩૭ તેમ બ્રહ્મા રચે વિશ્વસાર, એવી શક્તિ આવે નિરધાર; એવું દૈવત આપો દયાળ, ચિંતવે તેવું થાય તે કાળ. ૩૮ ધ્યાન કરવાને પુજવા તુલ્ય, જપ કરવા નિત્ય અમુલ્ય; હોય તત્વને મંત્રતો જેહ, આપો કૃપા કરી સઉ તેહ. ૩૯ ત્યારે શંકરે આણી કૃપાય, આપ્યું નીદાત્મક તત્વ તદાય; વળી ઓંકારાત્મ તત્વ જેહ, આપ્યું એ પણ આણીને સ્નેહ. ૪૦ એહ તત્વને પામી એઠાર, જોયું વિશ્નુએ ઉંચુંજ સાર: ત્યારે શુદ્ધ સ્ફટિકના જેવું, દીઠું ' તત્વમસિ ' વાક્ય તેવું. ૪૧

મંત્ર રૂપે એતો નિરધાર, મેઘના જેવો જેનો આકાર; સર્વ અર્થનું સાધક મુળ, મોક્ષ માર્ગમાં અનુકુળ. ૪૨ બીજો દીઠો ગાયત્રીનો મંત્ર, ચોવીશ અક્ષર કેરો સ્વતંત્ર; સર્વ લક્ષણ યુક્ત એ સાર, તેજ વર્ધક તેમ અપાર. ૪૩ ત્રીજો મંત્ર મૃત્યુંજય કેરો, ચોથો પંચાક્ષરી હરે ફેરો; પાંચમો તો ચિંતામણી સાર, દીઠો મંત્ર વિષ્નુએ એઠાર. ૪૪ એને પામીયા તતક્ષણ ત્યાંય, શીવ કૃપા થકી ક્ષણમાંય; પછી પ્રસન થઈને મન, જપ કરવા લાગ્યા શામ તન. ૪૫

વલણ—એ રીતે શીવજી થકી; વિષ્નુ થયા બળવાનરે, દુર્ગો કહે એમ આપતા, સુતને બ્રહ્મા જ્ઞાનરે રે. ૪૬

ઇતિ શ્રી શિવપુરાણે સંહિતાયાં બ્રહ્મા વિષ્ણુએ પરી શીવ પ્રસન્નો નામ ચતુર્થોધ્યાયઃ ૪

અધ્યાય ૫ મો—બ્રહ્મા વિષ્ણુયે શિવને વરપ્રદાનો.

રાગ આશાવરી.

ઢાળ—સુત પુરાણી એણી પેરે બોલ્યા, સાંભળને મુનીરાય; વિસ્તારી તમને સંભળાવું, શીવજીનો મહીમાય. ૧ પેલા પાંચે મંત્ર પામીને, વિષ્નુએ એઠાર; જપ કીધો જેવારે ત્યારે પ્રસન થયા શીવ સાર. ૨ વળતી સ્વાસ રૂપી જે કહાવે, વેદ તત્વતોજેહ; તેતોશ્રી વિષ્ણુને આપ્યું, એમાંનહિસંદેહ. ૩ વેદ ઝાઝાકર્મ રહ્યાંછે, એવાવેદએસાર; તેતેનેતો નારાયણ પામી હરખ્યાઅપરંપાર; તેપુઠેફરીપુછવા લાગ્યા, શંકરનેરમેશ; શુંકર વાથીપ્રસન્ન થાઓ તમે, સર્વનેસુરેશ. ૫ કેવીરીતે ધ્યાનતમારૂં, કરવું અમારે નાથ; એ સઘળું બતલાવો અમને, હેતે ઝાલીહાથ ૬ એવું સાંભળી વિષ્નુ પ્રત્યે બોલ્યા શંકર દેવ; અહો વિ-

ષ્ણું જે પુછ્યું તમે, એતો કહું તતખેવ. ૭ એજ વિષે તમેહી
હું જે, મારૂં શબ્દ સ્વરૂપ; એતો લીંગ સ્વરૂપ કહેવાય,આ
દિ એજ અનુપ.૮ તેનું ધ્યાન તમારે કરવું,હમેશાં નિરધાર;
મુજન પણ એનું પરમાણો, પ્રીતિથી મોરાર. ૯લિંગ રૂપેજે
પુજે મુજને,પ્રીતિઆણી સાર;એનાં સંકટ સર્વે જાય, પામે
જ્ઞાન અપાર.૧૦એવું સાંભળી લીંગ સ્વરૂપી,શંકરને તેઠાર,
વિષ્નુએજેસ્તુતિ કીધી,તેતો કહું આવાર,ઓંકારીને આત્મ
સ્વરૂપીવેદસ્વરૂપી ઈશ;ચિદાનંદને ચિત્તસ્વરૂપી,તમનેનામું
શીશાવૃશાકપીનેલીંગસ્વરૂપી,કરતા હરતા સાર;વ્યાપકને નિ
ર્ગુણ એવા છો, તમને નમસ્કાર. ૧૩ એવી રીતે વિષ્નુએ
ત્યાં, સ્તવન કર્યું બહુવાર; ત્યારે ઝાઝા રાજીથઇને,બોલ્યા
શીવ તે ઠાર. ૧૪ અહો વિષ્નુ બ્રહ્માને તમે, પ્રગટયા મુજ
થી આજ; તે માટે માગો મુજ પાસે; સફળ કરૂં સૌ કાજ.
૧૫ એમ કહીને ઈશાને તો, કૃપા કરી સાક્ષાત; વિષ્નુ ને
બ્રહ્માને માથે, મુકયો નિશ્ચે હાથ. ૧૬ વળતી વિશ્ણુ કહેવા
લાગ્યા, શંકરને એઠાર; અહો નાથ જોકૃપા હોયતો, સાંભળો
આણીવાર. ૧૭ મુજને ને વળી આ બ્રહ્માને, ભક્તિ તમારી
જેહ;એતો સારી રીતે આપો, એમાં નહી સંદેહ. ૧૮ વળી
આ બ્રહ્માને ને મારે, પ્રગટયો છે જેવાદ; એનો નાશ કરીને
નિશ્ચે, પમાડો આલ્હાદ. ૧૯ એટલે બેઉ જણ પ્રત્યે બો-
લ્યા,પુનરપી શંકરદેવ; સઘળી વાતો મુકીને તમે, કરોને
મારી સેવ. ૨૦ મૃતિકાની મુરતી મારી, કરજો બાણાકાર;

વતી તેની પુજા કરજો, અરપીને ઉપચાર. ૨૧ એવી રીતે શંકરે ત્યાં, આપ્યાં બહુ વરદાન, વળતી પાછા કહેવા લાગ્યા, બ્રહ્માને ભગવાન.૨૨ અરે પુત્ર તું શ્રષ્ટી કરજે;વીશ્વોત્પત્તિ સાર; વળી આ વીષ્નુ કેરી આજ્ઞા,લોપીશ નહી લગાર. ૨૩ એવી રીતે વીષ્નુને પણ, આપી ત્યાં આજ્ઞાય; બ્રહ્મા કેરી શ્રષ્ટીની તમે, કરજો સદા રક્ષાય. ૨૪ હું પણ કોઈ વખતે કરવાને,શ્રષ્ટી કેરો નાશ બ્રહ્મા કેરી ભ્રકુટીમાંહી.પેદા થઈશ પ્રકાશ. ૨૫ કારણ કે એ ભ્રકુટીમાંહી, તમોગુણ છે સાર; તેનો હું તો આશ્રય કરીને, પ્રગટીશ તેણે ઠાર. ૨૬ પણ મુજને એ તામસ ગુણનો, બાધ કહાવે જેહ; એ તો નહી લાગે જરાય, સત્ય કહું છું એહ. ૨૭ વિશ્વતણી ઉત્પત્તિ માટે, મારો રાજસ અંશ; એતો નિશ્ચે બ્રહ્મા જાણો, આ વખતે અવતાર ૨૮ સત્વગુણથી તમને સરજયા, મહા વિષ્નુ બળવાન; એવી રીતે તમોગુણથી, પ્રગટ થઇશ એ સ્થાન, ૨૯ રૂદ્ર એવી સંજ્ઞા તો મારી, પડશે એણે ઠાર; એવી રીતે નીયમ પ્રમાણે,કરીશ હું તો સંહાર.૩૦ અહોવિષ્ણું આ બ્રહ્માને તમે, વળી થાશો મુજ અંશ-એત્રણેમાંભેદ કશો નહી, એક રૂપી અવતંસ. ૩૧ જે સૃષ્ટિ આ બ્રહ્મા કરસે, પ્રાણી રૂપ અપાર; એની મુક્તિ કરવા માટે, તમને છે અધીકાર. ૩૨ અહો વિષ્ણુ તુજ સેવ ભક્તિ, કરશે જે નરનાર; એતો અંતે મુક્તિ પામી, મળશે મુજને સાર. ૩૩ મારા અંશી રૂદ્ર થશે જે,બ્રહ્માથી બળવાન; એની પણ ભ

ક્તિ કરવાથી, થાશે મોક્ષ નિદાન. ૩૪ તમોનેરૂદ્રની માંહી ગણુશે જે કોઇ ભેદ;તેનું શ્રેય થશે નહી ભાઇ, ઉલટોથાશે ખેદ.૩૫ તમારો શેવક થઇ કરશે, રૂદ્ર તણી નિંદાય,એતો નિશ્ચે નરકે જાશે, પડશે બહુ પીડાય. ૩૬ એવી રીતે રૂદ્ર ભક્ત થઇ, નિંદે તમને જેહ; એ પણ નીચ ગતીને પામે, એમાં નહી સંદેહ.૩૭ અહો વીષ્નુજે લીંગ પુજામેં, કહી તમને નિરધાર,એથી વહાલું મુજને કંઇ નહી,સત્ય કહું આવાર. ૩૮ રત્ન રૂપુને સોનું માટી; વસ્તુ એ કહેવાય; એમાંથી એકે વસ્તુનું પુજવું લીંગ સદાય. ૩૯ એથી તમારી શક્તી વધશે,ઇચ્છિત કરશો કાજ; કોઇ કાપે સંકટ નહી આવે, કરશો વિશ્વનું રાજ. ૪૦ વળી બ્રહ્માને કહેવા લાગ્યા, શંકર પોતે શાર; સત વર્ષનું આયુષ્યજ તારૂં એમાં ફેર ન ફાર. ૪૧ ચાર હજાર જુગ જાયે ત્યારે, એક દીવસ કહેવાય; એવા ત્રીશ દીવસ થવાથી, માસતણી સંખ્યાય. ૪૨ એવા દ્વાદશ માસે થાયે, સંવત્સર તો એક; એવા સો સંવત્સર સુધી,આયુષ તારૂં છેક.૪૩ શત વર્ષે મૃત્યું પામીને,પુનરપિ પ્રગટીશ તુંય;એવી રીતે વારેવારે,સત કહું છું હુંય.૪૪મારી ઇચ્છા પ્રમાણે એમ વિશ્નું રહેશે સાર;કોઇ કાળે એમનો પણ થાશે નાશ વળી નિરધાર. ૪૫ફરી મારાથી થાસે તેતો, સત્ય કહુ છું વાત સૃષ્ટિ કરૂં પાલન કરશે; એ કાળે સાક્ષાત. ૪૬ એ માટે પર મેષ્ઠિ તારે. વિશ્નુંની હમેશા; આજ્ઞા પાળી આધિન રહેવું

વાદ ન કરવો લેશ. ૪૭ વળી તમને બેઉ જણને મેં, કહી લિંગ તણી પુજાય; એને ચુકવી નહિ કોઇ કાળે, જેથી સં-કટ જાય. ૪૮ અપાર મહિમા એ પુજાનો, તત્વ વસ્તુ છે સાર; એને જે કોઇ પ્રાણી કરશે, તે તરશે સંસાર. ૪૯ મન વાંચ્છિત પણ પુરણ થાશે, ટળશે દારૂણ દુઃખ; જ્ઞાનભકિત વૈરાગ્ય ઉપજે, આવે અતિશય દુઃખ. ૫૦ એવું કહી અંતરધ્યાન પામ્યા, શીવજી ત્યાં તતકાળ; ત્યારે પછી ત્યાં શું શું નિપજ્યું, એ સાંભળો મુનિબાળ. ૫૧ શીવની પુંઠે વિષ્નુ પણ ત્યાં, પામ્યા અંતરધ્યાન;એટલેબ્રહ્મા એકલા રહ્યા, કમળ વિષે બળવાન. ૫૨

વલણ—વળતી બ્રહ્માએ કરી શ્રષ્ટિની ઇચ્છાયરે, દુરગો કહે જયમ એ રચી એનો કહું મહિયરેરેરે. ૫૩

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે જ્ઞાનસંહિતાયાં બ્રહ્મવિષ્ણુયોર્શિવેન વરપ્રદાનો નામ પંચમોઽધ્યાયઃ ૫

## અધ્યાય ૬ ઠો—દક્ષનો યજ્ઞારંભ.

### રાગ ચોપાઈ ત્રણ તાળની.

બોલ્યા સુતપુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; પછી બ્રહ્માએ કર્યો વિચાર; હવે શ્રષ્ટિ રચું નિરધાર. ૧ ત્યારે શૌનક મુનિ તો જેહ, કહેવા લાગ્યા પુરાણીને તેહ; સુણો સુત તમે આવાર, શંકા અમોને છે સાર. ૨ નારાયણને વળી બ્રહ્મદેવ, મોહ પામિયા તેજથી એવ;ત્યારે હંસ વરાહના સાર, રૂપ ધર્યાં પોતે નિરધાર. ૩ તેનું કારણ તો મુખ્ય જેહ કહો વિસ્તારી અમને એહ; કેમ ધરયાં પશુ કેરાં તન, કરો

સંશય એહ છેદન. ૪ ત્યારે સુત કહે સુણો વિપ્ર, કહું વિસ્તારી તમોને ક્ષિપ્ર; હંસ પક્ષી વિશે મોટો ગુણ, ભકિત કરવા વિશે નિપુણ. ૫ દુધ પાણી હોયે સાર, તેને જુદાં કરે નિરધાર; એમ તેજના આવર્ણ માંય, ઢંકાયેલા હતા શીવ ત્યાંય. ૬ એને શોધવા માટે તદાય, ધરી બ્રહ્માએ હંસની કાય; વળી ઉંચે ચડવા કરી સાર, ગતિ પક્ષી વિશે નિરધાર. ૭ માટે ધરયું ત્યાં પત્રીનું રૂપ, સત્ય વારતા એહ અનુપ; હવે વિશ્નુ જે વરાહ થયા, ખોળ કરવાને પાતાળે ગયા. ૮ તેનું કારણ એહ કહેવાય, પોતા કેરી સ્વતંત્ર ઇચ્છાય; હંસ ભુંડ બ્રહ્મા હરી થયા, નિચે ઉચે ત્યાં ખોળવા ગયા. ૯ તેથી એહ કલપનું નામ, શ્વેત વારાહ છે અભિરામ; હવે સુત કહે સુણો મુન્ય, શ્રષ્ટિ ઉત્પત્તિ પાવન પુન્ય. ૧૦ પછી બ્રહ્માએ તો એણે ઠાર, એક ઇંડ રચ્યું નિરધાર; એ તો ચોવીશ તત્વે છે યુક્ત, લાંબુ પહોળું ને વિરાટયુક્ત. ૧૧ પણ જડ રહ્યું એ તો સાર, નવ હાલેને ચાલે લગાર; ત્યારે બ્રહ્માએ તો એણે સ્થાન, ધરયું વિષ્નુ કેરૂં વળી ધ્યાન. ૧૨ તેથી વિષ્નુ આવ્યા એણે ઠાર, એ તો કહેવા લાગ્યા નિરધાર; અલ્યા બ્રહ્મા તું સાંભળ વાત, કેમ સંભારયો મુને સાક્ષાત. ૧૩ માગ્ય માગ્ય હવે વરદાન, તને આપું હુ તો આણે સ્થાન; ત્યારે બ્રહ્મા કહે સુણો શ્યામ, કરયું ઇંડ આ મેં આણે ઠામ. ૧૪ પણ જડ રહ્યું છેજ એહ, કરો સજીવન હવે તેહ; સુણી બ્રહ્મા તાણી એવી વાણી, થયા અનેક રૂપે પુરાણી. ૧૫

પછી પેઠા પેલા ઈંડ માંય, મહા વિશ્નુ કરી કૃપા ત્યાંય તેથી ઈંડ થયું સચેતન, ઉઠી ઉભું થયું બળવન. ૧૬ પાતાળ થી માંડી નિરધાર, સત્યલોક સુધી લાંબુ સાર; લોક સઘળા એહ કહેવાય, એતો બધાએ વિરાટમાંય. ૧૭ હવેતેમાં સત્ય લોકે મુનિબાળ, રહ્યા બ્રહ્મા પોતે તતકાળ; બીજા લોકો વી શે બીજા જીવ, થશે નિવાશ એનો અતિવ. ૧૮ હવે બ્રહ્મા એ ધારીને મન, કર્યા પુત્ર ઘણા ઉત્પન્ન; એતો બ્રહ્મચા રી થઈ ગયા, ત્યારે બ્રહ્મા તો ઉદાસ થયા, ૧૯પછીફરીથકી એણે સ્થાન, પુત્ર ઉત્પન્ન કીધા નિદાન; થયા એ પણ યો- ગી એ કાળ, જેના રૂદેમાં જ્ઞાન વિશાળ.૨૦ ત્યારે ક્રોધઆ ણી અતિ મન, કર્યું બ્રહ્માએ ઝાઝું રૂદન; પડયાં આંસુનાં ટીપાં તે ઠાર, એતો નિશ્ચે વળી અગીયાર. ૨૧ થયા એ થ- કી એક એક તન, રૂદ્ર એકાદશ બળવાન; પુરવે શિવે કહ્યા તા જેહ, શીવરૂપી બધા વળી તેવ.૨૨ રૂદન થકી થયા નિ રધાર, માટે રૂદ્ર સંજ્ઞા એની સાર; એકાદશમાં મુખ્ય તો જેહ, શંકર નામે પ્રસિદ્ધ છે એહ. ૨૩ એતો બ્રહ્માને કહેસુ ણો તાત, ફરી શ્રષ્ઠિ રચોને સાક્ષાત; થશે તે થકી ઝાઝો વિ- સ્તાર, આખું ઈંડ ભરાશેજ સાર. ૨૪ એવું કહીને શંકરદેવ, ગયા કૈલાશમાં તતખેવ; સાથેલેઇ બીજા દસભ્રાત,ગયાત્વરા થકી એ સાક્ષાત. ૨૫ પછી બ્રહ્માએ તો એણે ઠાર, જોયું ખો ળા વિષે નિરધાર; થયો એ થકી નારદ તન, અતિ તેજસ્વી ને બળવન. ૨૬ છાયા સામું જોયું વળી જયારે, થયા કર્દમ

તે થકી ત્યારે; એવી રીતે અંગુઠાથી સાર, દક્ષ મુની થયા નીરધાર. ૨૭ એમ ભૃગુ આદિ બીજા ચાર, થયા અંગથકી નીરધાર; એતો સપ્તરૂષી થયા ત્યાંય, એક નિમિષ કેરીજ માંય. ૨૮ એમાં મરિચિ થકીજ સાર, થયા કશ્યપ રૂષી તે ઠાર; એહ કશ્યપ વંશે વિશાળ, આખું વિશ્વ ભરાયું તે કાળ. ૨૯ એવી દક્ષ મુનિ થકી ત્યાંય, સાઠ કન્યાઓ થઈ ક્ષણમાંય; એમાં ત્રયોદશ કન્યા જેહ, આપી કશ્યપને આણી સ્નેહ. ૩૦ એહ તેરે કરી નિરધાર; આખું વિશ્વ ભરાયું એ ઠાર; દેવ દઈતને પર્વત નાગ, મેઘ પક્ષી પશુ વૃક્ષ બાગ. ૩૧ એમ ચઈતનને જડ જેહ, થયું તેર કન્યા થકી એહ; હવે સતી નામે કન્યા સાર, આપી શંકરને એણે ઠાર. ૩૨ એ તો ભવાની નામે કહેવાય, બીજી દાક્ષાયણી છે સંજ્ઞાય; મુળ પ્રકૃતિ થકીજ એમ, થઇ બ્રમાણી દેવીજ એમ. ૩૩ એતો બ્રહ્મા તણે ઘર રહી, જેને સાવિત્રિ સર્વથા કહી; બીજી મહાલક્ષ્મી દેવી જેહ, ધરી વિષ્નુને નિશ્ચય એહ. ૩૪ રમા ઈંદિરા એહના નામ, લોક માતા વળી અભીરામ; હવે દક્ષની કન્યા તો જેહ, વરી શંકરની સાથે એહ. ૩૫ એને પારવતી પણ જાણો, કશો સંસય એમાં ન આણો; કોઇ કાર્ય માટે મુનિરાય, પાડી સતીએ પોતાની કાય. ૩૬ ફરી હીમાચળ ઘેર સાર, લીધો લોક પેઠે અવતાર; પાછાં શંકરને વર્યા એહ, નથી એમાં લેશ સંદેહ. ૩૭ પર્વત કેરી પુત્રી થયાં સાર, માટે પાર્વતિ નામપ્રકાર; કાળી કાત્યાયની

ચંડી માત, ઉમા ગૌરીને શીવા શાક્ષાત. ૩૮ એવાં અનેક એહનાં નામ, જેનાં અદ્દભુત છે અતિ કામ; સુણી સુતનાં એવાં વચન, બોલ્યા શૌનકાદિ મુનિજન. ૩૯ અહો સુત મટાડો સંદેહ, કેમ સતીએ પાડયો દેહ; ફરી લેવો પડયો અવતાર, તેનું કારણ કહો આણીવાર. ૪૦ જેથી સંશય મનનો જાય, અતિ આનંદ અંતર થાય; એવી શૌનકની સુણી વાણી, બોલ્યા સુત અતિ પ્રેમ આણી. ૪૧ અહો શૌનક સાંભળો તમે, પ્રશ્ન પુછેલું કહીએ અમે; એક દિવસ ઉમીયાનાથ, ગયા બ્રહ્માના લોકે સાક્ષાત. ૪૨.ત્યાં તોસભા વિષે નિરધાર, બેઠા આસને બ્રહ્મકુમાર; નામ દક્ષ પ્રજાપતિ એનું,અતિ પ્રબળપણુછે જેનું. ૪૩ તેને દેખીને શીવતે ઠામ, નમ્યા નહી પોતે અભિરામ; નમસ્કાર કર્યા વિના ત્યાંય, બેઠા છાનામાના સભામાંય. ૪૪ એવું દેખીને દક્ષને મન, અતિ ક્રોધ વ્યાપ્યો બળવાન; પણ જમાઇ પોતાના થાય, માટે બોલ્યો નહિ ત્યાં તદાય. ૪૫ પછી શંકર તો ત્યાંથી સાર, આવ્યા પોતાતણે દરબાર; હવે દક્ષે આણીને રીસ, તેડયા ભૃગુને ત્યાં તેણે દીશ. ૪૬ વળતી યજ્ઞ કરવા તણો સાર, કર્યો એહને પુછી વિચાર;બધે પત્રીઓ લખીએકાળ, તેડયા મોટા મોટા મુનિબાળ.૪૭એવી રીતે ત્રીદશો તમામ, તેડયા પત્રી લખી એણે ઠામ; એક શંકર વિના તો સાર, તેડયા સમસ્ત દેવ એ ઠાર. ૪૮ એહ પુંઠે રૂતુરાટ જેહ, કર્યો ચાલતો આણીને સ્નેહ; સર્વેદેવનાં કીધાં સ્થાપન રૂદ્રકળશ

તજી બળવન. ૪૯ ભૃગુરૂષી તો આચાર્ય થયા, તેના તાબામાં રૂત્વિજો રહ્યા; હોમે આહુતિકુંડની માંય, સ્વાહા સ્વાહા મુખે ભણે ત્યાંય. ૫૦ હવે કૈલ્લાશ કેરીજ વાત, કહું વિસ્તારી હું તો સાક્ષાત; ગગન મારગે દેવોની નાર, જાય વિમાનમાં બેશીસાર. ૫૧ એવુંદેખીને પાર્વતિમાત, પડયાં વિચારમાંહી પ્રખ્યાત; આવ્યા એવામાં નારદ રૂષી, એને દેખી થયાં સતી ખુશી. ૫૨ પછી સતીએ મુનીને સાર,પ્રશ્ન પુછ્યું પોતે નિરધાર;અહો નારદ સાંભળો વાણુ, એકશંકા થઇ છે પ્રમાણુ. ૫૩ બેશી વિમાને દેવોની નારી, કીયે ઠેકાણે એતો પધારી; કોને ત્યાં છે મહોચ્છવ વાર, એતો કહો મુને આણીવાર. ૫૪ એવું સાંભળી નારદ દેવ બોલ્યા હાસ્ય કરી તતખેવ; અહો સતિ તમારો પિતાય, કરે યજ્ઞ મોટો આ વેળાય ૫૫ એણે તેડીયા દેવ તમામ, એક તમો વિના અભિરામ; એવું કહીને બ્રહ્માના બાળ, ગયા કૈલાશથી તતકાળ. ૫૬ પછી દાક્ષાયણી આણી પ્રેમ, આવ્યા શંકર પાસેજ એમ; વળી કહેવા લાગ્યાં મુખ એહ, અહો સાંભળો નિર્ગુણુ દેહ. ૫૭ મારા તાતતે ત્યાં મહારાજ, યજ્ઞ થાય છે નિશ્ચય આજ; માટે જાવાને ત્યાં મુને સાર, આપો આજ્ઞા મુને આણી વાર. ૫૮ એવું સાંભળી શંકરદેવ, કહેવાલાગ્યા પોતે તતખેવ; સુણો સુંદરી તમેજ વાણી, કહું વારતા એક પ્રમાણી. ૫૯ નથી સુખ ત્યાં જાવામાં લેશ, થશે ઉલટો નિશ્ચય કલેશ; કેમકે તારે તાતે તો સાર, મારે માટે રચ્યો

છે પ્રકાર. ૬૦ રૂદ્રભાગને કાઢવા સારૂ, યજ્ઞ આરંભીયાએહ ચારૂ; માટે નથી જાવું એને ઘેર, ઘેર બેઠાં કરો લીલા લેહેર. ૬૧ એવાં શીવના સુણી વચન, બોલ્યાં સતી આણી દખે મન; અહો નાથ વિના તેડે સાર, જવું તાતતણે દરબાર.૬૨ તેમાં ખોડ નથી લવલેશ, શાનો થાવાનો એહમાં કલેશ, માટે જાવાની હું તો કૃપાળ,નહીં ખાળીરહું આણેકાળ.૬૩

વલણ. એવું સાંભળીને ચઢયો, શંકરને અતિ ક્રોધરે; દુર્ગા કહે ત્યરે ફરી, આપે સતીને બોધરેરેરે. ૬૪

ઇતિશ્રી શીવપુરાણે કવિદુર્ગાશંકરવિરચિતે જ્ઞાનસંહિતાયાં શીવવૈરાત્
દક્ષેણ યજ્ઞારંભકૃતોનામ ષષ્ટોઽધ્યાયઃ ॥ ૬ ॥

## અધ્યાય ૭ મો—દક્ષકથા વર્ણન.

### રાગ સતભામાના રૂષણાનો.

મારી વાહાલી સોહાગણ બોલો રે. એ રાગ.

મારી પ્યારી માનીતી માનોરે, માનો માનો માનીતી માનોરે.ટેક.વણુતેડે કોઈને ત્યાં જાતાં, વિઘ્ન થાયછે ભારી; તાતતણું ઘર હોય તથાપી, શાન્તિ ન વળે સારી. મારી. ૧ આપણનેદેખીને જેનું, દીલડું તો નવ હરખે; તેના મોં આગળ ફરીએ પણ, કયમ એ નયણે નરખે મારી. ૨ સ્વામીનું સન્માન નહીં, ત્યાં સુંદરીને શું જાવું, પતિના અવગુણ સાંભળી કાને, પુંઠેથી પસ્તાવું. મારી. ૩ આદર ને આવકાર નહિ ત્યમ, નહિ અમી નયણાં માંહિ; એ ઘેર પ્રાણ ગયે નવ જાવું, કંચન વરસે તાંહી. મારી. ૪ વિના માનથી

વલખાં મારી જેહ પરાણે પેસે; તેમાં અંતે સુખ ન આવે, દીલ ઉદાસી રેહેશે. મારી. ૫ અબળામાં અવગુણહોયઝાઝા, હઠ ઝાલે છે ભારી; ગરીબ ગ્રહસ્થની નાર હોય પણ, વાત કરે અવિચારી. મારી. ૬ મલાવડાં મીથ્યા કરતીએ, જાણ્યું પોગળ તારૂં; વણતેડે જાવા ઇચ્છે તે, માપજ ઘટવા મારૂં. મારી. ૭ રામાની રીતી તો નારી, સર્વે હું તો જાણું; એ માટે વિશ્વાસ કદાપિ, વિનતાનો ના આણું. મારી. ૮ સ્વારથ સાધવો હોય તો નારી, પેટમાં પેશી જાએ; ભયન ગણે ભગવંતતણો ત્યમ, બોલે નહિ બંધાએ. મારી. ૯ સિંહતણા કડકા કરે નારી; માંજારીથી ડરશે, પાણીમાંહી પગ ન માંડે, સેહેજે સિંધુ તરશે. મારી. ૧૦ રીઝે તો તો સર્વત્ર આપે, ખીજે ઈજ્જત લેશે; રસ્તે જાતાં આળ ચઢાવે, ખોટીગાળો દેશે. મારી. ૧૧ અણગમતા આદમીને ન ગણે, ત્રણ કેતેરની માંહી; મન માને તો વરવા સાથે, વિષય ભોગવે ત્યાંહી. મારી. ૧૨ પોતાનો મત સાચો કરવા, શાસ્ત્ર પુરાવે આપે; કબુલ કરે નહી મનડુ એનં, હર વાતે ઉથાપે. મારી. ૧૩ પેટતણો નવ પારજ આપે, હશીને હીત સૌ હરશે; ધારેતો બ્રહ્મા જેવાને, ભોળવી ભ્રષ્ટજ કરશે. મારી ૧૪ જ્યાં સુધી અબળા નવ ધારે, ત્યાં સુધી નર સાધુ; જો જુવતિ દ્રષ્ટિમાં ઘાલે, તો બોળાએ બાધું. મારી. ૧૫ નહી કરવાની વસ્તુ કરશે, વાતમાં સૌને વાહ્યે; ભુપતણો પણ ભય નવ રાખે, જ્યાં ધારે ત્યાં જાયે. મારી. ૧૬ ઉપરથી લજ્જા દેખાડી,

સતિનું પદ તો સ્હાશે; પણ એવો પ્રસંગ આવતાં, તર્ત પ રિક્ષા થાશે. મારી. ૧૭ ઈંદ્રાદિક આજ્ઞા માને છે, મારી તો સૌ કાળે; પણ તું તો મુજને આ વખતે, વિકળ સરીખો ભાળે. મારી. ૧૮ પિતા પતિથી વધતો માન્યો, એથી હદ તો આવી; એ માટે ગમતું કર ગોરી, શીદને પુછવા આવી. મારી. ૧૯ વિરામ દોહરો. એ રીતે ઇશે કહ્યુ, સતિને તો સાક્ષાત; દુરગો કહે એ સાંભળી; બોલ્યાં કાળી માત. ૨૦ રાગ ચાલતો. મારા સ્વામી આવું શું બોલોરે, નિર્ગુણ નામી આવું શું બોલોરે. ટેક. પિયર વડે હું છુંજ પનોતી, સઘળું સુખડું જાણું; તાત માતને નજરે દેખી, પ્રેમ અતિસે આણું. મારા. ૧ કોણ કર્કશા એવી હોય તે મૈયરપર રીસાએ જેણે મોટી કીધી એનો, અવગુણ કેમ મનાએ. મારા. ૨ તનડામાંહી તાપણી કીધી, મોત વિનાની મારી; મૈઅર મારૂં તાજ કરવા, આશી હિંમત ધારી, મારા. ૩ અમૃત જેવાં વાકય તમારાં, પણ અગ્નિ સમ લાગે; માત પિતાપર કોપજ કરવા, કયમ મનડું અનુરાગે. મારા. ૪ કુટિલ કર્કશા કોણ હોય તે, વેળા જે ન વિચારે; તાત તણે ઘેર અવસર અ,વે, માન શું જોઈએ મારે. મારા.૫ પ્રેમ પરિક્ષા કરવા સ્વામી, તકમાં સાચવો ટાણું; પણ મારૂં કરવા બેઠા છો, વિશ્વની માંય વગોણું, મારા. ૬ નિર્માની તમને સૌ કહે છે, જોશી વેદ પુરાણી; પણ આ વખતે બુદ્ધિ ત મારી, લીધી મેં તો જાણી, મારા. ૭ આવું હું જાણત તો

તમને, પુછત નહી વળી પહેલી; છાનીમાની જાત ત્વરાથી તમને એકલા મેલી. મારા. ૮ સ્વામી તમારા બોલ સહુ પણ, દેશ કરૂં કયમ કાણી; કોઈ દીન તેડવા આવે મુજને પેટની તનયા જાણી. મારા. ૯ દક્ષ તણી દુહીતા થઇને, હું શત્રુવટ કેમ સારૂં; સમજણવાળા થઇ સ્વામિ શીદ, માપ ઘટાડો મારૂં. મારા. ૧૦ દીલની વાતો કોને કહેવી, માપ વિના મરૂં રૂંધી; પિયર વિના તો પાધર મારે, સો સો જો-જન સુધી. મારા. ૧૧ મુજ પિતા સાથે શું વળિયું, વાંકું એતો કહોને; સુખ આવે તો એમને બદલે, મુજને શુળી યે દોને. મારા. ૧૨ હું અબળા બોલુ છું ઓછું, ધાક તમારી ધારી; તો પણ હા નથી કહેતા મુખથી, મનમેલા છો ભારી મારા. ૧૩ કંથ કહ્યુ નથી કાને ધરતા, કંપે જીવડો મારો; બે પાસે બોલે બંધાણી, એક નથી હવે આરો. મારા. ૧૪ એવા અવગુણ દેખી તમારા, સોસાઈ હું સંતાપે; આજ પછી કોઈ દિવસ તમને, કન્યા કોઇ નહિ આપે. મારા.૧૫ પરણી લાવ્યા પુંઠે કોઈ દીન, દીધી નહીં ત્યાં જાવા; આજ સમો આવ્યો એ વખતે, હઠ લો છો શું ખાવા. મારા. ૧૬ દક્ષ તણું ખોટું દેખાતાં, તમને લાંછન મોટું; સગો સગાનું સારૂ ઇચ્છે, દુષ્ટ તો ધારે ખોટું. મારા ૧૭ સારા કુળનો બાળક એ તો, સાસરીને સોભાવે; પતિત હોય પણુ પાવન કરશે, પ્રીતિથી બોલાવે. મારા. ૧૮ આપ્યું લીધું કંઈ નવ આણે, અંતરમાં કોઇ કાળે, સદા સર્વદા આશિષ દેછે, ક-

રૂણા દ્રષ્ટે ભાળે, મારા. ૧૯ સેહેજ વાતમાં વાંકું પાડયું, આતે અનરથ કેવો; સસરાનું ખોટું દેખાડી, શો શીરપાવજ લેવો. મારા. ૨૦ કોઈની વાતમાં ડહાપણ કરતાં, તોલ્ન સો મારો રહેશે; પીયર તજયાથી પાપી લોકો, નહિ કહેવાનું કહેશે. મારા. ૨૧ સૌ વાતે સુખ સાસરીયાનું, શુળી તુલ્ય વખાણું; ગરીબ પિયર પણ ગુણવંતીને, ઠરવાનું ઠેકાણું. મારા. ૨૨ પીયર તણી માનીતિ અબળા, હિંમત હૈયે આણે; સાસરીયાં પજવે પણ એ તો, સ્વલ્પ કષ્ટ મન જાણે. મારા ૨૩ પીયર તજાવી શું ધાર્યું એ, સ્વામી તમે ઊચ્ચારો;વિ-શ્વપતિ કયમે કરવા બેઠા, મીથ્યા આ જનમારો. મારા.૨૪ ઢંગ તમારા દેખીને હું, નિત્ય મરૂછું લાજી; સદ વસ્તુનો સંગ કરો નહિ, કલેશ કર્યાથી રાજી. મારો. ૨૫ સગાં સ-હોદર સાસુ સસરો, એથી છેટા નાસો; ભુત પ્રેતમાં ભમતા હીંડો, અરે જુલમ એ આસો.મારા. ૨૬આવું રૂડું સ્થા-નક મુકી, સ્મશાનમાંહી માલો; સાચું કહેતા ક્રોધ કરીને મર્મ વચન તો આલો. મારા.૨૭આ વખતે જો સુભ ઇ-ચ્છો તો મુજને આજ્ઞા આપો;નહીતો કરમાં ત્રિશુળ લઈને કાયા મારી કાપો.મારા.૨૮નહી જાવાદોનાથ તમે તો,પ્રાણ તજીશ હું મારો;પિયરવિખુટી નહી રહેવાની,એતો દીલવિ ચારો.મારા.૨૯વિરામ દોહરો.એવું સાંભળીને વધ્યા, શંકર એણે ઠાર;દુરગો કહે એનો કરૂં,શ્રોતાજન વિસ્તાર.૩૦રાગ મેવાડો.શંકર કહે સતી આપનેગમેએ કરો.લેઈ નંદી ભૃંગી

ગણુ સાથ સુખેથી પરવરે.૧ એવું સુણી સતી ચાલીયાં, નંદીને લેઈરે.આવ્યાં હેવામાં તાતને દ્વાર,દીલમાં ખુશીરે. ૨ યજ્ઞ ક્રિયાત્યાં ચાલી રહી,જોઈ તે ખરીરે. ઉભાં પોતે એણે ઠાર, મૌનપણું ધરીરે. તપાસીને જોયાં સર્વના સ્થાપન ત્યાં વળીરે.રૂદ્ર કળશ ન દીઠા તેમાંય,આંતરડી કળકળીરે. ૪ તોપણ દક્ષેન આપીયું માનતો નહીંરે. જાણે પુત્રી એતો મારી ન્હોય, સંસારની મહીંરે. ૫ દક્ષ પ્રીયા પણ ના વદી,જોઇ દીકરીરે. લાગ્યો પોતાના સ્વામીનો ત્રાસ,એથકીતે ડરીરે.૬તેણે સમે ચડયો ચંડીને, ક્રોધતો અતીરે. પડયાં પોતે અગ્નિકુંડમાંય,દૈવ તણી ગતીરે.૭ભસ્મ થયાં બળી કાળિકા, રોષ આણીનેરે.ત્યારે સ્તબ્ધ થયા સૌ દેવ વિઘન જાણીનેરે.૮ એવું દેખીને નંદી શીવનો નાઠો તે સહીરે તેણે આવીને સીવને ત્યાંય, ખબર સૌ કહીરે.૯ એવું અચાનક સાંભળી;શીવકળ કળ્યારે. પ્રિયા મર્ણથી કરતા વિલાપ. ધરણીમાં ઢળ્યારે.૧૦ અહો સતીમેંપહેલું કહ્યું, તને વિનવીરે. પણ માન્યું નહી તે લગાર, આકળી બહુ હવીરે. ૧૧ પ્યારી તારા ગુણ સાંભળી, દીલરાજેછેરે; તેવો અંતરમાં અરિસોક, ગાઢો ગાજે છેરે. ૧૨ મરજી પ્રમાણે તું ચાલતી, સઊં સાંખીનેરે ભાંગવાટીને આપતી નિત્ય, શાકર નાખીનેરે. ૧૩ રીસાઉ જો કદી હું વળી, તો તું બહુડરેરે. ચાલે નેત્રથી આંસુની ધાર,મનાવ્વાનેફરેરે.૧૪ હરેક વાતમાં પુછતો, તેનો સુંદરીરે. કરતાં આપણે બેઉત્રિ

ચાર,એ ક્યાંથશે ફરીરે ૧૫ પુરૂષને પ્રિયા આધારછે, પુર્ણ નારનોરે. રથને રથ ચક્રનો ન્યાય; લાવો સંસારનોરે. ૧૬ ઇંદ્રીયો ઈંદ્ર અકારણે મળવા તપેરે. પણ પ્રિયા વિના તો નિરાશ, વિસેષ વિલપેરે. ૧૭ રામા વિનારળવું બળ્યું, ઉદાસી અતિરે. ઘરધંધામાં ઘેરાયજન,મુઝાય છે મતિરે. ૧૮ વિનતા વિયોગે ના રડે,એવો કોઈ નહીરેસીતા જાતાંરડ્યા રઘુનાથ,દાખલો એ સહીરે.૧૯સુંદરી ભુષણ અંગનું, કવિ સૌ કહે રે મનરંજન કરો મુકામ, કાયર શું લહે રે. ૨૦ સંસાર રૂપી ત્રીતાપમાં, પ્રિયા પ્રાણ છેરે. સ્પર્શ કર્યાથી શાન્તિ પમાય, રત્નની ખાણ છેરે. ૨૧ સ્યામાજતાં સુખ સૌગયું; એવો ન્યાય છેરે, સુનું ભુવન ખાવા ધાય, મન મુંઝાય છેરે. ૨૨ કાયામાં કષ્ટ પેદા થતાં સગું કોઇ નહિરે એક અબળા રહે છે આધીન, જે તે રીતે સહીરે. ૨૩ માત પિતા વધુ વીરની, પુત્ર તારૂણીરે; કોઇને જોર ન કહેવાય, ઈચ્છા મન તણીરે. ૨૪ દ્રવ્ય દેખી સરવે સગાં, પાસે આવશેરે; વિના દ્રવ્યે પ્રિયા રહે પાસ, સંકટ વેઠસેરે. ૨૫ જ્યાં સુધી જીવે જગતમાં જેની સુંદરીરે;ત્યાં સુધી એતોછે ભાગ્યવાન, વાતો એ ખરીરે.૨૬ પ્રિયાવિના પ્રાણ ટળવળે, ગમે કંઇ નહીરે; ઘર સોભતું નથી લગાર, ઝાંખું બધું સહીરે.૨૭ ભ્રાત ને પુત્ર મુવા થકી, સર્વ પ્રાણીનેરે; ભાગે અરધું અંગ સદાય, લેવું એ જાણીનેરે. ૨૮ તેવી રીત ત્રિયા નાશથી, શાસ્ત્ર સૌ ભણેરે; ભાગે અંગ

બધુએ તમામ, ધાર્યું ના બનેરે.૨૮નિદ્રામાં સ્વપ્નું આ-
વસે, આલિંગન તણુંરે; થતાં જાગ્રત કંઇ ન જણાય, આ
શ્ચર્ય એ ઘણુંરે.૩૦અર્ભક જો નાનાં હસે,તોતો સીકમીરે;
ઘર મુકીને કંઇ ન જવાય, જીવડો દમીરે. ૩૧ એવું કહી
શીવ સોચતા,દીલમાં વળીરે;એતો ચલાવા વિશ્વવેહેવાર,
કોઇ ના શકે કળીરે. ૩૨ પ્રિયાનો પ્રેમ જણાવવા લીલા
માનુશીરે; કરી શંકરે આણીવાર, પોતે સદા ખુશીરે. ૩૩
સચ્ચિદાનંદ સ્વરૂપમાં,સોક કયાં રહેરે;કાળ માયાતોજેને
આધીન, તે શી રીતે દહેરે.૩૪ પ્રકૃતિછે દક્ષ કન્યાએ મરે
નહીરે; થયાં પોતેજ અંતરધ્યાન, જાણી જોઈ સહીરે.૩૫
હિમાલય ઘેર ઉપજી, પાછાં નાથનેરે;વરસે અંબીકાએતો
કૃપાળ, ત્રિદશ સાથનેરે.૩૬ તે માટે શ્રોતા પ્રાણીને,વેહેમ
છોડવોરે; જાણી નિર્ગુણી શંકર તાત, સ્નેહતો જોડવોરે.
૩૭વળતી શીવે ક્રોધ આણીને, ગણોને કહ્યુંરે; જાઓ દક્ષ
તણો કરો નાશ,સગપણ શું રહ્યુંરે.૩૮એવું સુણો વિરભદ્ર
તો,ગણ બહુ બળીરે; એતો ચાલ્યો સેન્યા લઈ સત્ય, વા-
રતા સાંભળીરે. ૩૯ હેલા માંહી આવી પોહોંચીયો, દક્ષ
સ્થાનમાંરે; ત્યારે દીઠા ત્યાં દેવને વીપ્ર, બેઠા બેભાનમાંરે
૪૦ ત્યારે તેનાપર કુટીઓ, રોષ આણીનેરે;માર્યા દેવતાને
અતિ માર, ગર્વિષ્ટ જાણીનેરે.૪૧ એ રીતે ભ્રગુ રૂષી તણી
તોડી દાઢીનેરે; વળી બોખા કર્યા નિરધાર,દશન પાડીનેરે
૪૨એવું દેખી વીપ્ર દેવતા, નાઠા દ્વારથીરે; જાણે અવસાન

આવિયો પાસ, શોવગણુ મારથીરે. ૪૩ વીરભદ્રે પછીએ સમે, ખડગ કાઢીયું રે; એણે કરીને દક્ષનું ત્યાંય મસ્તક પાડીયુંરે ૪૪ વળતી હોમ્યું એને યજ્ઞમાં ઝાલી હાથમાંરે થયો એ સમે ત્યાં હાહાકાર, સુરગણુ સાથમાંરે. ૪૫ કૃત્ય એવું કરી વિર એ, સેના સૌ લઈરે; આવ્યો કૈલાશમાં તત્કાળ, ખબર તો કહીરે. ૪૬ તેને સુણી તાત જક્તના, રાજી બહુ થયારે; પછી વખાણ્યો પેતાનો દાસ, શ્રેષ્ટ ગુણો કહ્યારે. ૪૭ એ વારતા રહી એટલે, સુણો દ્વીજ સહુરે; હવે દક્ષને ત્યાં થયું કેમ, એ સઘળું કહુંરે. ૨૮ દક્ષ મુવા પછી દેવતા, સોચે ત્યાં ઘણુંરે; પછી વિચાર કીધોએક, એતો હું ભણુંરે.૪૯ નમવું જઈ શીવ નાથને, મુકી મામનેરે; કરવી સ્તુતી અતીશય સાર, પામી જ્ઞાનનેરે ૫૦બ્રહ્મા વિષ્ણુએમ ધારીને, ચાલ્યા ત્યાં થકીરે; સાથે લીધા વિપ્રો અને દેવ, વારતા એ નકીરે. ૫૧ એવી રીતે ધડ દક્ષનું,લીધું તે વળીરે પછી આવીયા શીવને ધામ, ટોળો સૈ મળીરે.૫૨ એ પુંઠે વેદના મંત્રથી, અજકેશવેરે; કરી શીવની સ્તુતી એ ઠાર, જેને યોગી સ્તવેરે.૫૩ એ સુણીને ખુશી બહુથયા,ઉમાના પતીરે; ત્યારે મળ્યા તમામને સાર, પોતે મહામતીરે.૫૪ વળતી વિષ્ણુના કહેવા થકી ધડ દક્ષનું રે;એને મંગાવ્યું પોતાની પાસ, શ્વસુર પક્ષનું રે.૫૫ માથું તો હોમ્યુંતુયજ્ઞમાં, પોતાના ગણેરે; માટે કપાવ્યું ઘેટાનું શીશ, ચોઢવા કારણેરે. ૫૬ દક્ષના ધડ સાથે જોડીયું,એહશીશનેરે, પછી ઇસે

તો છાટયું નીર,છોડી રીસનેરે. ૫૭ એ થકી દક્ષ પ્રજાપતી, જીવતો થયોરે; ઉઠી લાગ્યો શંભુને પાય,નીચું જોઇ રહ્યોરે. ૫૮ એ પુંઠે દેવને બ્રાહ્મણો, ઘાયલ્લ જે હતારે; એનાં અંગ કરી દઢ ખુબ, કીધા સોળનારે.૫૯ કૃપા એવી જોઈ શીવ-ની, ખુશી સુર થયારે; પછી ઈશની લેઈ રજાય, મુકામમાં ગયારે.૬૦ સુત કહે મુની સાંભળો, કહું સ્નેહથીરે;હવે શં-કર કેરી જે નાર, બળીયા છે દેહથીરે. ૬૧ એતો ગીરી હિ માલય તણે ઘેર અવતર્યાંરે; ધર્યો મેના કુખે અવતાર,નિ શ્ચય ત્યાં ઠરયાંરે.૬૨એતો વરસે પાછાં શીવને,તપઆદરીરે; તેનો આગળ થાસે વિસ્તાર, વારતા એ ખરીરે. ૬૩

વલણ. એ રીતે સુતે કહ્યું, દક્ષ તણુ આખ્યાનરે;દુર્ગો કેહે તેને સુણે, તે નર પામે જ્ઞાનરેરેરે. ૬૪

ઇતિ શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં દક્ષકથાવર્ણનો નામ સપ્તમો અધ્યાયઃ ૭

## અધ્યાય ૮ મો. શીવ પુજન વર્ણન.

### રાગ મારૂ.

બોલ્યા શૌનક મુનિ વચન, સુણો સુત પુરાણી પાવન; ઉમાપતિ તણી પુજા જેહ, કહો વિસ્તારી સ-ઘળી એહ. ૧ સુણી સુત બોલ્યા એણે ઠાર, ધન્ય ધન્ય મુનિના કુમાર, શીવ પુજા તણી વીધી સર્વ; કહું આ વેળા મુકીને ગર્વ. ૨ કાયીક આદી જે પાપછે ચા ર, વળી પુર્વના દોષ અપાર; શીવ પુજા વીનાએ તો સાર નથી નાશ થતા નિરધાર. ૩શીવના મનથીજેને મુખ,એને

સ્વપ્ના વિષે નહિ સુખ; જીવતો નર પ્રેત સમાન, એનો સ્પર્શ થતાં કરવું સ્નાન. ૪ શીવ ભકત હોયે પ્રાણી જેહ, એને આણીને અત્યંત સ્નેહ; બ્રાય મુહુર્ત્તમાં ઉઠવું સાર, રાત્રી રહેતાં ઘટી ત્રણ ચાર. ૫ ઉઠી બેસવું પથારી માંય,કરવું ધ્યાન ગુરૂ કેરૂં ત્યાંય; એવી રીતે વિષ્નુ સ્મર્ણ જેહ,કરવું એ પણ આણીને સ્નેહ. ૬ પછી દક્ષિણ દિશામાં સાર, જાવું મળ ત્યાગવા નિરધાર; ત્યાંથી આવી ધોવા હસ્ત પાય, લેવી પાંચ ફેરા મૃતિકાય. ૭ કરવું એ પુંઠે દંત ધાવન, આણી અતિશે ઉમંગ મન; બાર આંગળ કેરૂંજ સાર, લેવું દાતણ તો નિરધાર. ૮ ક્ષત્રીને ઓછું આંગળએક, એથી વૈશ્યને ઓછુંજ છેક;શુદ્રને ઓછું એહથી સાર, કહ્યો દાતણનો એ પ્રકાર. ૯ દાતણ કર્યા પછી એણે ઠામ, નાવું તિરથમાં અભિરામ; તિર્થ ના મળતાં મુની બાળ, ન્હાવું અન્ય તોયે તતકાળ.૧૦ નાહી ઉઠયા પછી નિરધાર, વસ્ત્ર ધોયેલાં પહેરવાં સાર; પછી પુજાનું સાહિત્ય જેહ,કરવું એકઠું સમસ્ત એહ. ૧૧એને લેઇ પોતા કેરી પાસ,બેસવું પુજા કરવા પ્રકાશ; એક આસન ઉપર ત્યાંય, બેસવું પછી આનંદમાંય. ૧૨ સામા આસન ઉપર સાર, કરવું અષ્ટદળ નિરધાર; એહ ઉપર વળતી એમ, શીવ સ્થાપવા આણીને પ્રેમ. ૧૩ પછી ત્રણ ફેરા એણે ઠામ, કરવું આચમન અભિરામ; પ્રાણાયામ પણ એણીવાર, કરવો એટલો ત્યાં નિરધાર. ૧૪ વળતી ધરવું શીવનું ધ્યાન, રાખી નિશ્ચળ મન

નિદાન; કરવી દેહની શુદ્ધિ તદાય, જપવો ૐકાર મંત્રસદાય. ૧૫ પછી ઉભય કહ્યા જે ન્યાસ, કરવા એ પણ આણી ઉલ્લાસ; એની પુંઠે લેઇ જળ હસ્ત, કરવો સંકલ્પ એ તો સમસ્ત. ૧૬ પુજા કેરૂં તો સલીલ જેહ, કરવું સુગંધીવાળુંજ એહ; નાના પ્રકારનાં ફળફુલ, મુકવાં સહુ એ તો અમુલ્ય, હવે પ્રથમ પુજા તો સાર, કરવી નંદી તણી નિરધાર, પછી દ્વારપાળ તણી થાય, પછી પાર્વતી કેરી તદાય. ૧૮ એની પુંઠે પિનાકીનું સાર, કરવું પુજન વિપ્રકુમાર; એ ો ઊપચાર લેઇને સોળ, દીપ દક્ષિણા આદિ તંબોળ. ૧૯ વળતી પદ્દમાસને કરી વિપ્ર, શીવ સ્તોત્રને ભણવું ક્ષીપ્ર; એહ પુંઠે વળી નીરધાર, શીવ ઉપર કરવી જળધાર. ૨૦ એણે સમે તો ભણવું જેહ, કહું વિસ્તારીને હવે એહ; પુરૂષ સુકતનો કરવો ઉચ્ચાર, વળી મૃત્યુંજય મંત્ર સાર. ૨૧ એ ન આવડે તો એણે ઠામ, ભણવો પંચાક્ષરી અભિરામ; મંત્ર સહસ્ત્ર થાય જેવારે, કરવી જળધારા બંધ ત્યારે. ૨૨ પછી કરવું ફરીથી પુજન, ઉપચારે કરીને પાવન;ભણવું સ્વસ્તિ વાચન એણે ઠાર, મંત્ર પુષ્પાંજળી નીરધાર. ૨૩ ગાલ વગાડવા એણે ઠામ અતિ પ્રેમ આણી અભિરામ; આવી રીતે કરી જેહ જન, કરે શીવનું નિત્ય પુજન. ૨૪ એનાં સંકટ સરવે જાય, ભુત પ્રેતાદિ દોષ પળાય; ચોટ કૃત્રીમ વ્યાધિ તો જેહ, નાસે તર્ત એમાં નહિ સંદેહ. ૨૫ મટે દારિદ્ર ને મળે ધન, રમે બાળક શ્રેષ્ટ સદન; કરે ઉદ્યમ જેટલા પ્રાણી, ફળે

એટલા તો નિરવાણી, ૨૬ જે જે સ્થળ વિશે વળી જાય, તે તે સ્થળનીમાંય પુજાય. ૨૭

વલણ. એ રીતે સુતે કહ્યો, શીવ પુજા મહિમાયરે;દુ-રગો કહે એને સુણે, એ નર પાવન થાયરે. ૨૮

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે ગ્નાનસંહિતાયાં શીવપુજનવર્ણનો અષ્ટમોડધ્યાયઃ ૮

## અધ્યાય ૯ મો—તારકાશુરે તપ કર્યું.

### રાગ સામેરી.

ઢાળ સુતપુરાણી એણીપેર બોલ્યા, સાંભળો ઋષિરાય; વિસ્તારી સંભળાવું હવે, શીવલીલા મહિમાય. ૧ પૃથ્વી ઉપર દૈત્ય થયો એક, તારકાસુર બળવાન;તારકદૈત્યનો સુત એકહાવે, તેજસ્વી નિદાન. ૨ માયાવિ પુરૂષોને એ પણ, મોહ પમાડે સાર; તેણે જઈ તપ કરવા માંડયું, વન વિષે નિરધાર. ૩ અતિદારૂણ તપ આચર્યુ એણે, સાંભળો મુનિના બાળ; સો સંવત્સર સુધી રાખ્યા, ઉંચા હાથ વિશાળ. ૪ તેવો સો સંવત્સર તોળયો,અંગુઠાપર દેહ;એવી રીતે સો સંવત્સર, જળમાં ઉભો એહ. ૫ સો સંવત્સર સુધી કીધું, પંચાગ્નિ સાધન; વળી સો વર્ષો સુધી રાખ્યું,નીચું મુસ્તક તન. ૬ શત સંવત્સર સુધી ઢકીયો, વૃક્ષની ઉપર સાર; ત્યાં સુધી નવ કીધો એણે, પર્ણાદિક અહાર.૭ એવા એના ઉગ્ર કષ્ટથી, ડોલી આધરાય; વળી મુસ્તકથી જ્વાળા નિ-કળી, અગ્નિની તદાય. ૮ ત્યારે ત્રિદશાકેરો રાજા, ત્રાસ્યો તેણે ઠાર; જાણે મારૂં ઇંદ્રાસન તો, લેશે દઈત્ય કુંમાર. ૯

એમ વિચારી સૌ દેવોને, તેડી સુરનો રાય; બ્રહ્મ લોકમાં આવી લાગ્યો, પરમેષ્ટીને પાય. ૧૦ વળતી એતો કહેવા લાગ્યો, બ્રહ્માને વચન; અરે તાત આ દઇત્ય ત્રાસથી, ઉગારો ભગવાન. ૧૧ એના તપથી પૃથ્વી ડોલી, ડોલ્યા દશ દિગપાળ; તે માટે ઉગારો મુજને; પિતામહ આકાળ. ૧૨ એવું સાંભળી બ્રહ્મા બોલ્યા, સાંભળ સુરનારાય; એને હું વરદાન આપું છું, જઈને આવેળાય. ૧૩ તેણે કરીને તેના શીરનો, અગ્નિ સમશે સાર; વળી ઈંદ્રાસન ડોલતું તારૂં; રેહેશે સ્થિર નિરધાર. ૧૫ એવું કહીને પરમેષ્ટી તો આવ્યા દઈત્યની પાસ, માગ્ય માગ્ય એમ કહેવા લાગ્યા, મુખથકી પ્રકાશ. ૧૪ એવું સાંભળી દઈત્ય પુત્રતો, પ્રીત્યે લાગ્યોપાય વળતી એતો કહેવા લાગ્યો, બ્રહ્માને તદાય.૧૬ મારા જેવો બળવાળો કોઈ, નવ થાયે મહારાજ; વળી સૌ દેવાને હું જીતું, લેઉં તેમનું રાજ. ૧૭ કોઈ પ્રકારે મૃત્યું મારૂં, નવ થાયે મુનિરાય; એક પ્રકારે નાશ થઉં હું, તે કહું આવેળાય. ૧૮ શંકર કેરા સુદ્ધ વિર્યથી, પુત્ર થાય નિરવાણ, તેતો સેનાપતિ થઈને,મારે મુજને બાણ. ૧૯તેકાળેહું મરણપામું સાંભળોનેમહારાજજોવર આપવાઆવ્યા હોતોઆપોએટલું આજ ૨૦એવું સાંભળી બ્રહ્મા બોલ્યા, અસ્તુ ભાઇ આ વાર તે માગ્યું એ તુજને મળશે; સત્ય કહું નિરધાર. ૨૧ એમ કહીને પરમેષ્ટી તો, આવ્યા પોતાને ઠામ; ત્યાર પછી શું નિપજ્યું,એતો કહું અભિરામ.૨૨ વર પામીનેરાક્ષસપેલો,

તાર દઇત્યનો તન; શોણિતપુરમાં આવ્યો સત્વર, કીધું રા જ્યાસન. ૨૩ એ કાળે પણ બીજા દઇત્ય, આવી વશીયા સાર; એતો તારક સુતની આજ્ઞા, પાળે વળી નિરધાર.૨૪ દૈત્ય સર્વનો સ્વામી બનિયો, એ રીતે મુનિરાય; જેને ધાકે ધરતી ધ્રુજે, ત્રાસે દેવ બધાય. ૨૫ આખી પૃથ્વી કેરા રાજા, જીત્યા દઇત્ય સાર; એવી રીતે દેવ સર્વના, લીધા સૌ અ-ધિકાર. ૨૬ રત્નાદિક સંપત્તિ એ પણ, ખુંચી લીધી ત્યાંય વળી બીજી વસ્તુઓ સારી, આણી પુરની માય. ૨૭ બ્રા-હ્મણ ગાયો સાધુ એને, પીડવા લાગ્યો એહ; સર્વનાં ધન ખુંચી લીધાં, તેમાં નહિ સંદેહ.૨૮ એણે કરીને સર્વ દેવતા થયા ઉદાસી મન, એથી એકઠા થઇને આવ્યા, બ્રહ્માને સ-દન. ૨૯ તેને દેખી બ્રહ્મા બોલ્યા, સાંભળોને સઉ દેવ; સર્વે એકડા થઇ કેમ આવ્યા, આ વખતે તતખેવ. ૩૦ ત્યારે ત્રિદશ કેહેવા લાગ્યા, સાંભળોરે મહારાજ; તારકાસુર રાક્ષ સ પીડે છે, લીધી એણે લાજ. ૩૧ રત્ન અમારાં ખુંચી લીધાં, કીધો કાળો કેર; એવી રીતે માર મારે છે,આવી અ મારે ઘેર. ૩૨ બ્રાહ્મણ કેરા યજ્ઞાદિક જે, ક્રિયાઓજેકહેવાય; એ પણ સર્વે બંધ કરી છે, તેથી એ અકળાય. ૩૩ તે માટે ઓ પરમેષ્ટી તમે, કૃપા કરો આ વાર; જે તે રીતે એ રાક્ષ-સનો, નાશ કરો નિરધાર.૩૪ એવું સાંભળી બ્રહ્મા બોલ્યા, સાંભળો સુર મુજ વાણ; મારાથી એ રાક્ષસ કેરી નથી થ-વાની હાણ. ૩૫ કારણ કે એ મારા વરથી, વૃદ્ધિ પામ્યો

સાર; એ માટે મુજથી નવ થાયે, એહ તણો સંહાર. ૩૬ પણ તમને ઉપાય બતાવું, તેથી થાશે કામ; શંકર સુતથી મૃત્યુ પામે, દઇત્ય એતો અભિરામ. ૩૭ શંકર કેરા સુદ્ધ વીર્યથી, જે થાયે સંતાન; એણે કરીને નાશ થાય એ, રાક્ષસતો બળવાન. ૩૮ આ વખતે હીમાલય ઉપર, શંકરપોતે સાર; તપ કરવા માટે બેઠા છે, ધ્યાન ધરી નિરધાર.૩૯ એ ઠેકાણે નારદજીના કહેવાથી રાજન; હીમ તણી પુત્રી આવે છે, કરવા શીવ પુજન. ૪૦ પારવતી છે નામ એહનું સતી કેરો અવતાર, અપાર ગુણને આકૃતી સારી, રૂપ તણો ભંડાર. ૪૧ પુર્વે દક્ષ તણી એ પુત્રી દાક્ષાયણી કહેવાય; તેણે યજ્ઞની માંહે હોમી, કોપ કરીને કાય. ૪૨ તે નિશ્ચે અવતરી થઇ મોટી, હીમાચળને ઘેર; મેના કેરા ઉદર ભાયથી,પ્રગટી એણી પેર. ૪૩ કન્યા રૂપ છે હાલ એહનું, વખાણ્યું નવ જાય, એતો બે સખીયો લેઇ આવે, કરવા શીવ પુજાય.૪૪ શંકરને વરવાનો એના, અંતરમાં અભિલાષએ કારણ માટે એ આવે, નિત્યે શંકર પાસ. ૪૫ પણ શંકર નથી મોહ પામતા, જીતેંદ્રિય જોગીશ; જેનું હુંતો ધ્યાન ધરૂં છું, શેષ અને લક્ષ્મિશ. ૪૬ કોઇ પ્રકારે મોહ પામે એ, પરમાત્મા અવતાર; વળી પારવતી સાથે કરે એ, સંગ વળી નિરધાર, તેથી દિકરો ઉત્પન્ન થાયે, મહાબળિયો રાજન. તો એ તારકાસુરને મારે, સત્ય કહું વચન. ૪૮ તે શંકર મોહ પામે, પારવતી જોઇ દ્રષ્ટ; એવો કંઈ ઉપાય કરો તમે, આ વેળા

ઉતકૃષ્ટ. ૪૯ એવું સાંભળી ઇંદ્રાદિકતો, દેવ કહાવે જેહ; એ તો સૌ મુકામે આવ્યા, એમાં નહિ સંદેહ.૫૦ વળતી ઇંદ્રે મિત્ર પોતાનો, કામદેવ કહેવાય; એનું સ્મર્ણ કર્યું કે એઓ આવ્યા એ વેળાય. ૫૧ એને દેખી સુરપતીને મન,ઉપજયો આલ્હાદ; વળતી પોતે કહેવા લાગ્યો,કાઢી ધીમો સાદ.૫૨ અહો મીત્ર બહુ દહાડે મળીયા, સાંભળ મારી વાત; મુજને બહુ સંકટ પ્રગટયું છે, આ વેળા સાક્ષાત. ૫૩

વલણ. અસુર એક પેદા થયો, તારકએનું નામરે;ઇંદ્ર કહે એતો નડે, અમને આણે ઠામરેરેરે. ૫૪

ઇતિશ્રી શીવપુરાણે કવિદુર્ગાશંકરવિરચિતે જ્ઞાનસંહિતાયાં તારકાસુરેષુ તપ્કૃતો નામનવમો·અધ્યાયઃ ॥ ૯ ॥

### અધ્યાય ૧૦ મો—શિવે કામ દગ્ધ કર્યો.

રાગ ચોપાઇ ત્રણ તાળની ॥ ॥ બોલ્યા સુત પુરાણી વચન, સાંભળો તમે સૌ મુનિજન એમરતિ પતિને તે ઠાર, કહ્યો પુરંદરે સૌપ્રકાર. ૧ ત્યારે બોલિયો કામતે ઠાર સુણુમિત્ર તુંતો આણીવાર ધર્મશાસ્ત્રવિષે એવો ન્યાય આપત્તિમાંકરે સ્નેહી સ્હાય, શા માટે આ વખતે અભિરામ તારૂં કરીશ કાર્ય તમામ બ્રહ્મા આદિ મુનિકેરો સાથ, શેષના રૂદ્રને શંભુનાથ. ૩ દેવગાંધર્વને દઈત્ય સાર, બીજા યોગી યતિ નિરધાર, તેહ સર્વને જીતુંજ હુંય; માટે ચિંતા ન રાખીશ તુંય. ૪ ઉચીપદવીને પામેલાજન, તેને પાડું હેઠા નિશદિન કરૂંકાળું મોઢું ક્ષણ માંય, વળી જંપવા ના દેઉં કયાંય; એવાંકામનાં સુણી વચન, બોલ્યો કશ્યપ કેરોજતન. અહો

મિત્રતને ધન્ય ધન્ય, તારા જેવો નથી કોઈ અન્ય. ૬ મારી ધારેલી મનની વાત, તેતો નિશ્ચે કહી સાક્ષાત શિવ-વિર્યથી પુત્રો જો થાય, તોતો તારકાસુર મરાય. ૭ હાલહિ-માલય માથે ઈશ, કરે તપશ્ચર્યા અહોનીશ, તેનું પુજન ક-રવા સાર, આવે શૈલસુતા નિરધાર.૮ તેને દેખીને પિતાકી-દેવ મોહ પામે જયારે તતખેવ કરે પારવતી કેરો સંગ; ત્યારે આવેળાતો રહેરંગ. ૯ એવા ઈંદ્રનાં સુણી વચન, બોલ્યો શ્રીકૃષ્ણ કેરોજતન; અહો મિત્ર હું જાઉંછું આજ તારૂં ક-રવાને માટે કાજ. ૧૦ પછી ચાલિયો મનમથદેવ,રતિપ્રીયા સાથે તતખેવ લીધો વસંત ઋતુને શંગ, કરવા શંકરનુંતપ ભંગ. ૧૧ એ તો આવ્યો ઉતાવળો સાર, બેઠા હતા પિનાકી એ ઠાર; એહ જગાની બહુ રચનાય, વૃક્ષ વેલી લતાઓ શોભાય. ૧૨ વાયુ શિતળ સુગંધીવાન, ભર્યાં શરોવરએણે સ્થાન; એહ સ્થાનમાં બેઠા ઉમેશ, દિવદિગાંબાર જેનો વેશ ૧૩ એને દેખી કામે નિરધાર, આપી વશંતને આજ્ઞા શાર; એ તો પેઠો એ વનમાં ત્યાંય, ઝાડ વેલી લતાઓની માંય. એથી ખિલીયાં ઝાડ તમામ, બોલી કોકિલા તો અભિરામ પુલ્યાં ખાખરા કેરાં કુસુમ; ફળ્યાં આંબા કેરાં એમ દ્રુમ. ૧૫ આસો પલ્લવ આદિ તો જેહ, પુલ્યા બકુળ બાવળ એહ; ચંદન ઝાડોની ઉપર શાર, કરે ભ્રમર ઝાઝા ગુંજાર. ૧૬ અતિ અમીવાળો શશી થયો, વાયુ સુગંધીયુક્ત વહ્યો; પશુ પક્ષીને ઉપજયો કામ, થયાં વિહ્વળ પ્રાણિ તમામ.

૧૭ એવું જોઈને અકાલે ઈશ. પામ્યા આશ્ચર્ય તો જગદીશ હવે પુષ્પના પહેરીને હાર, આવ્યાં પારવતી એણે ઠાર. ૧૮ જેના રૂપ થકી રતી લાજે નથી ઉપમાંકંઇ એને કાજે થતી યુવાવસ્થામાંહી બાળ; જેના શબ્દોછે અતિરશાળ.૧૯ મુળ પ્રકૃતિ એતો કહેવાય મહામાય; અને કળીકાયાતેતો આવી ઉભી શીવની પાછળ સાર, ઉભો આમ પોતે નિરધાર તેણે ચઢાવ્યું ધનુષ્યબાણ માર્યું શંકરને નિરવાણ.૨૧ તેથી મોહ પામ્યા ઉમાનાથ લાંબો કીધો શતિશામો હાથ ત્યારે ડરીને શૈલકુમારી, ઉભી ભીતિ મન ધારી. ૨૨ એને ઝાલવાને અ-ભીરામ, ઉઠી ઉભા થયા શીવનાથ; એહ કાળે આનીશ તે ત્યાંય, ત્યારે શિવે ધાર્યું મનમાંય.૨૩ આતે ચિત્ત ફર્યું મારૂં કેમ, ટુટયો શીળપણા તણો નેમ; માટે કારણ કંઈ છેસાર, એવું નિશ્ચે કર્યું નિરધાર. ૨૪ પછી પાછળ જોયું જે વારે દીઠો શંકરે કામને ત્યારે; જેણે ચઢાવ્યું ધનુષ્ય બાણ, પુષ્પ નામે વળી નિરવાણ. ૨૫ એને દેખીને શિવને સાર, ચઢયો ક્રોધ તો અપરંપાર; તેથી ઉઘડયું ત્રીજું લોચન, નિકળ્યો બારણે હુતાશન. ૨૬ એણે બાળિયો કામને ત્યાંય, આહા-કાર થયો પુરમાંય; એણે સમે આવ્યા સઉ દેવ, એણેસ્તુતિ કરી તતખેવ. ૨૭ ત્યારે શંકરે આણી કૃપાય, અગ્નિ ખેંચી લીધો મહાકાય; પછી દિલમાં થઈ ઉદાસ, ચાલ્યા એ સ્થ-ળમાંથી પ્રકાશ.૨૮ શૈલ સુતા પણ ત્યાંથી સાર, આવી ઘેર પોતે નિરધાર; હવે કામની પત્નિ તો જેહ, રતી નામે સાથે

હતી એહ. ૨૯ એણે સ્વામીનું જોઇ પતન, પૃથ્વી સાથે પ-છાડયું તન. ૩૧

વલણ. રૂદન કરે રતિ એ સમે, સંભારી ભરથારે, દુર્ગા કહે એનો કરૂં, શ્રોતાજન વિસ્તારરેરેરે. ૩૧

ઇતિશ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં શીવેકામદગ્ધકૃતો નામદશમોધ્યાયઃ ૧૫

## અધ્યાય ૧૧ મો—રતિ વિલાપ.

### રાગ દેવગંધાર.

જોગીડામુજને આ સમે, આશુંરે કીધું; ધિક ધિક કરે તુજને મારૂં, સર્વસ લુટી લીધુંરે. ધુતારા ઢોંગી આ સમે આશુંરે કીધું. ટેક. અબળાનો અવતાર અધમએ, સ્વામીથો સઉ સારૂ; વિધવાને વસમુ નિકળવું, ઘરમાંથી વળી વારૂરે. જોગીડા. ૧ શ્યામાને સુત શહસ્ત્ર હોય પણ, સ્વામિ વિના નવ શોભે; જયમ રથનું પઈડું નિકળતાં, આખો રથ તો થોભેરે. જોગીડા. ૨ પતિ વિનાની પત્ન એતો, કેમ નિવેડો કરશે; જ્યાં જ્યાં જઇને ઉભી રહે ત્યાં, ભુમી ભારે મરશેરે. જોગીડા. ૩ નાથ વીના શી રીતે રહેવું, હૈયું ફાટી જાશે; મનોહર મંદીર માળિયું એતો ખાંતે ખાવા ધાશેરે. જોગી-ડા. ૪ કંથ વિના કંઇ ભાર પડે નહિ, ઉભું ન રાખે કોઇ; એક પલક જુગ જેવી થાસે, આંખો જાશે રોઇરે. જોગીડા. ૫ સ્વામી જાતાં સુંદરીને, ચોતર્ફના વાયુ વાશે; સાચુંજુઠું સર્વે માની, વ્હાલાં વેરી થાશેરે. જોગીડા. ૬ કંથ વિના કંઈ ગમ પડે નહિ, લુંગડું સારૂં પેહેરી; ઉડતું આળ ચઢે

એમ થાયે, વાડનો કાંટો વેરીરે. જોગીડા. ૭ ખાવું પીવું ગાવું ન સુઝે, નીંદ્રા તો વળી જાવે; દિલ ખોલીને વાતસુઝે નહિ, શમણાં ખોટાં આવેરે. જોગીડા. ૮ સ્વામી વાળી સુંદરી એતો, મણીના કરતાં મોંઘી; નાથ વખુટી નારી થઇને, કુશકા કરતાં સોંઘીરે. જોગીડા. ૯ ઝાઝું કેહેતાં લજ્જા આવે, માટે રહું મારી; પણ બાવલીયા તેંતો મુજને શસ્ત્ર વિના સંહારીરે જોગીડા. ૧૦ સર્વે દુઃખડાં કરતાં મુજને, સ્વામિ વિયોગ બહુ સાલે; હૈયામાં હેળી ધીકાવી, ભેદી વસમે ભાલેરે. જોગીડા. ૧૧ અભાગણી શીદને હું જીવી, આવું નજરે જોવા; અબળા માટે બળ નવ ચાલે, બેઠી વળતી રૌવારો. જોગીડા. ૧૨ દુશ્મન જેવા દેવોએ આ કુડો ખેલ કરાવ્યો; પોતાના સ્વારથને માટે, પરનોપુત્ર મરાવ્યોરે. જોગીડા. ૧૩ અરે શીવ આ વખતે તારૂં જોગીપણું મેં જોયું; સ્વલ્પ ગુન્હાને માટે મારૂં, સર્વસ ધન તેં ખોયુંરે. જોગીડા. ૧૪ વ્યસનીને અમંગળ નિર્દય, જાત વનો તું જોગી; તે માટે તેં કેરજ કીધો, માર્યો મનમથ ભોગીરે. જોગીડા. ૧૫ મારો સ્વામિ મરતાં આખી, દુનિયાં વરવી થાશે; એવાં સૌ ત્રિયાનાં જોબન, એતો એળે જાસેરે. જોગીડા. ૧૭ વૃક્ષ હાલતાં બંધ થયાંને મૃગની તો ગતિખુટી ચંદ્રચકોરને સ્નેહ ખરો પણ, સુરતા તેની તુટીરે; જોગીડા. ૧૮ વિશ્રામ દોહરો; રડવું રતિનું સાંભળી, રડીયા સર્વે દેવ; દુર્ગા કહે પછી આવિયા, શિવ પાસે તતખેવ. ૧૯

રાગ મારૂ-એવી રીતે થઇને ઉદાસ, આવ્યા ત્રિદશ શંકર પાસ, તેતો લાગીયા શિવને પાય, કીધી સ્તુતિ અતિશે તદાય. ૨૦ પછી બોલિયો ઈંદ્ર વચન; સુણો એક ચિતે ભગવન, બાળ્યો મથને તમે આજ, તેતો કીધું ઘણું કુડું કાજ. ૨૧ એની સ્ત્રીનું સુણીને રૂદન; ધ્રુજેથરથર અમારાંતન, આખીકંપી ઉઠી છે ધરાય, માટે કરો કૃપા આવેળાય ૨૨ કેમકે નથી કામનો દોષ; હમને પમાડવાનેસંતોષ કીધું કુત્સિત એણે આ કામ; તેતો કહેવા થકી અભિરામ. ૨૩ અમે કરાવ્યું કામ આસાર; એતો ત્રાસ થકી નિરધાર, કેમકે દુષ્ટ કળિ યુગ જેવો, થયો તારક અસુર તેવો. ૨૪ તેણે પીડયા અમોને કૃપાળ; રત્ન ખુંચી લીધાં તતકાળ, ત્યારે ગયા અમે બ્રહ્મા પાસ; પુછયો ઉપાય ત્યાંતો પ્રકાશ. ૨૫ સુણી પરમેષ્ઠી બોલ્યા વચન; ત્રયશંકર કેરોજ તન, એતો એનાથી મરે એ દુષ્ટ, પામો સત્વર તમે સંતુષ્ટ. ૨૬ એવાં બ્રહ્માનાં સુણી વચન; તેડાવ્યો અમે વિષ્ણુનો તન, એણે પમાડયા તમને મોહ, જેમ ચમકથી ચળે લોહ. ૨૭ એથી ક્રોધ પામ્યા તમે સ્વામ; બાળ્યો મનમથને તેણે ઠામ, પણ એની પ્રિયા રતિ જેહ, નિશ્ચે પાડશે પોતાનોદેહ ૨૮ માટે કૃપાકરી ભગવાન;આપો કામને જીવતદાન,સુણી શંકર બોલ્યા તે ઠાર, સુણો દેવ તમે આણીવાર. ૨૯ મારૂં કૃત્ય ન નિષ્ફળ થાય, પણ બતાવું એક ઉપાય; દ્વાપર ઉતરતાં નિરધાર, થશે વિષ્નુનો કૃશણાવતાર. ૩૦ એની પતિન

તો રૂક્ષમણી જેહ; પટરાણી થશે વળી એહ, એના ઉદરથી એણે ઠામ, કામ અવતરશે અભિરામ. ૩૧ એને લેઇ જશે શંબરાસુર; માયા રાક્ષસી રતીપ્રચુર, માટે રતીને કહો આ-પેર, જેથી રહે એ દઇત્યને ઘેર. ૩૨ રંધવારી થઈ રેહેસેસાર; ઘણા કાળ સુધી નિરધાર, એવામાં કરી હર્ણ એ ઠામ; શં-બરાસુર લાવસે કામ. ૩૩ એહુ કાલે તો કામની સાર, હશે શીશુ વય નિરધાર; માટે રતિને સોંપસે એહ, એને ઉછેરવો આણીને સ્નેહ. ૩૪ થસે સોળ વરસનો બાળ, ત્યારે આણ સે દઈત્યનો કાળ; એને શમે રતિ રાણી જેહ, ઝાઝો આણ સે અંતર સ્નેહ. ૩૫ નીજ સ્વામીનું થાસે પિછાણ, અન્યો અન્ય વળી નિરવાણ; પછી બે જણ મળીને ત્યાંય, જસેદ્વા રામતી પુરી માંય. ૩૬ ભોગ ભોગવસે એણે ઠાર, ઘણાકલ્પ સુધી નીરધાર; માટે શંકર કહેસુણો દેવ, જાઓ રતીને કહો તતખેવ. ૩૭ રહે શંબર દઈત્યને ઘેર, રંધવારી થઈ ખુશી-ભેર; એવી શંકરની સુણી વાણી, ચાલ્યા દેવ બધા પ્રેમ આણી. ૩૮ એતો આવ્યા ઉતાવળા સાર, રતિ રૂદન કરેએ ઠાર; એને સમજાવી સત્વર સહી, વાત શંકરે કેહેલી કહી, ૩૯ વળી ધીરજ આપી અપાર, કીધી આશનાવાશના સા ર; પછી મોકલી એહને ત્યાંય, શંબરાસુરના સ્થાનમાંય, એતો દાશી થઇ રહી સાર, અંન રાંધવાને નીરધાર.

વલણ. ત્યાર પછી ત્યાં દેવતા, આવ્યા સ્વર્ગ મુકામ રે; દુર્ગા કહે પછી શું થયું, એ તો કહું અભિરામરે. ૪૧

ઇતિશ્રીશીવપુરાણે કવીદુર્ગાશંકર વિરચીતેજ્ઞાન સહિતાયાં રતિવિલાપવર્ણનોનામ એકાદશોધ્યાય. ૧૧

અધ્યાય ૧૨ મો—પાર્વતિએ તપ કર્યુ.

## રાગ લલિત છંદ.

વળતી બોલીયા, વિપ્રો તો વળી; સુત સાંભળો, વારતા ગળી. નગ સુતા પછી, ઘેર તો ગઈ; એહ પુંઠે ત્યાં, શી ગતિ થઈ. ૧ એવું સાંભળી, સુત ઓચર્યા; સાંભળો તમે, શાંતિના ભર્યા, ગિરિતણી સુતા; ઘેર તે ગઈ; વળતી ચિત્તમાં, વ્યાકુળી થઇ. ૨ કામ નાશથી, હર્ખ સૌ ગયો, મનસુખો મહા; ભંગ એ થયો, એથી દેહના, રૂપને અતિ;નિંદતી સતિ, વાકય બોલતી. ૩ અરર હાયરે, હાવે શું કરૂં; વહની વેદના, કોને ઓચરૂં; જેને દીલમાં, ધારતી હતી; એ રીશાઇ ગયા, ક્રોધથી અતિ. ૪ તાતમાયરો, જડ વપુ થયો; એથી એહમાં, બોધ ન રહ્યો; સ્વામી પર્ણવા, તુલ્ય હું થઇ; તદપિ એહને, સોચના નહી. ૫ જેમ વારીથી, મીન વેગળું; તરફડે સદા, એમ હું બળું; લક્ષ વિંછીની, વેદના શહું; સ્વપ્ન આવે એ, કોને જઇ કહું. ૬ માત માયરી, મેનકા વળી; એ તણી શદા,બુદ્ધિ વેગળી; કેમકે વપુ, આ પીડાય છે; કન્યા કાળનું, પુન્ય જાય છે. ૭ રાગ મારૂ. માટે પરણાવે તો ઘણું સારૂં, પામું સાસરૂ હુંતોજ પ્યારૂં; પછી શૈલ સુતાએ એ ઠાર, નિજ શખીને બોલાવી સાર. ૮ વળતી કહેવા લાગી એને વાણ, અરે બે'ની દયા તું તો આણ;મારાં માતપિતા જેહ કહાવે, એને સંદેસો કહે જઇ ભાવે. ૯ તમ પુત્રી પારવતી કહેવાય, એને શીવ સાથે વરવા ઈચ્છાય;

માટે તપ કરવા એને સાર, આપો આજ્ઞા તમો નિરધાર. ૧૦ વિના તપ કીધે એ તો ઈશ,નહી પ્રસન થાય આ દીશ;એવું કહીને બેની વહેલી આવ, જોવો ઊત્તર આપે એ લાવ. ૧૧ એવી સુણી સતી કેરી વાણી, ચાલી સૈયર તો પ્રેમ આણી; આવી ઊતાવળી તે પ્રકાશ, હિમાલય ગિરિ કેરી પાસ.૧૨ પછી બોલી મુખે થકી એહ,અતિઅંતરમાં આણીને સ્નેહ;તમે સાંભળો પર્વતરાય, પાર્વતિના મનની ઈચ્છાય.૧૩ વરવું એહને શંકર સાથ, બીજાને નહીગ્ર હવા દે હાથ; પરાણે જો પરણાવશો સાર, શીવજીને છોડી આણીવાર. ૧૪ તોતો તમારી પુત્રી રાજન, નિશ્ચય પાડસે પોતાનું તન; માટે શંકરના તપ કાજ, થઇ પાર્વતિતૈયાર આજ. ૧૫ એને આજ્ઞા આપો તમે સાર, બીજો તજીનેસર્વ વિચાર; સુણી પર્વત બોલ્યો વચન, મારી પુત્રીનેછેધન ધન.૧૬મનેગમી બાઇ એની વાત,જઈમનાવો એનીમાત; એવી તાતની વાણી સાંભળી,સખી મેનાની પાસેજપળી. ૧૭ પછી કહેવા લાગી એહ વાત,સુણોને તમે મેનકામાત તમારી તનયા જે કુમારી, તેણે તપની ઈચ્છાધારી.૧૮ થઈ તૈયાર આ વેળાસાર, માટે આજ્ઞા આપો નિરધાર, તમ સ્વામીએ આપી આજ્ઞાય,જેથી પુત્રીનું ઈચ્છત થાય.૧૯ સુણી સખીનાં એવાં વચન,થયો ખેદમેના તણે મન;પછી પુત્રીને બોલાવી પાસ, મેના કહેવા લાગી ત્યાં પ્રકાશ.૨૦ અરે બાઈ શું સંકટ તારે, તેતો વિસ્તારી કહે આણીવારે;

પુર્વે કીધું હસે તપ ભારી, તેથી દીકરી થઇ તું મારી. ૨૧
હવે બાકી શું તાયરે રહ્યું, વન દુઃખ જશે કેમ સહ્યું મારે
ઘેર છે સઘળા દેવ,તેવાં તીર્થ વહે નિત્યે મેવ. ૨૨તારા બા-
પને ઘેર શું નથી, તેતો મુને કહે સરવથી; એમ માતાએતો
ઘણું કહ્યું, તોય સતીને સુખ ના થયું. ૨૩ ત્યારે પુત્રી તણું
દુઃખ જાણી, બોલ્યાં મેનકા તો પ્રેમ આણી; અરે પુત્રી તું
તપ કરવા જજે, સારી રીતે ત્યાં સુખીજ થજે. ૨૪ સફળ
થજો તારૂં સઊકાજ, એવું કહી મુકયો શીરહાથ; એવી રી-
તે લેઇને આજ્ઞાય, ચાલી પાર્વતી તપ કરવાય. ૨૫ એતો
દારૂણ વનમાં આવી, જેનું સુધરવાનું છે ભાવી; વસ્ત્રાલં-
કાર ત્યાં છોડી દીધા,તપશ્ચર્યાના શણગાર લીધા. ૨૬ મું
જની કરી કટિ મેખળાય,ભોજ પત્ર પેહેરયું અબળાય;ઓ
ઢયું મૃગનું ઉત્તમ ચર્મ, પાથર્યુ પણ તેનેજ પર્મ. ૨૭
પછી બેઠી કરી પદ્દમાસન, રાખ્યા ધ્યાનમાં પંચ વદન,
બેઠી જેહ સ્થળે અભિરામ,પડયું તે સ્થળનું બીજું નામ.
૨૮ ગૌરી શિખર એવું પ્રખ્યાત,કહેતાં પાપ હણાએ સા-
ક્ષાત; હવે ગિરિ સુતાએ તેકાર, કષ્ટ વેઠવા માંડયું અપાર
૨૯ બેસે ઊન્હાળે પંચાગ્નિમાંચવૃષામાંહી મેદાનછેત્યાંય
શીત ઋતુમાં રહે જળ વિષે, પાણી ટાઢુ અતિશય પીશે.
૩૦ એવી રીતે કાઢે ત્રણ કાળ,કેવળ પાણીનું કરે ફરાળ;
ઋષિદેવ થકી નવ થાય;એવું તપ કરે મહામાય. ૩૧ તેને
દેખી સૌ મુનિજન, પામ્યા આશ્ચર્ય અત્યંતમન; તેતો

જોવાને માટે આવ્યા,ધર્મ પંડિત કેરોજ લાવ્યા.૩૨ કેમકે નાની વયનું જન,કરે દારૂણુ તપ પાવનતેના દર્શને જાતાં તદાય, શત યજ્ઞ તણું ફળ થાય ૩૩ પછી રૂષિયોએ આવી જોયું.ત્યારે તપ દેખી મન મોહ્યું;ગૌરી તપ તણોમહિમાય, રહે એકઠાં સિંહને ગાય.૩૪ ફલફુલને ઘાશ અપાર, બોલે મધુરાં પક્ષી તેઠાર;એવું દેખી સઊ મુનિજન, કહે સતિને ધન્ય ધન્ય. ૩૫

વલણ. વન દેખી રળીઆમણું મુનિ પામ્યા ઉલ્લા-સરે;દુર્ગો કહે સોભા ઘણી; જેવો ગિરિકૈલાશરેરેરે.૩૬

ઇતિશ્રી શીવપુરાણે કવિદુર્ગાશંકરવિરચિતે જ્ઞાનસંહિતાયાં પાર્વત્યા તપકૃતો નામદ્વાદશો અધ્યાયઃ ॥ ૧૨ ॥

### અધ્યાય ૧૩ મો—પાર્વતિ ઉપર શિવ પ્રસન્ન થયા.

### રાગ ધન્યાશરી.

ઢાળ સુત પુરાણી એણી પેર બોલ્યા,સાંભળોને રૂષિરાય વિસ્તારી સંભળાવું હવે, સતિ તપનો મહિમાય. ૧ ત્યાં આવેલા મુનિયો તેતો, લાગ્યા સતિને પાય; વળતી નિજ મુકામે આવ્યા, કરતા પ્રશંસાય. ૧ તે પુંઠે ત્યાં સતિના તપથી, ડોલ્યું ઈંદ્રાસન; ત્યારે સૌ દેવોના મનમાં, ચિંતા પ્રગટી મન. ૩ એટલે ઇંદ્રે નારદજીને, બોલાવ્યા તેઠાર; તે તો સત્વર આવી પોહોચ્યા, બ્રહ્માના કુમાર. ૪ તેને પાયે લાગી બોલ્યા, મધવા તો વચન; અહો મુનિ આકયમ રહે વાસે, ડોલ્યું ઈંદ્રાસન. ૫ તે માટે શંકરની પાસે ચાલો જ ઈએ આજ; જેથી પારવતિનું શંકર, ઇચ્છિત કરસે કાજ.૬

એમ વિચારી હવને નારદ, આવ્યા શંકર પાસ, એતો શિ
વને પાયે લાગી, બેઠા ત્યાં પ્રકાશ. ૭ વળતી સ્તુતિ કરી
બોલ્યા, નારદજી વચન; અહો શિવ તપ કરવા બેઠી, પા
વતી પાવન. ૮ એના તપથી સીમા થઇછે, ડોલ્યું ઈંદ્રાસન
એ માટે ત્યાં જઇને એનું, પ્રસન કરોને મન. ૯ એવું સા
ભળી શંકર પોતે, થયા ઘણા રળિયાત; વળતી એ દેવોન
સાથે પરવરિયા શાક્ષાત. ૧૦ પાર્વતિ ઓળખે નહિ એવુ
લીધું અદ્ભુત રૂપ; અઘોર જોગી જેવું એતો,દિસંતુ અનુપ
૧૧ દેવોને સ્વર્ગે મોકલીને, એકલા શંકર દેવ. પારવતીન
પાસે આવ્યા, ઉતાવળા તતખેવ. ૧૨ વૃદ્ધ અવસ્થા દીસે
જેની, કરમાં ઝાલ્યો દંડ; પડતા ને આખડતા આવ્યા,અ
ચરીને પાખંડ. ૧૩ તેને દેખી પારવતી તો ઉઠીને લાગ્ય
પાય; વળતી બેસવા આસન આપ્યું, કીધી બહુ પુજાય
૧૪ એ પુંઠે પારવતી બોલ્યાં, સાંભળોને મહારાજ; અહે
જટીલ કેમ કરૂણા કીધી, મારા ઉપર આજ. ૧૫ કયાંથ
આવ્યા ને કયાં રહોછો, કોણ ગુરૂ કોણ ઇષ્ટ. એ સઘળું વિ
સ્તારી કહોને, આ વેળા વરિષ્ટ.૧૬ એવું સાંભળી શંકર બે
લ્યા, સાંભળને અબળાય;તારા તપની કીર્તિ સાંભળી ચ
ાેાખું જોવાય.૧૭ અખિલાસનને અખિલ મઢીછે,અખિ
ગુરૂ અખિલેશ, અખિલ ધ્યાનને અખિલ આત્મા,અખિ
તંત્ર આવેશ. ૧૮ તેનો શુભ ઇચ્છાથી કીધું, પુજન મા
શાર; એણે કરીને તારી મારી, થઈ મિત્રતા નાર. ૧૯

માટે એક પ્રશ્ન પુછું છું, સાંભળને અબળાય; શાને મા ટે દુઃખ વેઠે આ, સોષણુ કરૂં છું કાય. ૨૦ સત્ય વારતા હોય એ કહેજે, જુઠું નહિ વદિશ; કારણ કે હું મિત્ર માનું છું, તુજને આણે દીશ. ૨૧ મિત્રને મોઢે જુઠું બોલે,એ જી વ નરકે જાય; વળી એના સ્નેહમાં ટુટ થાસે, કૃતઘ્ની કહે-વાય. ૨૨ એવું સાંભળી પારવતીએ, શખીની પાસે સાર; પોતાના મન કેરો સઘળો, કહેવરાવ્યો વિચાર.૨૩ શંકરને વરવાને માટે, તપ કીધું યોગીશ; એવું શખીએ વાકય કહ્યું ત્યાં, શાધુને એ દીશ. ૨૪ એને સાંભળી ક્રોધ કરીને, બો-લયા યોગી સાર; અરે શખી આ કઉતક જેવું, દીસેછે નીર ધાર. ૨૫ પારવતી પોતાના મુખથી, કયમ નથી કહેતી આ જ; તારી પાસે કયમ કહેવરાવ્યું, મુજથી પામી લાજ. ૨૬ એ કાલે પારવતિ બોલયાં, સુણી એ સાધુ દેવ; સખીએ ક હી એ સત્ય વાત છે, મુજ ઈચ્છા છે એવ, ૨૭ મન વાણી ને કાયાએ કરી, શીવ ઇચ્છું હમેશ પણ એ તો શી રીતે મળે, ઉપાય કહોને એશ. ૨૮ એવું સાંભળી શંકર યોગી, તર્ત થયા તૈયાર; રીશાયા જેવા થઇ ચાલ્યા, ક્ષણું નવ લા-ગી વાર. ૨૯ એ કાલે પારવતિ બોલ્યા, સાંભળોનેયોગીશ મુજ ઉપર કયમ રીસ ચઢાવી ચાલ્યા આણે દીશ. ૩૦ એ વું સાંભળી યોગી બોલ્યા, સાંભળને તું નાર; તારૂં તપ દે-ખીને હું તો, પ્રસન થયો તો સાર. ૩૧ પણ તારૂં ઇચ્છિત સુણીને, ખેદ થયો છે અતિ, કારણ કે ભાવીએતારી, કીધી

આવી મતિ. ૩૨ ઇંદ્ર ચંદ્રને વિષ્નુ તણી, વરૂણને કુબે
એવા સુભ દેવોને મુકી,જવું ભિક્ષુકને ઘેર. ૩૩ મોહોર ચ
પીને કાચજ લેવા, કોણ ઈચ્છે અજ્ઞાન; એવું ચંદન મુ
કાદવ, કોણ ગ્રહે નિદાન. ૩૪ સુરજનું દર્શન મુકીને,પતં
ઇચ્છે જેહ; એ પ્રાણી કેવળ અજ્ઞાની, એમાં નહિ સંદે
૩૫ હાથી કેરૂ બેસણું છોડી, વૃષભ વાહન ચહાય; વળી
ગાજળ વહેતું મુકી, કુપની કરે ઈચ્છાય. ૩૬ સાચાં ચિન
વસ્ત્ર મુકીને, ચર્મ શું આણે સ્નેહ, એવું શુભ મંદિરછોડી
વનમાં રહેસે જેહ. ૩૭ દેવતાણી સંગત છોડીને, ભુતની
બત ધારે; ખટરશ ભોજન છોડી એવું, વિષ ભોજન વિર
રે. ૩૮ એ સર્વને મુરખ જાણો, દેખીતો અન્યાય; માટે
અબળા તું મુજને, આપ હવે આજ્ઞાય, ૩૯ તારા મનગ
સુજયું એવું, કરને તું તો કામ; પણ પાછળથી વિચારી
તું સત્ય કહું અભિરામ. ૪૦ કમળ નેત્રવાળી તું કયાં
કયાં ત્રિલોચન દેવ; કયાં તું રાજાની પુત્રીને, કયાં ભિક્ષુક
ન એ .૪૧ તારે અંગે ચંદન બહેકે,એનેતોવિભુતિ;તારી
દ્રિરાજસી કહાવે;એની તામસ મતિ.૪૨ તારેઅંગે રત્નઘ
ણાં,એને અંગે સાપ;તારેખાવા ખટરસ જોઇએ,એનેફળપુ
આપ. ૪૩ મૃદંગનો ઉત્તમ સ્વર કયાંને, કયાં ડમરૂ શ્રવ
કયાં સુંદર વસ્ત્રાભુષણને, કયાં વાઘાંબર તન. ૪૪ માટે યે
ગી કહે છે નારી, કેવળ તું અજ્ઞાન; નારદના કહેવાથી
ચ્છે, શંકર પતિ નિદાન. ૪૫ પણ નારદને શ્રાપ થયો

બ્રહ્માનો અબળાય; તેથી તેને બોલ્યા કેરૂં, ભાન નથી સદાય. ૪૬ સ્મશાન વાસી શંકર કહાવે, કંઠ વિષે છે ઝેર; વળી ભુતોની ટોળી મધ્યે, રહે છે આનંદ ભેર. ૪૭ અસ્થિ ની માળાઓ ધાલે, પવિત્રતા નહિ લેશ; તેને વરવા માટે તુજને, કોણે કર્યો ઉપદેશ. ૪૮ અવી યોગી કેરી વાણી, સાંભળીને વિરોધ; પાર્વતિને રૂંવેરૂંવે, ચઢીયો ઝાઝો ક્રોધ. ૪૯ વળતી એતો કહેવા લાગી, સાંભળ સાધુવાત; તું તો કોઇ કપટી દિસે છે, યોગી નથી સાક્ષાત. ૫૦ સાધુ જાણી મેંતો દીધું, તુજને આદરમાન; ત્યારે તેંતો નિંદા કીધી, શીવની આણે સ્થાન. ૫૧ તારૂં મુખ જોવું ના ઘટે, જોતાં લાગે પાપ;સાધુ માટે જાવા દેઊં છું,નહિ તો દઊં શ્રાપ.૫૨ શંકર કેરા તત્વને હુંતો, જાણું છું સદાય; નિર્ગુણીએ ઇશ્વર કહાવે, વિશ્વ તણા પિતાય. ૫૩ વેદ અને વિદ્યાઓ તેતો, થઈ એમનાથી સાર; તે માટે વિદ્યાનો એમને, સો ખપ છે નિરધાર. ૫૪ શીવ એવું મંગળ છે જેનું, સદા પવિત્રજ નામ; તે કારણ એમાંશી જોવી, પવિત્રતા અભિરામ. ૫૫ જેના નામ તણો જપ કરીને, જીતે મૃત્યુંજય;તે માટે મૃત્યુ જય એવું નામ બીજું પાવન. ૫૬ સર્વે પ્રાણી કર્મ કરે છે, શ્રોત સ્માર્ત ક્રિયાય; તેના ફળદાતા એ શંકર, તેમાં નહિ શંકાય. ૫૭ જેની પુજા કરીને પ્રાણી, રોગ થકી મુકાય;તેને શું આરોગ્ય પુછવું, અમર એહ સદાય. ૫૮ તેત્રીશ કોટી દેવો જેને, નિત્યે નમવા આવે; તેને ભુતો કેરી સોબત શી

રીતે લજાવે. ૫૯ અણિમા આદિ સિદ્ધિઓતો નૃત્ય કરે જે પાસ; તેને ધાતુ શું કરવી છે, રૂપું રત્ન પ્રકાશ. ૬૦ ઈંદ્રિયો જીતી છે તેને, શો છે સ્વાદ વિહાર; તેની સમદષ્ઠિ છે તેને, શું કરવું ઘરબાર. ૬૧ શીવ અંગેથી ઉતરેલી જે, વિભુતી બળવાન; તેની ઇચ્છા વિષ્ણું કરે તો, બાધક શું શમશાન. ૬૨ તે માટે જે વણ સમજે કરે, શીવતણી નિંદાય; એ પ્રાણી નરકે જાવાનો, વેદનીએ આજ્ઞાય. ૬૩ એવું સાંભળી ફરી બોલવાનું; શીવે ધાર્યું મન; ત્યારે પારવતીએ કીધું, સખીને સત્ય વચન. ૬૪ અરે બેન તું વાર એહને, નિશ્ચે આવે બાયના હતો એ ફરીથી પાપી, કરશે શીવ નિંદાય. ૬૫ એના મુખનાં વાક્ય સુણીને, બેહું મુજને પાપ વળી તેવો અંતરમાં ઝાઝો, પ્રગટયો છે પરિતાપ. ૬૬ શિવનિંદા કરનારો પ્રાણી, અંતે નરકે જાય; વળી સાંભળસે તે પણ પ્રાણી, યમપુરીએ પળાય. ૬૭ વેદ તત્વને નથી જાણતા, પાખંડીજન જેહ; એ સર્વે શીવને નિંદે છે, કલ્પિતવાદી એહ. ૬૮ એવું કહીને પારવતિયે, મન કર્યો વિચાર; હવે આ સ્થાનકમાં મારે, રહેવું નહિ નિરધાર. ૬૯ એમ વિચારી જાવા માટે ઉભી થઇ જેવારે; તે કાળે શંકર ત્યાં પ્રગટયા, સ્વરૂપ બતાવ્યું ત્યારે. ૭૦ જેવું પારવતીએ સુણ્યું તું, નારદ મુખથી સાર; વળી પેહેલું દીઠું તું એવું; દીઠું ત્યાં નિરધાર. ૭૧ એટલે પર્વતકેરી પુત્રી; ક્ષોભજ પામી મન; એથી એ કાળે ત્યાં કીધું, નીચું તો વદન. ૭૨ ત્યારે એને કહેવા લાગ્યા શંકર તો સાક્ષાત; અરે

પ્રિયા તું કયાં જાએ છે, સાંભળ મારી વાત. ૭૩ તારા તપ
ના પુન્યવડે હું, પ્રસન્ન થયો બહુ નાર; એ માટે માગું એ
આપું, તુજને આણીવાર. ૭૪ ભક્તિ ભાવે વશ કીધો તેં,
સત્ય કહું વાચાય; એ માટે તું વિના મારી, ક્ષણ યુગ જેવી
જાય. ૭૫ તારૂં મન ઇચ્છિત મેં જાણ્યું, નિશ્ચે રૂડીપેર; એ-
થીલજ્જા છોડી ચાલો સુંદરી મારે ઘેર. ૭૬ વલણએ રીતે
દુર્ગા તણો, પતિ બોલ્યા જે વારરે; એ વેળા ત્યાં તો થયો,
નિશ્ચે જયજયકારરે. ૭૭

ઇતિ શિવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાંપાર્વતિમચિત્રપ્રસન્નોનામત્રયોદશમોધ્યાયઃ ૧૩

## અધ્યાય ૧૪ મો. શીવ વિવાહ.

### રાગ મારૂ.

હવે શૌનકાદિ મુનિ જેહ પુછે સુતને આણી સ્નેહ;
અહો સુત સુણો ભાગ્યશાળી આગે કથાએ રસાળી ૧
ત્યારે સુત કહે સુણો મિત્ર, કહું વારતા પુન્ય પવિત્ર; શિવ
વચન સાંભળી સાર, બોલ્યાં પારવતી નિરધાર. ૨ અહો
સ્વામિ આપોને આજ્ઞાય, જાઉ તાત ગ્રહે આ વેળાય; લો
ક વિવાહ કરેછે જેમ, તમારે પણ કરવું તેમ. ૩ યશાવી-
શ્વમાં રૂડો વિસ્તારો, મારા તાતને ઘેર પધારો; જેથીજન્મ
સફળ તેનો થાશે, ત્રણ લોકમાં કીર્તિ ગવાશે. ૪ માટે ધી
રજ મનમાં ધરો, વેદ વિધી થકી મુને વરો; સુણી પાર્વતિ
કેરૂં વચન, પછી બોલિયા પંચ વદન. ૫ સતી તેં તો કહ્યેજે
હ નેમ, મારે કરવું નિશ્ચય તેમ; એમ કહી અંતર ધ્યાન
થયા, સુદ્ધ કૈલાશપુરીમાં ગયા. ૬નગ સુતી પણત્યાંથી સાર,

આવી તાતતણેદરબાર;થયું પર્વતને જાણએહ,ત્યારે સામો આવ્યો આણી સ્નેહ.૭સખાસંબંધીને નિજમાત,આવ્યા તે પણ ત્યાંતોસાક્ષાત.૮પછીસતીને મળ્યાંતમામ;પુછીકુશળતા અભિરામનીજપુત્રીનુંજોઇઅંગ,આવ્યાં મેનાને આંસુ અભંગ.૯વળતીબાથભીડી મળીએહ,છાતીસાથે ચાંપીઆણી સ્નેહ;એવી રીતેદેઈ ઘણું માન,તેડીઆણી શદનમાં નિ-દાન.૧૦હિમાચળે વિચાર્યું મન,મને પુત્રીએ કર્યો પાવન તપ કરીને ગાળ્યું શરીર, કુળ ઓધારીયું સખી ધીર.૧૧ હવે શંકર વિચાર કરતા,સતિ વિયોગથી દુઃખધરતા,તેતો સંકલ્પ કરે તદાય, કેમ પુત્રી આપે નગરાય. ૧૨ એવું વિચારીને ભગવાન,ધર્યું સપ્ત રૂષિનું ધ્યાન;ત્યારે એતો મુનિવર સાત, આવ્યા ઉતાવળા ત્યાં સાક્ષાત. ૧૩ જેણે પેહેર્યાં છે વલ્કળ સાર ભોજપત્રાદિ તો નિરધાર;સુખે કરતા પ્રભુ કેરો જાપ, ઉભા શીવ સામા આપોઆપ.૧૪અરૂંધતી નામે અબળાય, તેને સાથે આણી છે તદાય;જેના કંઠમાં મોતીના હાર, રૂપ ગુણ તણો છે ભંડાર. ૧૫ એવા મુનિ જોઇ તતકાળ,ઉઠી ઉભા થયા પશુપાળ; આપ્યુંપ્રીતિ આણીને આસન, કર્યું અર્ધ પાદ્યાદિ પુજન. ૧૬ પછીબોલિયા ત્યાં સુરરાજ, અહો રૂષિ કૃપા કરિ આજ; મારૂં પાવન કિધું આ સ્થાન, દીધું દરશન રૂપીજ દાન. ૧૭ એવું સુણિ રૂષિઓએ સાર, સ્તુતિ કરવા માંડિ અપાર;નમોપશુપતિ ગૌર તન; નમો કપર્દિ પંચ વદન. ૧૮ નમો શંકર

સુવર્ણ બાહુ, નમો કપાળી કામ વિદાહુ; એવી સ્તુતી કરી તેણે ઠાર, કર્યો મુનિએ ત્યાં નમસ્કાર. ૧૯ પછી બેલિયા મુનિ તમામ, ધન્ય આ વેળાને અભિરામ; એમ વેદનો કીધો અભ્યાસ; કીધી તપશ્ચર્યાનો પ્રકાશ. ૨૦ નાહ્યા કોટી ક તીરથ માંય, જપ પુન્ય કીધું ઘણું ત્યાંય; તેહ સર્વ ફળ્યું આણે દીશ, જેથી તમને દીઠા અમે ઇશ. ૨૧ તમે બોલા-વ્યા અમને આજ; તેથી સુધર્યું અમારૂં કાજ; કેમકે વધ્યું લોકમાં માન, જેથી કીર્ત્તિ થશે બધે સ્થાન. ૨૨ સુણી રૂષિ ઓની એવી વાણી બોલ્યા શંકર તો પ્રેમ આણી; તમે ઊ-ત્તમ છો બ્રહ્મ બાળ, પુજન કરવા યોગ્ય ત્રીકાળ. ૨૩ જેહ બ્રાહ્મણને નવ નમે,નિંદા કરીને તેહને દમે; તેના પુર્વજનર્કે પળાય, કુળ ક્ષય તેનો નકકી થાય. ૨૪માટે શંકરકહે રૂષિ-રાય, તેડયા તમને આ વેળાય; એતો કરવાને મારૂં કાજ, માટે કૃપા કરો મહારાજ. ૨૫ તારકાસુર નામે અસુર, થયો પાપિષ્ઠ એતો પ્રચુર; તેને બ્રહ્માએ આપ્યું વચન, શીવ પુ-ત્રથી થાય પતન. ૨૬ તેહ કારણથી બ્રહ્મબાળા વરવી કન્યા મારે આ કાળ;માટે તત્પરતમે તો થાઓ,હિમાચળતણે ઘેર જાઓ. ૨૭સમજાવો એને રૂડીપેરે, જેથી કન્યા આપે ખુશી ભેર;એવાં શીવનાં સુણી વચન,થયા સપ્તરૂષી પરસન.૨૮ પછી કહેવા લાગ્યા એતો સાર, અમે જઇશું ત્યાં નિરધાર; જ્ઞાન આપીશું ગિરીને સારૂં, જેથી શરશે કાર્ય તમારૂં. ૨૯ એવું કહીને બ્રહ્માના બાળ, સપ્ત રૂષિ ચાલ્યા તતકાળ; તે

તો એક ક્ષણું વિષે સાર; આવ્યા હિમાલય તણે દ્વાર. ૩૦
દેખી તેહ જગાની શોભાય, પામ્યા વિસ્મય એતો તદાય;
અલકાપુરીથી સુંદર અતિ,જોતાં મોહ પામે મહામતિ.૩૧
એના આગળ ઈંદ્રનાં ધામ, કોણ હિસાબમાં અભિરામ;
હીરા રત્ન મણિને ઝવેર, તેતો સ્તંભે જડયાં રૂડીપેર. ૩૨
સુર્ય સરીખાં એતો શોભાય, રંગ લીલા પીળા દરશાય; ઘેર
ઘેર રહ્યાં કલ્પ વૃક્ષ, તરીયા તોરણ બાંધ્યાં શમક્ષ. ૩૩ મેના
પોપટ મોર મરાળ, તેનાં પાંજરાં રૂડાં રસાળ; ગજ અશ્વા-
દિ શોભે વાહન; દેખી વીમાનને હરખે મન. ૩૪ નાના
વિધનાં ચિતર્યાં ચિત્ર, ભર્યાં હોજમાં પાણી પવિત્ર; બાગ
બેઠક તેવાં તળાવ; કુપ સરિતા સુંદર વાવ. ૩૫ દેવ જેવા
બધા દિસે લોક, પેખી પ્રેમદાને ટળે શોક; એવું દેખી ગિરિ
તણું ગામ, રૂષી ખુશી થયા તેણે ઠામ. ૩૬ પછી ગિરીના
ઘરમાં ગયા, સર્વ સંગાથે ઉભા રહ્યા; તેને દેખી હિમાચળ
રાય, લાગ્યો પ્રીતિ આણી પોતે પાય.૩૭ પછી બેસવાઆ
પ્યું આસન, અર્ઘ પાદ્યાદિ કીધું પુજન; વળતી બોલિયો
મુખથી વાણ; ભલે પધાર્યા વિપ્ર સુજાણ. ૩૮ મુને કીધો
પવિત્ર દયાળ, દીધું દર્શન તો આણે કાળ;વિપ્ર વિષ્ણુંવિષે
નથી ફેર, એક સ્વરૂપ આનંદ ભેર. ૩૯ વિપ્રે પુજયાથીપા-
તક જાય, વળી વિષ્ણુંની શ્રેષ્ટ પુજાય; તિર્થ જેટલાં દિશે પ્ર-
કાશ, એટલાંનો સિંધુ વિષે વાશ. ૪૦ તેમ સિંધુ વિશે તિ
ર્થ જેહ, વિપ્ર દક્ષિણ ચર્ણમાં એહ; વીપ્ર મુખે સઉદેવ, થ

ય ત્રપ્તિ સદા નિત્ય મેવ. ૪૧ વિપ્ર આશીષથી બધે સાર, થાય ઉત્તમ તો જયકાર; એવી પર્વતની સુણી વાણી, બોલ્યા સપ્તરૂશિ પ્રેમ આણી.૪૨ અહોગિરિ તને ધન્ય ધન્ય, તારા જેવો શૈલ્ય અન્ય; તારા ભાગ્ય તણો નહિ પાર,કેમકે ગમ્યો શીવને શાર. ૪૩ માટે પુત્રી તારી જેહ કહાવે, એ તો શંકરને આપ ભાવે; જગ્તગુરૂ એ ઇશ સાક્ષાત, એના શશરા થશો નિશ્ચે વાત. ૪૪ તારી ત્રિયા જે મેના કહેવાય, થશે શીવની સાસુ તદાય, તારી પુત્રી એ પાર્સ્વતી સાર; એ તો કાળી તણો અવતાર. ૪ . મુળ પ્રકૃતિ એ તો માયાય,શીવકેરી આનંદી પ્રીયાય;માટે શંકરવિના એ બાળા,નહિ વરે બીજાને વિશાળા.૪૬તેથી શંકરને પરણાવ,લેનેવિશ્વવિષે રૂડો લાવ,હવે અરૂંધતી મુનીનાર;તેણે મેનાને સમજાવી સાર, ૪૭ કર્યાં શંકર કેરાં વખાણ,તેથી રાજી થઇ નિરવાણ; પછી હિમાચળે તેણે ઠામ, શ્રીફળ મંગાવિયું અભિરામ.૪૮ મોહોર સોના કેરી તેની સાથ, આપિ સપ્તરૂષિનેજ હાથ; એવી રીતે પુત્રીનો તદાય, કર્યો શંકર સાથે વિવાય. ૪૯ પુછ્યું લગ્ન વળી તેહ ઠાર; દીન બાકી રહ્યા તેમાં ચાર;વળતી સપ્તરૂષિ બળવાન, ઉઠી ઉભા થયા એણે સ્થાન. ૫૦ લેઇ પર્વત કેરી આજ્ઞાય, આવ્યા કૈલાશમાંહી તદાય; કહયો શંકરને સમાચાર, લગ્ન આડા રહયા દીન ચાર, ૫૧ માટે તતપર થાઓ મહેશ, જાન તૈયાર કરો અશેષ; અમે જઇશું અમારે ઠામ, પાછા આવીશું અહિં અભિરામ.૫૨

સુણી શંકર બોલ્યા વચન; વહેલા પધારજો બ્રહ્મ તન;તમે ગોર મારા મુનિદેવ, માટે વહેલા પધારજો એવ. ૫૩ આતો તમારૂં છે બધું કામ. માટે ઝાઝું શું કહું અભિરામ; એવું સુણી બ્રહ્માના કુમાર, ચાલ્યા ત્યાં થકી તો નિરધાર. ૫૪ ત્યારે શંકરે આણીને પ્રેમ, સંભાર્યા મુનિ નારદ તેમ;તેતો તતક્ષણ આવ્યા તદાય,લાગ્યા શંકરને સઘ પાય.૫૫ પછી બોલીયા મુખે વચન,કેમ સંભાર્યો પંચવદન;મારા લાયક હોય જે કામ, એ તો નિશ્ચે કહો આણે ઠામ.૫૬ સુણી શંકર બોલિયા વાણ, તમે મિત્ર મારા પરમાણ; પ્રાણ એકને જુદા છે દેહ, તેવો સાચો પુરાતન સ્નેહ. ૫૭ માટે તત્પર વહેલા થાઓ, નોતરાં જાનંના દેવા જાઓ; બ્રહ્મા વિષ્નુ ને ઈંદ્રાદિ દેવ, બીજા ગંધર્વ કિન્નર એવ. ૫૮ એને કહો જઇ નિરધાર, ચાલો શિવની જાનમાં સાર; નહિ આવો તો થાશે વિમુખ, પડશે દારૂણ નિશ્ચય દુઃખ ૫૯ માટે તમામ આવજો ત્યાંય, ભુપતીના વિવાહમાંય; એવું કહી બધે મુનિ-રાય, વહેલા પધારજો આ વેળાય. ૬૦ સુણી શંકરની એવી વાણી, ચાલ્યા નારદજી પ્રેમ આણી.

વલણ. નારદ ચાલ્યા ત્યાં થકી, નિમંત્રણ દેવાયરે; દુરગો કહે પછી શું થયું, એનો કહું મહિમાયરેરેરે. ૬૧

ઇતિ શિવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાંપાર્વતિમવિવપ્રસન્નોનામત્રયોદશમોધ્યાયઃ ૧૪

## અધ્યાય ૧૫ મો—હિમાચળને ત્યાં શિવ જાન લઇને આવ્યા.

### રાગ મારૂ. જાળંધરાખ્યાન પ્રમાણે.

સુત બોલીયારે, સાંભળોનેસરવે પુની; દેવા નોતરાંરે નીકળ્યા છે નારદ મુનિ ૧ બધે એ ગયા રે; સ્વર્ગ પાતાળાદિ સ્થાનમાં; મુખે બોલતા રે, પધારો શીવની જાનમાં. ૨ સુણી દેવતારે, તતપર થઇ ત્યાં આવતા; સાથે પુત્રનેરે, પ્રેમદા રૂડી લાવતા. ૩ સ્વર્ગનાથ તો રે, સરવેથી પેહેલો આવીયો; તે તો સંગમાંરે, તેત્રીશકોટી લાવિયો. ૪ પછી બ્રહ્માતોરે, પ્રેમ કરીને પધારીયા; સાથે સાવિત્રીરે, સપ્ત રૂષી સુખકારીયા. ૫ વળતી વિષ્ણુતોરે, આવ્યા ગરૂડે બેશીને; તે તો બેસતારે, શીવના સોડામાં પેશીને.૬ એમ આવીયારે. ઇઠયાશી સહસ્ત્ર રૂષી સહુ;ગંધર્વકીન્નરરે, અપ્સરાતો આવી બહુ. ૭ નવસેં નવાણુંરે, નદીયો પધારી તેણે સમે; નાગ આવીયારે, શંકરને એતો ગમે.૮ સાતસિંધુ તોરે, આદિત્યદ્વાદશ આવતા;સિદ્ધચારણરે, શિષ્યોને સાથે લાવતા. ૯ એમ સૌ દેવોરે, એકઠા થયા કૈલાશમાં; તેને દેખીનેરે, શંકર બેઠા ઉલ્લાસમાં.૧૦ સપ્તમાત્રિકારે,શણુગારે શીવને તે સમે; પીઠી ચોળતીરે, ગાતાં ગાતાં નાચી નમે. ૧૧ વળતી નવરાવીરે, નવા અલંકાર આપિયા; બાહુ કરીનેરે, બળદ ઉપર સ્થાપિયા.૧૨ શ્રીફળહાથમાંરે, શંકરને આપ્યું તદા; કીધી આરચારે, સુગંધીવાળી સર્વદા. ૧૩ માળા મોતીનીરે, આરોપીઇશ ગળા વીષે;તોરો ખોશીયોરે, ઝુમતા વાળો તે દીસે.૧૪ એવી રીતથીરે,શંકરનેશણુગારીને; જાન નીકળીરે, ભાગોળે ભીતિહારીને. ૧૫ તેણે

સમે ત્યારે, સેના તે શીવની જે કહી; ભૂત પ્રેતાદિરે, શીવ પાસે ઉભી રહી. ૧૬ વળતી ચાલિયારે, જાનલેઇ પશુનાપતી પંથ ચિતવ્યોરે; હિમાલય કેરો અતી. ૧૭ વાગે તે સમેરે, વાજાં વિવિધનાં જાનમાં; નાચે અપછરારે, તેતો પોતાના તાનમાં.૧૮ ડાખ ડમરૂરે,ગોમુખને રૂડી શીંગડી;તેને બજાવેરે, પિશાચતો આડાપડી. ૧૯ કેટલા દેવતોરે, કેકાણુ પીઠે શોભતા; તેમ કેટલારે, પાલખી માંહી શોભતા. ૨૦ વળી કેટલારે, હાથીને હોદ્દે વિરાજતા;તેમ કેટલારે, રથની અંદર છાજતા. ૨૧ એહ વારતારે, એટલેથી રહી આ સમે, પર્વત શું કરેરે, શર્મરામાં એતો ભમે. ૨૨ ભ્રાત પોતાનારે, બોલાવિયા માનથી બહુ; રૂપ બદલીનેરે, આવીયા છે તેતો સહુ.૨૩ મેરૂત્રિકુટરે,વિંધ્યાચળ એતો આવિયો; ગંધમાનરે, આબુનેસાથેલાવિયો.૨૪બધા તે મળીરે,મંડપરૂડોબાંધતા; તરીયા તોરણુરે,તેતો ચોપાસે સાંધતા. ૨૫ ચળકે ચંદનીરે, હાંડીની હારો શોભતી; તખ્તા ત્યાં જડયા, ચિત્રની ભીંતો ઓપતી. ૨૬ ગિરિરાજે તોરે, તેડાવી કામધેનુ તદા; એથી ઉપજેરે, પાકતો વિવિધના સદા. એવી રીતથીરે, કુળાચાર કર્યો તે સમે; સ્થાપી દેવતારે, પ્રીતિ આણી તેતે નમે. ૨૮ પછી જાનનીરે,વાટ જુએ સરવે મળી; એવે આવિયારે, ભાગોળે ત્રિશુળી ત્યાં વળી. ૨૯ ખબર તે થઈરે, એટલે પર્વત માંલિયો; લેઈ ભ્રાતનેરે, સામૈયું કરવા ચાલિયો. ૩૦ આવ્યો ભાગોળેરે, પર્વતનો સાથ તે સમે;

દેખી દેવોનેરે, શીશ નમાવી અતિ નમે.૩૧ હારોહાર ત્યારે, દેવતા સૌ ઊભા રહ્યાં; તેને મળિનેરે, પર્વત તો સુખીયા થયા. ૩૨ પછી પુરમાંરે, જાન તેડી આણી સહુ; આપ્યો ઉતારોરે, ભીડ થઈ ત્યાં તો બહુ. ૩૩ ધન્ય એ ઘડીરે, શોભા શી વખાણું મુખથી લાજે સુરપતીરે, એહસમાના સુખથી.

વલણ. ઊતારો એમ આપીયો,શીવને તેણે ઠારરે; દુર્ગો કહે પછી શું થયું, તેનો કરૂં વિસ્તારરેરેરે. ૩૫.

ઇતિશ્રીશીવપુરાણે કવી દુર્ગાશંકર વિરચીતે જ્ઞાનસંહિતાયાં હિમાચળખંડે શીવોજાનસહિત આગતો નામ પંચદશોધ્યાયઃ ૧૫

## અધ્યાય ૧૬ મો—શીવસ્વરૂપ દર્શન.

### રાગ આશાવરી ઢાળ.

સુતપુરાણી એણીપેર બોલ્યા,સાંભળોને મુનિરાય,વિ-સ્તારી સંભળાવું હવે, શીવ વિવાહ મહિમાય.૧ જાનૈયાને જાનીવાસો; આપી તેણે ઠાર, હિમાચળ તો કહેવા લાગ્યો સપ્ત રૂષિને સાર. અહો મુનિ શીવને ઊઘલાવી, તોરણ આગે આવો; હું હવે જાઊંછું અહીંથી,તતપર તમે થાઓ. ૩એવુંકહીને હિમાચળતો, આવ્યો વળતી ઘેર; તે વેળાએ નારદજીએ, ખેલ કર્યો ખુશી ભેર.૪ જાનીવાસામાંથી ચા-લ્યા, વેગે બ્રહ્મકુંમાર; મેના પાસે આવી પહોંચ્યા, ક્ષણું ન લાગી વાર. ૫ તેને દેખી મેના રાણી,ઉઠી લાગ્યાં પાય; ભાવ કરીને પૂજન કીધું, પૂછી કુશળતાય. ૬ ત્યારે નારદ કહેવા લાગ્યા, સાંભળ નારી વાત; તારી પુત્રી કેરો સ્વા-મિ, બતલાવું સાક્ષાત. ૭ જેને જોતાં આનંદ પામીશ,

સફળ થશે અવતાર; તે માટે મુજ સાથે ચાલો, શીવ જોવા આવાર.૮ એવું સાંભળી મેના રાણી,જોવાને જમાઈ; નારદજીની સાથે ચાલી, ઉત્કંઠા અતિ લાવી. ૯ ઉંચી એક હવેલી હતી, રસ્તા ઉપર રાય; તેના ઉપર ચઢીને બેઠાં, નારદને મેનાય. નીચે જાતિ સર્વે વસ્તુ દ્રષ્ટિથી દેખાય; એવી રીતે ઉંચે ચઢીને, બેઠાં બેઉ તદાય, ૧૧ હવે સાત રૂષીએ શીવને ઉઘલાવ્યા તે કાળ, વળતી તેની સાથે ચાલ્યા, પ્રશન થઇ મુનિબાળ.૧૨ જેટલા શિવપક્ષે આવ્યાતા, દેવોને મુનિરાય,તેસઘળાશિવઆગળચાલે, સાચીએહ કથાય. ૧૩ શીવની પુંઠે સરીતાઓને, માત્રિકા બળવાન; વિવિધ તરેહનાં ગાન ગાય છે, સ્વર તાણી નિદાન.૧૪ શીવજીનો વરઘોડો જોવા, પુરના સર્વે જન; જારી બારી આગે ઉભા, પ્રસન રાખી મન. ૧૫ કેટલાં તો રસ્તામાં ઉભાં, નરનારી તે દીશ; તે તો વાટ જુએછે શીવના,કયારે આવે ઇશ. ૧૬ એવામાં તો આવી પહોંચ્યો વરઘોડો તે ઠાર, ત્યારે નારદે દેખાડયો, મેનાને નિરધાર. ૧૭ સૌથી આગે પીત્રી ફેરે, વિશ્વાવસુરાજન; તેને દેખી નારદજીને,મેના કહે વચન.૧૮ અહો મુની આ શીવજી આવ્યા, સાંભળો મારીવાત; ત્યારે નારદ કહે છે એતો,નહિ શીવજી સાક્ષાત. ૧૯ એથી અતિ રૂપાળા એછે,જોતાં આનંદ થાય;તે માટે તમે ધીરજ રાખો, રાણી આ વેળાય. ૨૦ ત્યાર પછીથી ઈંદ્ર ચંદ્રને, વરૂણજી કુબેર, તેતો મેનાએ ત્યાં દીઠા, અનુક્રમથી સુખ ભેર. ૨૧

યારે નારદજીને પુછે, મેના તેણે ઠાર; આમાંથી કોણ શી-
ાજી કહાવે, તે બતલાવો સાર. ૨૨ નારદ કહે નોહ્ય શીવ
મે તોઈ, તે તો સઘળાદેવ; તમારા જામાત્રની એતો, નિત્ય
રેછે સેવ. ૨૩ એવું સાંભળી મેના મનમાં,કરે છે વિચાર;
ાવા તો ચાકર છે ત્યારે, તે કેવા હશે સાર. ૨૪ એવામાં
હ્માજી આવ્યા, સૃષ્ટિના કર્તાય; ચાર વદન તો દિસે તેને
ાજસ્વી મહાકાય. ૨૫ જેની આજુ બાજુ સર્વે, મુનિગણ
ેરો સાથ; તે તો સર્વે સુર્ય સરીખા, પુસ્તક શોભે હાથ.
૬ એવા બ્રહ્માને દેખીને, મેના તો હરખાય; નિશ્ચે આતો
ંકર હોશે, એમાં ફેર ન કાંય.૨૭ વળી બ્રહ્મકુંવરને પુછ્યું,
યારે બોલ્યા તેહ; આતો મારા તાત આવિયા, પશુ પતિ
ાહ્ય એહ. ૨૮ ત્યાર પછી ત્યાં વિષ્ણુ પધાર્યા, કોટી કામ
વરૂપ; લક્ષ સુર્યનું તેજ એહમાં, ચૌદ ભૂવનનો ભૂપ. ૨૯
ારૂડના ઉપર એ બેઠા, ઘનશ્યામ ગિરિધારી; ચારે ભુજમાં
ારે આયુધ, કરૂણા દ્રષ્ટિભારી. ૩૦તેને દેખી મેના કેહે છે,
નશ્ચે આ શિવ હોય; આના જેવો તેજસ્વીમેં, દીઠો નહિ
ળી કોય.૩૧એવું સાંભળી નારદ કહેછે, સાંભળને તું નાર,
માતો વિશ્વતણાપાળકછે,વિષ્ણુજી નિરધાર.૩૨ તમારા જ-
નાઈ સાથે,એમને ઝાઝો સ્નેહ;રાત દિવસ સંભારે શીવને,
નક્ત થઈને એહ. ૩૩ એવામાં ત્યાં રૂદ્ર આવિયા, દશે તો
ળવાન;તેની પૂંઠે આવી પહોંચ્યા, સદાશીવ ભગવાન.૩૪
જેની આજુબાજુ નાચે, ભૂત પ્રેત નિરધાર; ડાકેણ શાકેણ

ભૈરવ વ્યંતર;મુખથી કરે પોકાર. ૩૫ ડમરૂને રણુશીંગારૂડાં ડાખલાં કહાવે જેહ; તેનો તેતો નાદ કરે છે,તેમાં નહિ સંદેહ. ૩૬ બળદની ઉપર શંકર બેઠા, તેણે સમજી મન; રૂપ ભયાનક ત્યાં કીધું છે, માયાથી બળવન. ૩૭ તેને નારદે દેખાડયો, મેનાને તે ઠાર; આ તમારા જમાઇ આવ્યા;શંકરનો નિરધાર. ૩૮ જેના કંઠ વિષે વિંટાયા, કાળા કાળા નાગ; વળી ત્રિલોચનમાં ધગતો, અગ્નિ તો મહાભાગ ૩૯ એવા શંકરને દેખીને, હિમાચરની નાર; મૂર્છા ખાઇને પૃથ્વી પડીયાં, મેના તેણે ઠાર, તે વેળાએ તોરણ આગળ, આવી ઉભા ઇશ; પોંકવા માટે વાટ જુએ છે, મેનાની તે દીશ. એવી સાંભળી શૌનક મુનિ; બોલ્યા તેણે ઠાર; અહો સૂત શીવે દેખાડયું, રૂપ ભયંકર સાર. ૪૨ તે અમને વિસ્તારી કહોને, જેથી સંશય જાય; શંકર કેરો મહિમા સુણતાં, તૃપ્તિ તો નવ થાય. ૪૩.

વલણ. એવું સાંભળી આચર્યા; વાણી સૂત અનૂપરે; દુર્ગો કહે એતો કહે, શંકર કેરૂં રૂપરે. ૪૪.

ઇતિશ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં નારદેણ મેનાયાઃ શિવસ્વરૂપ દર્શિતો નામશોડસોધ્યાયઃ ૧૬.

## અધ્યાય ૧૭ મો—મેનાનો શોક.

### રાગ મલ્હાર. જાળંધર પ્રમાણે.

સુત વદ્યા ત્યાં વાણી, સૌ સાંભળો મુનિ મહારાજ; વિસ્તારી કહું તમને, શંકરની મૂર્ત્તિ આજ, જેને સુણતાં સરશે,આ જન્મ ધર્યાનું કાજ;એવા શંકરને તો દેખીરેરેરે હો, મૂર્છા પામી માનુનીરે. ૧ ટેક વૃષભ ઉપર બેઠા,વિભૂ-

તિ ચોળી અંગે; વાઘાંબર તો ઓઢયું,વ્યંતરને ભૂતોસંગે; એવા એતો બનિયા, બહુ નામી પોતે ઢંગે, એવા શંકરને તો દેખીરેરેરેહો, મૂર્છા પામી માનુનીરે. ૨ કંઠે અસ્થિની માળાને કરમાં બ્રહ્મ કપાળ, માથે મોટી જટાને, લાંબા લાંબા વાળ; નેત્ર તેવાં જે રાતાં તે, દિસંતા વિકરાળ. એવા શંકરને૦ ૩ જનોઇ કેરો જોટો, તે તો છે મોટા સાપ.ખાંધે ભરવી ઝોળી, અઘોળી જપતા જાપ; કાને મુદ્રા ઘાલી;તે તો છે મોટે માપ; એવા શંકરને૦ ૪ દિગંબર છે પોતે;ને દેખાતા ઉદાસી; શ્વાસાકર્ષણ કીધોનો, સેજાનંદ પ્રકાશી; કેડે આડબંધ બાંધ્યો, ને કેવળ વનના વાશી. એવા શં-કરને૦ ૫ ડમરૂ ડાખને ચિપિયો, એ ત્રણે કરમાં શોભે; અદ્દ્ભૂત એવો બેરખો, જેનો મણકો નાભે તેવો શશી છે ભાળે, તે દેખી ચિતડું લોભે; એવા શંકરને૦ ૬ અલખ ઊપાસી એવા, જયમ આભ થકી ઉતરીયા; તિવ ક્રોધ છે તેવો, ગુણ લક્ષણ કેરા દરિયા, તેવી મારણ આદિ છે મોટી જેની કાયા; એવા શંકરને ૭ યોગ સમા-ધિ જાણે, ને આત્માને ઉપાસે; પ્રેત ભુતને ભૈરવ, તેતો છે જેની પાસે; તેવું દર્શન થાતાં, સર્વેનું સંકટ જાશે એવા૦ ૮ તત્વદર્શીને ત્યાગી,વઈરાગ્ય મોજમાં માણે; ભ્રમર ગફા ના ભોગી,પરમાત્માને પરમાણે;ઉન્મુની અક્ષરવાસી, એ સૌની વાતો જાણે.એવા૦ ૯ જન્મ મૃત્યુ નહિ જેને,ને ભ-વનાં બંધન ભાગે; ક્ષણમાં આંખ્યો મીચે,ને ક્ષણમાં પોતે

જાગે; એવા આઠે પહોરે, એ અંતરમાં અનુરાગે. એવા૦ સ્મશાન માંહી બેશીને, તપ તો જેણે કીધું; વળી સાગરનું વસમું, જે વિખડું તેતો પીધું; એવું મેના છળવા આ રૂપ અલોકિક કીધું. એવા૦૧૧ કર્તુમકર્તુ બેઉને, અન્યથાકર્તુ જેહ; નિર્ગુણ સગુણ સ્વામિ ને, વ્યાપક તો વળી એહ; સ્વામિ સેવક પોતે,ને સત્યવાતમાં સ્નેહ. એવા૦૧૨જેની કટાળે કંપે, આ માયા મોહ ને કાળ; ધ્રુજે સાત સિંધુ ને ભય પામે ભુપાળ; તેવા ત્રિદશ સર્વ શેવે છે ચર્ણ વિશાળ. એવા૦ ૧૩ અણિમા આદિ સિદ્ધિ તો, નાચ કરે છેઆવી નારજી ગુણ ગાયે, તે વીણાજંત્ર બજાવી; એ પ્રમાણેસિદ્ધો તો, વંદે પ્રીતિ લાવી. એવા૦ ૧૪ તત્વમસિમાં કહે છે, જે તતપદરૂપી સ્વામિ;તેતો નિશ્ચે પોતે, અતસીબળ અંતર-યામી; સર્વ ક્રિયાના કર્ત્તા, ને ફળદાતા ફળવામી. એવા૦ ૧૫ સમદ્રષ્ટી છે જેની,ને નોળી કર્મના કર્ત્તા; મૃત સજી-વન કરશે, ને સંજીવનના હર્ત્તા; એમ રચિને વેદો,તે વેદો થી અનુસરતા. એવા૦ ૧૬ પરકાયામાં પેસે, ને તત્વમાં તત્વજ થાય; ચિંતવે તેવું કરશે, ને જયાં ધારે ત્યાં જાય; એવી વિદ્યાશક્તિ તે પાળે છે અત્યાય. એવા૦ ૧૭ અકળ ઈશ છે એતો, નવ જાયે કોઈના કળિયા; મનમથ બાળી નાંખ્યો, એવા એ યોગી બળિયા; તેવા દારૂણ તપથી, તો પારવતીને મળિયા. એવા શંકરને તો દેખીરેરેરે હો, મુર્છા પામી માનનીરે. ૧૮

વલણ. એ રીતે સુતે કહ્યો, શીવ મુર્તિ મહિમાયરે; દુર્ગો કહે પછી ત્યાં વળી, મેનાની મુર્છાયરેરેરે. ૧૯.

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે જ્ઞાનસંહિતાયાં શીવસ્ય ભયંકર યોગી સ્વરૂપવર્ણનો નામસપ્તદશોઽધ્યાયઃ ૧૭.

## અધ્યાય ૧૮ મો—મેનાનો શોક.

રાગ બિહાગ વેરાડી, જનુની જીવો ગોપીચંદની એ રાગ.

સુત કહે મુની સાંભળો, મુરછા વળી મેનાની જેહ; એતો વળી તેણે શમે, ત્યારે વિલપેજ એહ, રામા રૂદનકરે એ શમે. ટેક. ૧ અરેરે હવે હુંતો શું કરૂં, જાઉં કીયેરે ઠાર; જન્મારો બગડયો સુતા તણો, ભિક્ષુક મળ્યો ભરથાર. રામા રૂદન. ૨ અહો સુતા તને ધીકછે, ધિક ચાતુરી સાર; ધિકાર છે તારા તપને, ઈચ્છયો યોગી આવાર. રામ. ૩ હંશ મુકીને બગ પાળિયો, ભોજન તજી પીધું ઝેર; વસ્ત્ર મુકીને વીણ્યાં ચિંથરાં, કરૂણા તજી કીધો કેર. રામા. ૪ દેવો જેવા સ્વામી છોડીને, જપ્યો જોગેંદ્રનાથ; કુટુંબ મારૂં લજાવિયું, ભીડી બાવળે બાથ. રામ. ૫ અલ્યા ઓ વિધાતા મુરખા, આપી શીદ પ્રજાય; કેમ કરી ન મુને વાંઝણી, જોયું નજરે ન જાય. રામા. ૬ ગર્ભ ગળ્યો નહિ માયરો, મુઈ શોના આ બાળ; વનમાં અહિ ન કેમ કરડીયો, કેમ સુઈ રહ્યો કાળ. રામા. ૭ પુર્વે મેં પાપ કીધાં હશે, ત્યારે મળિયો આ જોગ; કર્મે લખ્યો કયાં જોગટો, તેના સ્મશાને ભોગ. રામા. ૮ સિંહ લંકી સુતા માહરી, રૂડું રૂપનું આળ; નેત્રચપળ ચારૂ નાશિકા, વાંકી ભ્રકુટીને ભાળ. રામા. ૯ ચંદ્રવદની ચિત્તશુ

ન્દ્ર છે, ગતિ હંશની સાર; કંકુ વરણી કાયા શોભતી; કંબુ કંઠ અપાર. રામા. ૧૦ ઉદય પોયણી પત્રછે, વેણીવાસુકી નાગ; રદય કોમળ કારમું, રૂડો કોકીલા રાગ. રામ. ૧૧ એવી સુતા શ્રેષ્ટ માયરી, વિરૂપ જોગટો એહ; રૂપરંગ નહિ દેહમાં, નથી શારામાં સ્નેહ.રામ. ૧૨ વ્યશની ધુતારોને વા મિ છે, નથી શુદ્ધતા;સાર; સર્પ શરીરે વિંટી ફરે,દેખી છ- ળે મારી બાળ. રામા.૧૩ આવો કુરૂપ નથી કોઈ વળી,કર માં બ્રહ્મ કપાળ; માથે જટા છે બિહામણી, કંઠે હસ્તિની માળ. રામ. ૧૪ આવું આક્રંદ જોઈ નારીનું, બોલ્યા નારદ વાણુ; અરે મેના તેં ન ઓળખ્યા, પરીબ્રહ્મ પ્રમાણુ.રામા. ૧૫ શંકર સદા સુખરૂપીછે,રૂપવિદ્યાનું સ્થાન; જેનીપાસે લેવા આવે છે, મોટા મુનીવર જ્ઞાન. રામા. ૧૬ એવું સુણી મેના ઓચરી, અલ્યા છાનો રહે દુષ્ટ; પરપંચી મેં તને જા- ણીયો,થાય કંકાશે તુષ્ટ. રામા.૧૭ પ્રથમ ઉપદેશ તેં કર્યો, મારી પુત્રીને સાર; તપ એ શિવનું બતાવીયું, ઉંધું માર્યું આ વાર. રામા, ૧૮ ત્યારે નારદ ગ્લાની પામીયા, ઉભા છે રાજ એહ; મુન્ય ગ્રહ્યુ પોતે તે શમે, જેનો શીવમાં સ્નેહ. રામા. ૧૯ એટલે ત્યાં દિગપાળ આવીયા, બોધ આપવા સાર; તેનું કહ્યુ પણ નાકર્યું,મેના હઠીલી અપાર.રામા. ૨૦ જાણુ થયું તેહ બ્રહ્મને,ત્યારે આવીયા પાસ; સપ્તરૂષીજેના સાથમાં,બીજા મુનિયો પ્રકાશ,રામા. ૨૧વળતીરૂષીસાતબો લીયા,સુણોરાણીવચન;આવાંકઠીણુતમે કેમથયાં,કેમફેરવ્યું

મન; રામા. ૨૨ શીવમાં કદી ખોડ હોયતો, અમે આવિયે કેમ; વખાણ કેમકરીએ એહનું,જુઓવિચારીએમ; રામા. ૨૩ એવું સુંણી બોલી સુંદરી, ઢાંકો તમારૂં મુખ; છેટા જાઓ તમે આ સમે, દીધું દારૂણ દુઃખ; રામા. ૨૪ તમારી દાઢીને મુછતો,૨૫ પાડી કાપું નાક;ક્યાં ગઇ રાંડ અરૂંધતી, જુઠી જેહની વાક; રામા. ૨૫ શંકરની લાંચ લેઇને, કીધો કાળોરે કેર;ફાંગડ નંખાવી છોકરી,વાળ્યું કેદીનું વેર;રામા. ૨૬ સપ્ત રૂષિ એવું સુણીને, થયા ઝાંખા તે ઠાર; તે કાળે બ્રહ્મા તો બોલિયા, વિકાશી મુખચાર; રામા. ૨૭ અહો પ્રિયા આમ શું કરો, સમજો દીલમાં આજ; લગ્ન સમો વિતિ જાય છે, માટે કર શુભ કાજ; રામા. ૨૮ શંકરને તું શું ઓળખે, જેને રહે છે શેશ;વર્ણવતાંથાકીયા,અનાદિ એ મહેશ;રામ;૨૯ તોપણ તારૂણીનાણુઝી,રૂદનકરેઅપાર; ત્યારે હિંમાચળ આવિયો, પામ્યો આશ્ચર્ય સાર; રામા. ૩૦ નગપતિ કહે સુણુ નારતું, કેમ કરે રૂદન;ભાગ્યવધ્યું આજ આપણું,શીવ આવ્યા સદન;રામા.૩૧ તે માટેઉઠતું પોંકવા ખોટી થાય છે એહ; લગ્ન સમોવળી વીતીયો, થશે ફજેતી તેહ; રામા. ૩૨ તે સમે બોલી ત્યાં મેનકા, સુણો સ્વામિ વચન; હું નહિ ઉઠું પોંકવા, થાતાં દેહ પતન; રામા. ૩૩ દિકરીને લેઇ આ સમે, પડીશ દધિચીની માંય;કે વિખપીવાનું આદરૂં, નહિ આવુંજ ત્યાંય; રામ.૩૪ પરાણે જોપરણાવશો,સુતા શીવની સાથ;તોતો કાપું કંઠ માયરો,ઝાલી

તરવાર હાથ;રામ.૩૫એવું દેખીતજીલાજને, આવી પાર-
વતીપાસ;તેતો કહેવા લાગી માતને,પાયેલાગી પ્રકાશ;રા-
મા.૩૬ અરે માતા કેમ આચરે, આવો ફોગટ ફંદ, શંકર-
થી બીજો કોણ છે, સ્વામી તો સુખકંદ. રામા. ૩૭ શીવ
વિના અન્ય દેવને, નહિ પરણુ માત; પ્રાણધાર એ તોમા-
યરા, સાચી જાણજે વાત. રામો. ૩૮ એવું સુણી રાણી મે-
નાને, ચઢયો ક્રોધ અપાર; ઉઠીને સુતાને મારીયો, ગડદા
પાટુનો માર. રામા. ૩૯ મુખથી કહે એ કુભારજા, મુને
આણ્યું કલંક; જોગીડો જોઇ રીઝી આ સમે, તારા અવળા
છે અંક. રામા. ૪૦ વળતી મેના કેરા હાથથી, સતી ચં-
ડીને સાર; બ્રહ્માએ મુકાવી તે સમે, આણી દયા અપાર.
રામા. ૪૧ એવી રીતે મેના કોઈ તણી, નથી માનતી વાત;
તે સુણી વિષ્નુ ત્યાં આવિયા, સત્વગુણી સાક્ષાત.રામા. ૪૨

વલણ વિષ્ણું આવ્યા તે સમે; મેના કેરી પાસરે;દુ-
ર્ગો કહે એતો કહે, શીવનું રૂપ પ્રકાશરેરેરે. ૪૩

ઇતિ શ્રી શીવપુરાણે કવીદુર્ગાશંકર વિરચીતેગ્નાન સહિતાયાં,
મેનકા શોક કતો નામ અષ્ટાદશોધ્યાય. ૧૮.

અધ્યાય ૧૯ મો—વિષ્ણુએ ઉપદેશ કર્યો.

રાગ મેવાડો.

સુત કહે મુનિ સાંભળો, કહું વારતારે; આવ્યા વિષ્ણુ
તો મેનાપાસ,તેસમજાવતારે.૧કેશવ કહે સુણો કામનીરોષ
કેમ ધરોરે; પોંકો આવખતે શૂલ્યપાણ;માટે કહ્યું કરોરે,ટેક.
પીત્રો પવિત્રની દીકરી, રોશ કેમ ધરોરે હિમાચળની ઉ-

ત્તમ નાર. માટે કહ્યું કરોરે. વાચાદત્ત થઈ બાળકી રોષ૦ અન્યને ન અપાયજ સાર, માટે૦ ૨ વિવાહ કરેલો પ્રેમથી; રોષ૦ એતો ફોક શી રીતે થાય. માટે૦ મોઢે બોલી ફરી જાય છે; રોષ૦ તેતો નિશ્ચે નરકે જાય, માટે ૩ વિશ્વાસ આપીને છેતરે; રોષ૦ એહ વર્ણશંકર જન. માટે૦ પાણી પીને ઘર૦ પૂછશે; રોષ. એતો કેવળ મુરખ મન. માટે. ૪ અતિથી આવેલો આંગણે; રોષ તેનો તિરસ્કાર ન થાય. માટે. મર્મ જાણ્યા વિના મહાત્માનો રોષ. નવ કરીએ કદાપિ નિંદાય. માટે. ૫ જ્ઞાન વિના દોશ દેખીએ, રોષ. સદ્દવસ્તુનીમાંય સ દાય. માટે દોરડી અંધારે સર્પ છે, રોષ. દીવો લાવી જોતાં ભય જાય, માટે. ૬ શીવ શનાતન ઈશ છે; રોષ કાળના પણ કાળ એ છે કાળ. માટે. એહના ચાકર સઉ અમે, રોષ. શુળ પાણી સદા પ્રતિપાળ માટે. ૭ હું તો બ્રહ્મા જ્યારે ઉપ- જ્યા, રોષ. ત્યારે હતા એ તેજ સ્વરૂપ. માટે. સ્તુતિ કરી અમે તે સમે રોષ. થયા તે સમે સગુણ ભુપ. માટે ૮ પુરૂશ નથી એવો કોઈ વળી; રોષ. સદા આનંદી બ્રહ્મ કુ- હેવાય, માટે માટે વૈરાગ્ય વેશ આ ધારિયો, રોષ. તેથી ત મને વિસ્મય થાય. માટે ૯ ઉત્તમ કુળ છે એમનું, રોષ. નિ શકલંકી નિર્ગુણનાથ. માટે. કુબેરચાકરએમનો. રોષ કોશ કુંચીઓ જેને હાથ. માટે ૧૦ શાંજ પડે જેના ચાર્ણમાં, રોશ મુકે માથું ઇંદ્રાદિક દેવ. માટે. યોગી તણાં વૃંદ આ- વીને, રોષ. પુછે વેદાંત વાણી એવ માટે. ૧૧ એક છતાં

બધે વ્યાપીયા. રેશ. વશ્યા ઘટઘટ એ ભગવાન. માટે.કોપે કદી એ ઇશ તો, રેશ. બાળી નાંખે બધાને આ સ્થાન. માટે. ૧૨ શેષ સુરેશને શારદા, રેશ. નિત્ય શંકરના ગુણુ ગાય. માટે. અપાર રૂપ છે એમનું, રેશ જેવા ભક્ત ધારે તેવા થાય. માટે. ૧૩ સિંધુ મથને બાળ્યો ક્રોધથી, રેશ, તેવો કરશે આ વખતે સંહાર, માટે પ્રેમદા પુંઠે વિચારશો, રેશ. નહિ શીવની રીશ શહેવાય. માટે. લા'વો હ્યોને હવે આ શમે, રેશ. કન્યા આપીને લાગો પાય. માટે ૧૪ આવી રીતે બોધ ત્યાં કર્યો. રેશ, ત્યારે શમજી મેના નાર, માટે કહ્યું કરોરે, અજ્ઞાન આવર્ણ ત્યાં ટળ્યું, રેશ. થયો આનંદ અપરમપાર. માટે. ૧૫ તેણે શમે શીવ રીઝીયા. રેશ. કર્યું રૂપાળું પોતાનું તન. માટે.એટલે નારદ આવિયા, રેશ. એતો મેનાને કહે છે વચન, માટે કહ્યું કરોરે. ૧૬.

વલણ. મેનાને નારદ કહે, શાંભળને અબળાયરે;શોભા જો તું શીવની, જેથી શંશય જાયરેરેરે. ૧૭

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં મેનાયા વિષ્ણુના ઉપદેશ કૃતો નામ એકોનવિંશોધ્યાયઃ ૧૯

## અધ્યાય ૨૦ મો. શંકરના સ્વરૂપનું વર્ણન.

રાગ ગરબી. સાંભળરે તું સજની મારી. એ રાગની.

સુત કહે મુની શાંભળો શરવે, એક ચિતે આણીવારરે; નારદ કેરાં વાક્ય સુણીને, હરખી મેના નારરે, મનડું મોહયુંરે, ટેક, ૧ વળતી એ અબળા આવીને, ઉભી શંકર કેરી પાશરે; રૂપ દેખીને ઘણું વિસ્મય પામી, ઉપજ્યો અતી ઉ

લાશરે, મનડું ૨ પાંચ વદન અને દળ ભુજ સુંદર; ચર્ણતો અતિ રઢીયાળારે; ઉદર પોયણીના પત્ર સરીખું, કેશ છે ઉપર કાળારે. મનડું ૩ સિંહ કટીને નાશિકા શુકની, કર્ણતો કંકુની લોળરે, દાડમ દંતને નેત્ર કમળ છે, હોઠ તો રાતા ચોળરે. મનડું ૪ હસ્ત તો હાથીની શુંઢ સરિખા, કંઠ લાંબો ને મોટું ભાલરે, તે ભાલમાંત્રીજું નેત્ર બિરાજે, શશીનો સારો તાલરે. મનડું. ૫ પાંચે મુસ્તક ઉપર મુગટ શોભે, તે તો છે રત્ન જડાવરે; હીરા માણેકને મણી મહી ચળકે, અદભુત એહનો બનાવરે. મનડું ૬ હૃદય દેશ તો બહુ રઢીયાળો, ઉપર મોતીના હારરે, કાને કુંડળ અને કેશરી અરચા, વાંક છે મુછ વિશાળરે. મનડું. ૭ હાથે બાજુ અને કંકણ પોંચી, કેડે કંદોરો નિરધારરે, પચ્ચાશે આંગળીએ વેઢ ને વીટી, નક્ષત્ર છે નખે સારરે. મનડું ૮ પગમાં તોડો ને સુંદર પાવડી ભ્રકુટી ધનશીકારરે, હિરણ્ય ઊપવિત શોભે અતિશે, મોહ ભરેલો મીચકારરે. મનડું ૯ ગોરૂં શરીર અને ગુણ અનોપમ, પહેર્યું પીંતાંબર શારરે, સુર્ય શરીખી તે વિશાલ વીરાજે, કેડે કટારી નિરધારરે, મનડું, ૧૦ નંદીના ઉપર બેઠેલા નીશ્ચે શ્રીફળ ગ્રહયું કરમાંયરે, કોટી રવીના જેવું તેજ છે તનમાં, આભાશ આપે ત્યાંયરે; મનડું. ૧૧ જેના ઉપર છત્ર ધર્યું છે રવિએ, વાયુ ઢોળે શશીરાયરે, ગંગાયમુના બેઉ ચામર કરતી, નાચે છે સીદ્ધી શમુદાયરે. મનડું.૧૨ ગાંધર્વ લોકો તો ગાન કરે છે, સિદ્ધો ઉભા જોડી હાથરે; વિ

ઘાઘરો તો અતિ વખાણ કરતા, સુંદરીઓ લેઇ સાથરે. મન ડું. ૧૩ દેવતા મુખથી જયજય બોલે. ઇંદ્ર થયો છે. છડીદા રરે, તેતો ખમાખમા મુખથી બોલે, હોકારો પાડી તેણે ઠા રરે. મનડું ૧૪ એવું સ્વરૂપ દીઠું શંકર કેરૂ, ત્યારે મેના લા ગી પાયરે, પ્રથમ નિંદા કરી હતી તેની, માગવા લાગી ક્ષ માયરે, મનડું. ૧૫ પોતાની પુત્રી કેરૂં વખાણ કરતી, ને વ ખાણતી મુની શાતરે, શીવને નમી પછી આવી શદનમાં સ્વામીની પાસે સાક્ષાતરે. મનડું. ૧૬ પ્રથમ આવીને તોર ણ ઉભા, શંકર તો શુલપાણરે, તે દીનથી એક માશજ વી ત્યો; ત્રીશ દીવશ નિરવાણરે મનડું. ૧૭ ધનારક તો તેને કહે છે મુનિઓ, જયોતિશ શાસ્રમાં સારરે; તે માશમાંહી લગ્ન ન થાયે, મર્યાદા એવી નિરાધારરે, મનડું. ૧૮ શંકર કેરૂ સ્વરૂપ જોવા, આવી નગર તણી નારરે, તે તો જોઈને થઇ ચકિત શરીરે, ઉપજ્યો પ્રેમ અપારરે, મનડું ૧૯ કેટ લી અબળા તો આવી ઉતાવળી; મુકી પોતાનું ઘર કામરે, કેટલી નારીએ તો અધુરી મુકી, પતિ સેવા અભિરામરે, મ નડું. ૨૦ એવી રીતે સઉ નગરના લોકો, આવ્યા જોવાને આણી પ્રેમરે, ભીડ થઇ ઘણી મંડપમાંહી; સજડા સજડી તેમરે, મનડું. ૨૧ વલણ. મેના મન હરખી અતિ, વળતી ગઈ ઘરમાંયરે,દુર્ગો કહે પછી પોંકવા;આવી એતોત્યાંયરે.૨૨

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન શ હિતાયાં,
શંકરેણ સ્વરૂપ સુન્દ દર્શિતો નામ વિંશોધ્યાયઃ ૨૦

અધ્યાય ૨૧ મો—પાર્વતિના સ્વરૂપનું વર્ણન.

રાગ ગરબી.માળણ ગુંથી લાવ ગુણીયલ ગજરો, એ રાગની.

સુતકહે સાંભળો મુનીરાય, મેંના આવી પોંકવાને તદાય; કહું હવે તેહ શમાની શોભાય; સુણી મુનિ વારતા સુખકારીરે, ટેક. માથે મોડ મુકીયો છે છોગાળો, શમણુ દીવો હાથમાંહી રૂપાળો; તેવોસ્વર સુંદરીને લટકાળો, સુણો ૨ હાથ ગ્રહી હેમની સારી થાળી, નાકે ઘાલી રત્નની રૂડી વાળી; કંઠે શોભે કારમી કંઠી કાળી, સુણો ૩ પુજા કરી શીવની તેણે ઠાર, ગળે ઘાલ્યા પુષ્પના પ્રિય હાર; પછી લીધાં પોકણાં તેણે ઠાર. સુણો ૪ ધુશળ મુશળ ત્રાક સરીયા સોપારી, રવઈયોને દ્રવ્ય સંપુટ ભારી, ઈડી પીડી એમ હાથે ઉતારી સુણો. ૫ એવી રીતે શીવને પોંકવા જયારે, વાજા વાગ્યાં દેવના ખુબ ત્યારે, થયો જેજેકાર ઘણો તેણીવારે, સુણો. ૬ સ્વયંભુને વિષ્નુ તો તેણે ઠાર; ઉભા શિવ પાશમાં નિરાધાર, કરે નહિ કઉતક કોઇ માટે શાર. સુણો ૭ તોપણ તાકી ઉભી છે મેના નારી, જેના હૃદેમાંય આનંદભારી, તાણ્યું, નાક શંકરનું સુખકારી, સુણો.૮ પછી ગઈ પ્રેમદા ઘર માંય, આવી નીજ પુત્રીની પાસે ત્યાંય; પહેરાવે છે શાણુગાર સઉ ગ્રહી બાંય. સુણો ૯ પારવતીનું રૂપ છે રૂડું ભારી નથી એની તુલ્ય તો કોઇ નારી, રતિ રમા બેસે જે નાથ કીહારી સુણો. ૧૦ માયા મુળ પ્રકૃતિ એ તો કહાવે, મહાકાળી નામથી મુનિ ગાવે, માળા ઝાલી ભક્ત ભજે જેને ભાવે. સુણો

૧૧ ચંદન ચોળ્યું અંગમાં અતિ સારૂં; મુખે વદે વેણુતો વળી પ્યારૂ; વદન કોટીચંદ્ર સમુદીસે વારૂ. સુણો ૧૨ હોળ્યા કેશ શીશના તેણીવાર વેણી ગુંથી પાડીયો સેંથો સાર. તેમાં પુર્યું સિંદુરતો નિરધાર, સુણો૧૩ ચોઢયોપછી ચાંદલો રૂડો ભાળ, આંખ્યો આંજી મેંશથી તતકાલ;ભ્રકુટી છે વાંકી તેનો ભલો તાલ, સુણો. ૧૪ કાને ઝાલ ઝુમણું તે તો શોભે, લોલક અને લોળીએ મન લોભે; અકોને જોતાં અતિ ચિત થોભે, સુણો. ૧૫ નાસિકાતો કીરના જેવી સારી, તેમાં વાળી હેમની હિતકારી; ચળકો તેમાં ચુની લી લી ઘણી સારી; સુણો. ૧૬ ગળે ગળુંબંધને મોતીહાર, તુશી કંઠી વાંકડી ખુબીદાર; કાળી ગાંઠી ચંપકળી નિરધાર, સુણો ૧૭ હ્રદય દેશ કોમળ કહેવાય, તેમાં સ્તન બેઉતો દરશાય; જેને જોઈ ચક્રવાકી લજવાય,સુણો, ૧૮ હાથે ચુડી હેમ કરી વિચિત્ર, કડું અને કાંકણી છે પવિત્ર; કંચુકી તો કેવર રત્ન જડીત્ર, સુણો. ૧૯ ઉદરપત્ર પોયણી પરમાણુ, કટિસિંહ તુલ્ય છે નિરવાણુ; નાભિ તેવી અમૃતનો કુપ જાણુ, સુણો. ઘણા શોભે ઘાઘરે ચિત્રમોર, ચોઢી ચારે પાસ કસબી કોર; ટાંકયાં તેની આજુબાજુ બહુ બોર, સુણો. ૨૧ ઓઢી અંગે ઘાટડી તે અમુલ્ય, તેતો ઘણી શોભતી સૂર્ય તૂલ્ય; નથી કાંઈ ભાતની જેમાં ભુલ્ય,સુણો. ચરણે કલ્લાં સાંકળાં બે બિરાજે, આંગળીઓએ વિંછુવા ઘણા છાજે; જેમાં ઘણી ઘુઘરીઓ તો ગાજે, સુણો. ૨૩ એવી રીતે પુત્રીને તેણે ઠાર,

મેનાએતોઘાલીયા અલંકાર;જેણેકરી સોભીયુંઅંગ અપાર, સુણો. ૨૪ આવ્યા પછી માંયરામાં મહેશ, ધરે જેનું ધ્યાન તો નિત્યેશેશ; બેઠા એતો બાજઠ સઘ સુરેશ, સુણો. ૨૫ બ્રહ્મા થયા ગોરતો તેણીવાર, જેને રૂડાં મુખ છે વળી ચાર; કરે એહ ઉચ્ચાર વેદનો સાર, સુણો. ૨૬

વલણ પરમેષ્ટીપોથી ગ્રહી,બેઠા તેણે ઠારરે; દુર્ગો કહે એતો વળી, કર્મ કરાવવા સારરે. ૨૭

ઇતિશ્રી શીવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં પાર્વત્યા સ્વરૂપ વર્ણનો નામ એક વિંશોડધ્યાયઃ ૨૧

અધ્યાય ૨૨ મો—શંકર વિવાહ સંપૂર્ણ

રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; હવે મંડપમાં તેણે ઠાર, થયો અત્યંત જય જયકાર. ૧ વાજા વીધ વિધ વાગે રસાળ, નાચે કિન્નરીઓ તેણે કાળ; કરે સિદ્ધને યોગી સ્તવન, અતિ પ્રસન્ન છે જેનાં મન. ૨ પર્વતની સ્રીયો ત્યાંય; બોલે મર્મવાણી એહમાંય, આણી બાજુ લક્ષ્મીને સાવિત્રી, ઘટતા શબ્દો કહે આણી પ્રીતિ. ૩ પછી કન્યાનો મામો તો જેહ, પિત્રી દેવતા કહેવાય તેહ; તેણે પ્રીતિ આણી અતિ ત્યાંય. ૪ ત્યારે નગપતિને મેના નાર, આવ્યાં સ્નાન કરી તેણે ઠાર; એતો આપવા કન્યાનું દાન, બેઠા મંડપમાં તેણે સ્થાન. ૫ એવામાં થયુંકૌતકએક કહું વિસ્તારી તેહ વિશેક; વાયો જોર કરીને સમીર, ખશ્યું કંન્યાના અંગનું ચીર. ૬ તેથી ગૌરી તણું મુખ સાર, દીઠું

બ્રહ્મા એ ત્યાં નિરાધાર; ત્યારે ઉપજયો અંતરકામ, પ્રગટી વિહ્વળતા અભિરામ. ૭ તેથી વછુટયું વિર્ય વિશાળ,પડયું પૃથ્વીનીમાંય તે કાળ; પ્રગટયા તેમાંથી પુત્ર હજાર, બ્રહ્મ ચારી રૂપે નિરધાર. ૮ તે તો વૃદ્ધિ પામીને તદાય, લાગ્યા પરમેષ્ટીને સઉ પાય; એવું દેખીને કાર્ય વિરોધ, ચઢયો શંકરને અતિ ક્રોધ ૯ જાય શ્રાપ દેવા જેણીવાર, ત્યારે બોલિયા વિષ્ણુ તે ઠાર; અહોસુલપાણી મહારાજ ક્ષમા કરો ગુન્હો તમે આજ. ૧૦ મહામાયાનું દેખી શરીર,કીયો મુની, ધારી શકે ધીર; વિશ્વમોહિની એતો કહેવાય, એમાં બ્રહ્માનો શોછે અન્યાય. ૧૧ માટે જે તે રીતે આણીવાર કરો પાવન એહને સાર; જેથી વિવાહનું શુભ કર્મ, થાય ચાલતું એ વળી પર્મ. ૧૨ એવાં વિષ્ણુના સુણી વચન,થયા શંકર પોતે પ્રસન્ન; પછી જટામાંથી તેણે ઠાર, કાઢી ગંગા પોતે નિરધાર, ૧૩ તેમાં નવરાવ્યા બ્રહ્માને ત્યાંય, એમ શુદ્ધ કર્યા ક્ષણમાંય; પછી પેલા થયાતા જે બાળ, આપ્યા આદિત્યને તતકાળ. ૧૪ વાલખીલ્ય રૂષીએ કહેવાય, કરે ત્રિકાળમાં તપશાય; રવિ રથપુંઠ રહી સાર,આપે અર્ધ સદા અપાર૧૫ હજુ સુધી એતો બ્રહ્મબાળ, આપે અર્ધ સદા ત્રણ કાળ ૧૬ ક્રોહરો વળતો કર્મ કરાવતા, બ્રહ્મા તેણે ઠાર; દુર્ગો કહે તેનો કરૂં, શ્રોતાજન વિસ્તાર. ૧૭ ધોળ ૨ જું ધન્યધન્ય શંકરનો વિવાહ, શોભા શી કહું એહની; જેને સુણતાં ટળે તન દાહ, શોભાશી કહું એહની; ટેક, યોજન પાંચ વિષે

રચ્યો, મંડપ તેણે ઠાર, તેમાંતો વળીબાંધી છે ચારૂ ચંદની તખતા જડયા, ઝુંમર ટાંગ્યાં ત્યાંય, રત્ન મણિશોભે અતિ, એતો મંડપના સ્તંભમાંય. શોભા૦ મેરૂ આદિ નગ સઉ વળિ તેઓની નાર, તેતો ધરિ તન દેવનાં, બેઠાં મંડપમાં નિરધાર. શોભા૦ મુનિઓ સહુ મંગળ ભણે. અષ્ટક આણી પ્રેમ, તેવી નગની નારીઓ; ગીત ગાય છે કુશળ ક્ષેમ. શોભા૦વાજાં વિવિધ વાગતાં,તેતો ખુબ રસાળ, નાચે કિન્નર નારીઓ, તેનો સુંદર દીસે તાળ. શોભા૦ નગપતિ ને મેના શાતિ, નાહ્યાં તેણીવાર, વળતી કન્યા પધરાવતા, એતો આણીને પ્રેમ અપાર. શોભા૦ મંડપના મુખ્ય દેવતા, ગ્રહઆદિ વળી જેહ, બ્રહ્માએ તે સર્વનુ કરાવ્યું છે, પુજન આણી સ્નેહ, શોભા શી કહું એહની. દોહરો. મંગળ ફેરા ત્યાં ફરે શીવ પારવતી શાર, દુર્ગો કહે હવે તેહનો, કરૂં હું તો વિસ્તાર. રાગ ધોળ. ૩ જું ત્યાં તો પહેલું મંગળ વરતાય, હરેક ત્યાં તો શાં શાં દાન અપાય. શોભા ઘણેરીરે. ત્યાં તો ગાયોના દાન અપાય, હરેક સર્વે માનુની મંગળ ગાય. શોભા ઘણેરીરે, આપે દાન હિમાચળ રાય, હરેકેદાન લે છે શંકર મહાકાય. શોભા. ત્યાં તો ગોત્રનો ઉચ્ચાર થાય, હરેકે માગે આચાર્ય તો દક્ષણાય. શોભા. ત્યાં તો બીજું મંગળ વ:તાય, હરેકે ત્યાં તો દાશીનાં દાન અપાય. શોભા ત્યાં તો ફરે છે વર ને કન્યાય, હરેકે ત્યાં તો હસ્ત મેળાપક થાય. શોભા. ત્યાંતો દેવતાની પુજા થાય; હરેકે ત્યાં તો અ

અગ્નિની સાક્ષી અપાય. શોભા દાન આપેછે હિમાચળ ભુપ, હરેકે દાન લે છે શ્રી અનુપ. શોભા ત્યાં તો ત્રીજું મંગળ વરતાય. હરેક ત્યારે ભુમીનાં દાન અપાય. શોભા. બોલે યાચક યશ વિશાળ, હરેક વાગે વાંજાં વિવિધ રસાળ. શોભા. ત્યાં તો દાપાં તમામ ચુકાય, હરેકે એ તો આપીને અતિ રાજી થાય; શોભા. આપ્યા આપ્યા હાથી ને તોખાર, હરેકે આપ્યા કુંચી સહિત ભંડાર. શોભા. ત્યાં તો ચોથું મંગળ વરતાય. હરેકે ત્યારે કન્યાનું દાન અપાય. શોભા. ત્યાં તો શૌભાગ્યવતી આવે નાર, હરેકે એ તો શ્રીફળ માગે શાર. શોભા. ત્યાં તો આનંદ ઓચ્છવ થાય, હરેકે જુએ ધ્રુવ તારો વરને કન્યાય. શોભા ત્યાં તો ગોત્રજ પુજવા જાય, હરેકે રમે એકીબેકી ત્યાં તદાય. શોભા ઘણેરીરે.

વલણ. વરકન્યા પરણી ઉઠયાં, હરખ્યો શરવે સાથરે, દુર્ગા કહે સૌ બોલજો, જયજય નિર્ગુણ નાથરેરે.

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
શંકરવિવાહ સંપુર્ણો નામ દ્વાવિંશોધ્યાયઃ ૨૨.

## અધ્યાય ૨૩ મો—હિમાચળે શિવને પહેરામણી આપી

રાગ મારૂ. બોલ્યા સુત પુરાણી વચન; સુણો શત્યવાદી મુનીજન, પછી હિમાચળે તેણે ઠાર; સહુને ભોજન કરાવ્યું શાર. ૧ બેઠા જમવા ત્યાં શીવરાય, તેની સંગાથે દેવ બધાય, ત્યારે નિકળ્યાં ભોજન જેહ, કહું વિસ્તારીને હવે તેહ. ૨ વડાં કચોરીને કંશાર, ખીર રોટલી ખાંડ અપાર; દુધ દહીથરાં દુધપાક પુરી, સેવો વેઢમી શ્રેષ્ઠ શંજોરી. ૩ સું-

તરફેણી જલેબીને કળી, ખાજાં ઘેબર પાપડી ગળી; પેંડા બરફી ને ગુંદરપાક, મોતી ચુર મલાઇ અથાક. ૪ મગશ મગદરને માલપુડા; ચરણુ શાકરીયા તેમાં રૂડા લાડુ પરસુ દીનો મેવો સારો, શીરો શાકરનો તળધારો. ૫ શીખંડ બાસુદી હલવો રશાળ, મુરબ્બાનો વળી સારો તાળ, કેળાં રાયણુ ને કેરી શાર, શુભ શીતાફળ નીરધાર. ૬ પસ્તાં ચા રોળી બદામ દાખ, તેણે યુક્ત છે કોપરાં પાક, મગ મઠ ને ચણા વઘાર્યા, વાલ વટાણા તેતો સુધાર્યા ૭ દશ જાતિનાં ભજીયાં ત્યાંય, શેવ ખારી તળી તેલમાંય, કઢી સતોરા દ-હીંની કરી, વડી નાંખીને ઉકાળી ખરી. ૮ મહો રાયતું ખા રેક તણું, પાપડ અથાણું સ્વાદિષ્ટ ઘણું, શાક સો જાતિનાં તેણે ઠાર; પર્વળ પાપડી કંકોડાં શાર. ૯ દધી બટાકા તુરી યાં તેવાં, મીઠાં ગીલોડાં આરીયાં એવાં; મુગળા મોગરી કો ળું રશાળ, વડી વેગણ ચણાની દાળ. ૧૦ ભાજી મેથીની હીંગે વઘારી, તેવી ચટણી કીધી છે ભારિ, ભીંડા કારેલાં ગ લકાં જેહ, સુરણ રતાળું વાલોળ એહ. ૧૧ તે તો ડુબડુબાં તે લમાંસાર, જેને આરોગે સ્વાદ અપાર;ભાત કેસરી કમોદકેરો તેમાં લવિંગનેઘીનો હારો,૧૨દાળનરમતેહની સાથ, દુધતક્ર એ બેઉ સાક્ષાત; એવી રીતનાં ભોજન ત્યાંય, નીકળ્યાં સઉ પંક્તિનીમાંય. ૧૩ બેઠા જમવાદેવ તમામ, ઊમાપતિ સાથે અભિરામ; પીરસે પરમાત્મા વિષ્ણુ તે ઠાર, આણી અંતર પ્રેમ અપાર, ૧૪ બીજા પર્વતો કહાવે જેહ; કરે દેવ નાંટી

ખળ તેહ; હાસ્ય વિનોદની વારતાય, જમતાંજમતાં કરે છે તદાય. ૧૫ એવી રીતે જમી ઉઠી જાન, આપ્યાં પાનનાં બીડાં તે સ્થાન; પછી હીમાચળ નગ ભુપ, બેઠો સભાકરી ને અનુપ. ૧૬ આપી પેહેરામણી તેણેઠાર, સુણોશ્રોતાતેનો વિસ્તાર; સોના કેરી મોહોરો એક લક્ષ, શાલ પાઘડી તેતો પ્રત્યક્ષ. ૧૭ હાથી અઢારસેં નિરધાર, રથ સાતસેં ઉજવળ સાર; કલ્યાણી પાંચ હજાર, દાસી શહસ્ત્ર એક તેઠાર. ૧૮ આપ્યા શંકરને આણી પ્રેમ, સોળશણગાર પુત્રી તે તેમ; વિષ્ણુંને આપી મણીની માળ, બ્રહ્માનેપણ તે તતકાળ. ૧૯ ઇંદ્ર સુર્યને મોતીના હાર, જેની શોભા તણો નહિપાર; બીજા ત્રિદશને પણ ત્યાંય, ઘટે તેવું આપ્યું સભામાંય. ૨૦ હવે માત્રિકા આદિ જે નારી, શીવ પાસાની જાનરડી સારી; તેને અંબર આપ્યાં અતુલ, જેનું થઈ ન શકે શળી મુલ. ૨૧ ચ ર્ણ પટને કંચુકી શાડી, આપી સર્વેને શાંત પમાડી; થઈ ખુશી તમામ તે નાર, વરત્યો તે સમે જયજયકાર, ૨૨ હિ માચળે વળી ત્યાં સાક્ષાત, રાખ્યા સર્વેને દિવસ સાત; પ છી ઊમા તણા ભરથાર; થયા જાવાને માટે તૈયાર. ૨૩ ત્યારે પારવતી કેરી માત, શિક્ષા પુત્રીને દેછે સાક્ષાત.

વલણ પુત્રીને શિક્ષા કહે, મેના નગની નારરે દુર્ગા કહે શ્રોતા સુણો કહું તેનો વિસ્તારરે. ૨૪

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં હિમાચળેન શીવસ્ય પેહેરામણીદત્ત નામ ત્રયોવિંશોઽધ્યાયઃ ૨૩

અધ્યાય ૨૪ મો પાર્વતિ સહિત શીવ કૈલાશે આવ્યા.

ગરબી શિક્ષાશાણુાને, એ રાગની; પારવતીને મેના કહે છે, સાંભળ મારી કુમારીરે; સાસરે કોઇ દીન ક્રોધ ન કરવો, રાખવી અતિ હુશિયારીરે શિક્ષા સોનેજી. ૧ પોતાનું ઘર મુકી પારકે સ્થાને કામવિના નવ જાવુંજી, વૃદ્ધ બાળકને સ્વામિના પહેલું પ્રાણ ગયે નવ ખાવુંરે; શિખા શિક્ષા. ૨ પતિને ગમતી વાણી ઉચરવી, પાળવી તેની આજ્ઞાયરે; ખરૂં ખોટું પણ તેહ કરે તેની, કરવી નહિ નિંદાયરે. શિક્ષા. ૩ પોતાના ઘરનું છિદ્ર પરને ન કહેવું, ને સુણવી નહિ ખોટી વાતરે; દુશ્ચારણી કેરો સંગ ન કરવો ને તજવું વ્યસત સાક્ષાતરે. શિક્ષા. ૪ હુંપદ રાખીને ગર્વ ન કરવો ને સહનતા ગ્રહવી સારીરે; લોભ લાલચ અને લક્ષણ ખોટાં, રાખવા નહિ કષ્ટકારીરે. શિક્ષા. ૫ પ્રાતઃકાળે ઉઠવું વહેલું ને કાઢવો પુંજો નિરધાર રે; વાસણ માંજવાં ને રસોઇ કરવી, પવિત્રપણે વળી સારરે શિક્ષા. ૬ સાસુ સસરો અને જેઠજેઠાણી, પાળવું તેહનું વચનરે કદાપિ તેની સાથે કજીયો ન કરવો, રાખવા એહને પ્રસનરે. શિક્ષા. ૭ સ્વામિ સદન તજી જાય પ્રદેશે, ત્યારે તજવા અલંકારરે; ભુમિ સુવું અને હાસ્ય ન કરવું, જાવું નહિપરદ્વારરે. શિક્ષા, ૮પરપુરૂષ સાથે વાત ન કરવી, વિના પ્રસંગે કોઈ ઠામ રે; તેવું એકાન્તમાં ઉભું ન રહેવું, તેહની સાથ અભિરામરે શિક્ષા. ૯ વૃત્ત કથા અને દાન નિયમ શુભ, તીરથ ને તપ સારરે; તે તો પતીને પુછી કરવાં, પ્રીતે ધ્યાન ભજન નિરધારરે. શિક્ષા.

૧૦ વિપત્તિમાં ઘણી ધીરજ ધરવી, ક્ષમા ઊદયમાંહીગ્રહવિ રે સુજશ કેરિ સદા આશાજ રાખવિ હિમત રાખવિ એવિ રે. શિક્ષા. ૧૧ સાચું બોલવું અને શંપથિ રહેવું, ચાડિ ન કરવિ લગાર રે; મર્મ વચન નવ કહેવું જ કોઇને, લેવા બધે થિં તત્વ શાર રે. શિક્ષા ૧૨ કુવે તલાવ નવ વાતોરે કરવિ ઊભું ન રહેવું રસ્તે લેશરે; પારકું સુખ દેખી બળવું ન પોતે હોળવા નિત્યે કેશરે શિક્ષા. ૧૩ મુખ હૃદય અને શાથળ પાની, એટલાં અંગ તો જેહરે; પરપુરૂષ પેખે એમ ન રાખવાં, ઢાંકીને ફરીએ તેહરે, શિક્ષા. ૧૪ પતિને પ્રભુ તેમાં ફેર ન ગણવો, કરવી શદૈવ તેની સેવરે; શર્વેશિક્ષાનું તત્વએહ છે દીકરી માટે રાખવી એહ ટેવરે. શિક્ષા. ૧૫ અરે દીકરી તું તો ઈશ્વરી રૂપ છું, સકળ ગુણનો ભંડારરે; તુજને હું શી આપું શિખામણ, પણ આ જગત રૂઢી શારરે. શિક્ષા. ૧૬ તારા જનમથકી પવિત્ર થઈ હું, પધાર્યા મારે ઘેર ઈશરે; તે ત્રીશ કોટી દેવ પધાર્યા, આવ્યાવિષ્ણુ ને વાગીશરે.શિક્ષા. ૧૭ એવું કહીને પછી મેના સતીએ,પુત્રીને રથમાં બેશાડી રે; તેણી વેળાએ આવ્યાંનેત્રમાં આંસુશીથીળથઇ સૌ નાડી રે; શિક્ષા. ૧૮ હિમાચળ તો પછી ભાગોળે આવી, લાગ્યો તમામને પાયરે; પધારજો તમે ત્રિદશશર્વે, અપરાધ કરજો ક્ષમાયરે. શિક્ષા. ૧૯ દોહરો-ત્યારે વિષ્ણુ બોલિયા, શાંભળ નગપાત વાત; ચાકરી તેં શારી કરી, ધન્યતને શાક્ષાત, ૨૦

રાગ મારૂ--બેઠી ભાગોળે દેવ શભાય, ત્યારે બોલ્યો

હિમાચળ રાય; અહો દેવતાતમને ધન્ય, મુને કીધોજઆજ પાવન. ૨૧ મારા આપ્યા મુકયા શામું શાર, નવ જોશોતમે આણીવાર; હુંતો હાથ જોડી અભિરામ, કરૂં પ્રીતે તમોને પ્રણામ. ૨૨ વળતી શંકરે લીધી આજ્ઞાય, ચાલ્યા કૈલાશ પ્રત્યે તદાય; શાથે પારવતી સતી દેહ, બીજા આવેલા દેવતા તેહ. ૨૩ એહસર્વને લેઇ તદાય,આવ્યા કૈલાશમાં શીવરાય; ત્યારે નગપતિને મેનાનાર,આવ્યાંપોતાને મુકામે શાર. ૨૪ હવે કૈલાશમાં તતખેવ, કરે શંકરની સ્તુતિ દેવ; પ્રભુ આપો રજાઆણે ઠામ, જઈએ પોતપોતાને મુકામ. ૨૫સુણી શંકર બોલ્યા વચન, જાઓ સુખેથી આદિતિ તન; વળી બોલાવું તેણીજ વાર, વેહેલા પધારજો આણે ઠાર. ૨૬ એહ વાક્ય સુણી અભિરામ, ગયા સ્વર્ગમાં દેવ તમામ; હવે શપ્ત રૂષિ મુનિ જેહ, કહેવા લાગ્યા પિનાકીને તેહ. ૨૭ અહો શીવ આપોને રજાય, જઈએ સ્થાનકમાં આ વેળાય; એવું સુણી શદા શીવ ઇશ, કહેવા લાગ્યા મુનિને તે દીશ. ૨૮ તમે ઘણો કર્યો ઊપકાર, માટે માગો કંઇ નિરધાર; સુણી શપ્ત રૂષિ બોલ્યા વાણ, આપો ભક્તિ શદા શુળપાણ. ૨૯ મોટી તમારી સૌથી ઇચ્છાય, અમારાથી કશું નવ થાય, પછી બ્રહ્માને વિષ્નુ તે ઠાર, સ્તુતિ કરવા લાગ્યા અપાર. ૩૦ તેહ સર્વને શંકર ત્યાંય; આપ્યાં વરદાન આનંદમાંય, પછીજવાની આપી રજાય, ઘણા ખેદ થકી મહાકાય. ૩૧ હવે સાત રૂશિ બ્રહ્મા જેહ, ગયા સત્ય

લોક વિષે તેહ, મહા વિશ્નુ તો વઈકુંઠે ગયા. ૨૪ રમા સાથે ઘણા સુખીયા થયા. ૩૨ વળતી કઈલાશ પરવતમાંય, સુખ ભોગવે શંકર ત્યાંય; કરે સતીની સાથે વિલાશ, ભોગભોગવે આણી ઉલાશ. ૩૩ એમ વિત્યા ઘણા દીન સાર, પણ ના થઈ પ્રજા તે ઠાર, ત્યારે ઈંદ્ર થયો ઉદાશ, પીડે તારકાસુર પ્રકાશ. ૩૪ વલણ-ત્રીદશ સો ટોળે મળી કરતા મન વિચાર રે; દુર્ગા કહે સુત ના થયો, શંકરને નિરાધાર રે.

ઇતિ શ્રી શિવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં પાર્વત્યા સહ
શિવ કૈલાશે આગતો નામ ચતુર્વિંશોડધ્યાયઃ ૨૪

### અધ્યાય ૨૫ મો-કાર્તિક સ્વામીની ઉત્પતિ અને તારકાસુરનો વધ.

રાગ શામેરી ઢાળ-સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સો મુનીરાય; શંકરથી સુત કેમ થયો, હવે કહું તેનો મહિમાય. ૧ સુર સઘળા એકઠા થઈ કરતા; અંતરમાં વિચાર, શંકરથી સુત થાએ એવું શું કરવું નિરધાર. ૨ વળતી ઇંદ્રે અગ્નિને કહયું, શાંભળ મારી વાત. શંકરના વપુમાંહી તું તો, પ્રવેશ કર સાક્ષાત. ૩ તેણે કરીને વિર્ય છુટશે, રૂદ્ર તણું બળવાન;તેને હોલો થઇને લેજે, ચં-ચુથી રાજન. ૪ એવું સાંભળી અગ્નિ ચાલ્યો, હોલો થઇ તે ઠાર, શંકરના સ્થાનકમાં આવ્યો, તતક્ષણ તેણીવાર. ૫ તે વખતે શંકર બેઠાતા, પારવતીની પાશ; હાસ્ય વિનોદની વાતો કરે છે, આણીને ઉલ્લાશ. ૬ તેની જમણે પાસે ઉભો, વિશ્વાનર મહાકાય, એટલે શીવને તાપ લાગીયો, તનમાંહી તદાય. ૭ તેથી વિર્ય વછુટયું તતક્ષણ, ક્ષણું નવ લાગીવાર;

તેતો પૃથ્વી ઉપર પડીયું, શોભીતું અપાર ૮ તેને અગ્નિ હવે લીધું, ચાંચ વિષે રાજન; ત્યારે શંકર ક્રોધ કરીને, બોલ્યા તર્ત વચન. ૯ અલ્યા દુષ્ટ તું હોલ્લા રૂપે, કપટી છે કોઈ સાર; તે માટે સાચું કહે નહિ તો, દંડ દેઈશ નિરધાર. ૧૦ એટલે અગ્નિ કહેવા લાગ્યો; સાંભળો શંકર તાત, સુરપતીએ મોકલીયો મુજને, સત્ય કહું સાક્ષાત. ૧૧ માટે મારા ઉપર સ્વામી, ક્રોધ ન કરશો લેશ; હું આધિન અને એ કારણ, આવ્યો છું મહેશ. ૧૨ એવું શાંભળી શંકર કહે સુત થાશે તુજ કલ્યાણ, જા મધવાને વિર્ય સોંપ એ, આ વખતે નિરવાણ. ૧૩ તે કાળે શંકરને પ્રણમી, ચાલ્યો અગનિ દેવ; સત્વર એ તો આવી પહોંચ્યો, ગંગા કાંઠે એવ. ૧૪ તે વખતે એ વિર્યનો અગનિ પ્રગટયો અપરંપાર, વન્હીથી તે નવ સહેવાયો, ગભરાયો અપાર. ૧૫ તેથી મુખમાં વીર્ય હતું તે, નાંખ્યું સરિતામાંય; તેતો સરખડના ઈંધનમાં, પડીયું નિશ્ચે ત્યાંય. ૧૬ તેને ગંગાએ તો કાઢયું, કાંઠાઉપર શાર; તે માંથી એક બાળક ઉપજ્યો; ક્ષણું નવ લાગી વાર. ૧૭ રૂપ વિશે રંગીલો એ તો, પાળીઓ પરમાણુ; સુર્ય સરિખો તેજવંત છે, ચંદ્રવદન નિરવાણ ૧૮ એવામાં ત્યાં ખટકન્યાઓ, રાજાની તો જેહ; નાહાવા માટે આવી પોહોંચી, સુંદર જેનો દેહ. ૧૯ તેણે પેલોબાળ દીઠો, શોભીતો અપાર; ત્યારે સર્વે બોલી ઉઠી, મારો એ કુમાર. ૨૦ વાદ પરસ્પર કરવા લાગી, રાજાની કન્યાય; ત્યારે બાળકે ત્યાં કીધાં, ખટ મોઢાં

તદાય.૨૧વળતી પેલી ખટકન્યાને,ખટ મોઢે રાજન;બાળકબ હુપ્રીતિથીધાવ્યો,પ્રસન થઈને મન. ૨૨તેણેકરીને શણુમાતુર શુભ,પડીયુંતેનુંનામ;બીજું પારવતીનો નંદન,ગુહ ત્રીજું અભિરામ. ૨૩ અગ્નિભુને સ્કંદ દેવતા, ગંગા સુત નીરધાર; એવાંએનાં નામ પડયાંત્યાં,સુંદર તેણેઠાર. ૨૪ વળતી પેલી રાજપુત્રીઓ,બાળક લેઇ ગઈ ઘેર;દીવસે દીવસે પુત્ર વધેએ વયશી રૂડી પેર.૨૫ નારદજીએ વાત જાણી તે એટલે આણી પ્રેમ;દેવ સર્વને ભેગા કીધા, ત્વરા થકી વળી તેમ.૨૬ ત્યારે તે દેવોએ લીધી, શંકરની આજ્ઞાય; વળતી શરજન્માને કીધો, શેનાધીશ તદાય. ૨૭ મઘવા આદી દેવ કહાવે, તે ત્રીશ કોટી જેહ; તે તો સર્વે સેના બનીયા, તેમાં નહિ સંદેહ. ૨૮એટલે સ્વામી કાર્તિક પોતે,તરત થયો તઇયાર;દેવ સર્વને લેઇને આવ્યો, શોણીતપુરમાં સાર. ૨૯ ભાગોળે આવીને કીધો, સિંહનાદ બળવાન; તેને સાંભળી તારકાસુર તો કંપ્યો તેણે સ્થાન. ૩૦ એટલે નીજ સેન્યાને લેઇને નિકળ્યો પુરથી બહાર; ત્યારે સૌ દેવોને દીઠા, સ્કદ સહિત નિરધાર. ૩૧ વળતી યુદ્ધ આરંભ્યું એણે, આણી ક્રોધ અપાર; સ્વામી કાર્તિક ઉપર કીધી, શર વૃષ્ટિ તે ઠાર. ૩૨ દેવ સર્વને ઘાયલ કીધા,હેલામાં રાજન; ત્યારે ઝાઝો કોપે ચઢીયો, શંકર કેરો તન. ૩૩ દઇત્ય સૈન્ય ઉપર ત્યાં કીધી, શર વૃષ્ટિ તે ઠાર;બબે બાણે રાક્ષસ કેરાં, તોડયાં શીર કપાળ. કોઈના પગને ભુજ કોઈ કેરા, કોઈનાં નાકને કાન; કાપીને

પૃથ્વી પર પાડયાં,ક્ષણુંમાં તેણે સ્થાન. ૩૫ એવી રીતે ત્રીશ દીવસ તો, અખંડ દીન ને રાત;યુદ્ધ થયું એ દઈત્યનીસાથે, તે સ્થળમાં સાક્ષાત.૩૬ વળતી શંકર સુતે કાઢયો,શર એક દીપ્તીમાન; તેને મંત્ર ભણીને મુકયો, સત્વર તેણે સ્થાન. ૩૭ દીશાને દીપાવતું ચાલ્યું, અમોઘ એતો બાણ;તેણે તારકાસુરનું છેદયું, મુસ્તક તો નિરવાણુ. ૩૮ ત્યારે શેશ હતા જે દઈત્યો, તેતો નાઠા સાર; સત્વર જઇ પાતાળે પેઠા, સંતાયો નીરધાર.૩૯ તે વખતે દેવોએ વખાણયો, શંકરકેરો બાળ; પુષ્પ તણી તો વૃષ્ઠિ કીવી,દુંદુભી નાદ વિશાળ. ૪૦ વળતી શણમુખને લેઇ ચાલ્યા,ઇંદ્રાદિક સૌ દેવ;તેતો ગીરી કૈલાસે આવ્યા, ઊતાવળા તતખેવ.૪૧ પશુપતિને નમીયા સૌ પ્રીત્યે, સોંપ્યો એમનો બાળ; તે પુંઠે ત્યાં સ્તુતિકરતા, સર્વે એકે કાળ. ૪૨ વિશ્વેશ્વરને ત્રંબળ ત્રિશુરી, પુરણ પંચ વદન; અમે સર્વે નમીએ હમેશાં, તમને ઉજવળ તન.૪૩ તમારા પુત્રે તો કીધો. વેરી અમારો નાશ; નિષ્કંટક પૃથ્વી થઈ હવે, આ વખતે પરકાશ.૪૪એવું સાંભળી રૂદ્ર બોલીયા, કરૂણા આણી સાર; અહો દેવ જાઓ તમે સરવે, પોત પોતાને ઠાર. ૪૫ વળી સંકટ આવે તે કાળે, કહેજો મુજને વાત; કષ્ટ તમારૂં કાપી નાંખીશ, ત્વરા થકી સાક્ષાત. ૪૬ એવું સાંભળી દેવો સર્વે, લાગ્યા શીવને પાય; વળતી પોત પોતાને સ્થાને પરવરીયા મહાકાય. ૪૭

વલણ--એવી રીતે જય કર્યો, શીવપુત્રે નિરધાર રે; દુર્ગો કહે પછી શું થયું તેનો કરૂં વિસ્તાર રે. ૪૮

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન શંહિતાયાં,
સ્વામિકાર્તિકસ્યઉત્પત્તિ તથા તારકાસુરવધો નામ પંચવિંશોધ્યાયઃ ૨૫

### અધ્યાય ૨૬ મો–તારકાસુરના ત્રણ પુત્રોનું તપ.

રાગ મારૂ-બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; માર્યો તારકાસુરને જ્યારે, જેજેકાર થયો તેણી વારે. ૧ પછી તે દૈત્યના તેણે ઠાર, ત્રણ પુત્ર હતા નિરધાર; કહું તેહનાં સુંદર નામ, અનુક્રમ થકી અભિરામ. ૨ વિદ્યુનમાળી પેહેલાની આખ્યાય, કેકરાક્ષસ બીજો કેહેવાય; કમળાક્ષ ત્રીજો દઇત્ય સાર, એવા ત્રણે ભાઇ નિરધાર, ૩ કર્યો તેમણે મળી વિચાર, લેવું તાતનું વેર આ વાર; કાઢવું સૌ દેવનું મુળ, માટે કરીએ તપ અતુળ. ૪ એવું વિચારી ત્રણે ભ્રાત, તપ કરવા ચાલ્યા સાક્ષાત; મહા દારૂણ વનમાં તેહ, બેઠા આસન વાળીને એહ, ૫ ઉગ્ર તપનો આરંભ કીધો, યોગમાર્ગ તો આચર્યો સીધો; વર્ષ વિતિયાં તેને પચાસ, એક આસન ઉપર વાસ. ૬ પછી એક પગેઉભા રહી, શત વર્ષ કર્યું તપ સહી; એમ સંવત્સર તો હજાર, વાયુ ભક્ષી રહ્યા નિરધાર. ૭ તેવા હજાર વર્ષ પયત, ઊંધે માથે ઝુલ્યા બળવંત; તેવી રીતે સો વર્ષ સાર, ઊંચા હાથ રાખી નિર-ધાર. ૮ એવું દારૂણઆચરયુંતપ, કીધો કમળાશનનો જપ ત્યારે પ્રશન્ન થઇ બ્રહ્મદેવ, વર આપવા આવીયા એવ, ૯ તતો મુખથી બોલ્યા વચન, વર માગો તમે દઈત્ય તન; એવું

શાંભળી દઈત્ય કુમાર, કહેવા લાગ્યા બ્રહ્માને તે ઠાર. ૧૦
અહો લોકેશ જો છો પ્રસન્ન, તો તો અમ્મર કરોને તન્ન;
અમે ત્રણે બાંધવમાંથી સાર, મરે નહિ કોઈ નિરધાર. ૧૧
એવું સાંભળી કમળ તન, કહેવા લાગ્યા દઇત્યોને વચન;
થાય અંતેતમામનોનાશ,નથી અમર કોઈપ્રકાશ. ૧૨ માટે
એ વિના માગોને અન્ય; કહું તમોને સત્ય વચન; એવી શાં
ભળી બ્રહ્મની વાણી, બોલ્યા ત્રણે ભાઈપ્રેમઆણી. ૧૩ અહો
શ્રષ્ટીતણાકરતાય,ત્રણનગ્રઆપોઆવેળાય; એહનગ્રતોમોટાં
વિશાળ. જુદા જુદી ધાતુતણા શાર. ૧૪ બચે ફરતાં એતો
મહાકાય, જહાંધારીએ ત્યાં આવેજાય; સર્વે સંપતીએનગ્ર
માંય, કુંડ અમૃતના વળી ત્યાંય.૧૫ ઈંદ્રપુરીથી શોભે અપાર
એવાં આપો તમે નિરધાર; એહ ત્રણે નગ્ર પ્રમાણી, એક
બાણે વિધે કોઇ પ્રાણી. ૧૬ તેને હાથે તે વેળા પ્રકાશ, થાય
નિશ્ચય અમારો નાશ; એવું સાંભળી ચતુરાનન, બોલ્યા
અસ્તુ એવું ત્યાં વચન. ૧૭ પછી મયનામા દૈત્ય જેહ,હતો
વિશ્વકર્મા જેવો તેહ; તેને પરમેષ્ટી કહે સુણ ભાઈ, ત્રણ નગ્ર
તું દેને બનાઇ. ૧૮ ત્યારે મયનામાએ તે ઠાર, ત્રણ નગ્ર
રચ્યાં નીરધાર; તેમાં દૈત્યોએ કહીતી જેવી, શોભા સર્વ
બનાવીજ એવી. ૧૯ બાગ બંગલાહોજ કચેરી, મોહોલ
મંદિર શોભા ઘણેરી; વાવ કુવા સરોવર સાર, કિલ્લો કાંગ
રાતો નિરધાર. ૨૦ હાથીખાનું ઘોડારો નિશાળ, કેદકોટડી
તેવી વિશાળ, વળી એકેકો અમૃત કુંડ, ત્રણે પુરનીમાંય

પ્રચંડ. ૨૧ એક નગ્ર તો સોનાનું કાહાવે, બીજું રૂપા તણું રચ્યું ભાવે; ત્રીજું લોઢા તણું વળી સાર, એવાં નગ્ર રચ્યાં નિરધાર. ૨૨ એકેકા નગ્રનો તેણે ઠાર, એક યોજનમાં છે વિસ્તાર; જ્યાં મોકલીએ ત્યાં એ જાય, એવાં કુદ્રતી એતો સદાય. ૨૩ થયાં તૈયાર નગ્ર એ જ્યારે, આપ્યા દઇત્યને બ્રહ્માએ ત્યારે; વસ્યા તેહમાં દઈત્યકુમાર; ત્રણે ભાઈ વળી તેણે ઠાર.૨૪ હેમ નગ્ર વિષે કરી વાસ, વિદ્યુનમાળી રહયો છે પ્રકાશ,તેમ રૂપાના નગ્રમાં સાર,કેક રાક્ષસ તો નિરધાર. ૨૫ લોહ નગ્રમાં કમળાક્ષ કહાવે,વરયો કુટુંબસહિત ભાવે; સોનાતણું હતું નગ્ર, રાખ્યું સ્વર્ગની માંયજ તેહ. ૨૫ પૃથ્વી ઉપર લોઢાનું સાર,રાખ્યું જત્ન કરી નિરધાર; તેમ આકાશ માં રૌપ્ય પુર, રાખ્યું રાક્ષશે આણીને સુર. ૨૭ હવે બ્રહ્માને મયનામા જેહ, ગયા પોતાને મુકામે એહ; પછી તારકાસુર કુમાર, થયા બળિયા પોતે અપાર. ૨૮ તેણે જીતીયા સર્વે દેવ, નૃપ પૃથ્વીતણા વળી એવ;બીજા પાતાળના વળીરાય, જીત્યા તેહને ત્યાંતો તદાય. ૨૯ વળતી દેવોતણાં રત્ન જેહ, ખુંચાવી ઘેર આણિયાં તેહ; લેઈ લીધા સેના અધીર, કર્યા ચાકર પોતાના સાર.૩૦ શીવ ભક્ત થયા ત્રણે ભ્રાત,પેહેરી રૂદ્રાક્ષ પોતે સાક્ષાત;સ્થાપ્યાં શિવલિંગ નગ્રમાં અતિ, કરે પુજા તેની દુર્મતિ. ૩૧સુવા બેસવાના જે મુકામ,સ્થાપ્યાંશીવલિંગતો તે ઠામ;કરે પાર્થિવપુજા હમેશ,રાખે હાથની માંહે મહેશ. ૩૨ભણ્યારાક્ષસ વેદનામંત્ર, પાઠ પુજાતણો જાણ્યોતંત્ર

ત્ર;હોમયજ્ઞ આદિ જે ક્રિયાય,તેતો રાક્ષસનેઘેરથાય.૩૩ તેથી ખુશી થયા શિવરાય, આપ્યાં વરદાન ઝાઝાં તદાય, ગણ્યા પોતાના શિષ્ય સમાન, માથે હાથ મુકયો ભગવાન. ૩૪ ત્યારે ઉન્મત્ત થયા અસુર; દુઃખ દેવ ને દેતા પ્રચુર; લે છે દેવાંગના કેરી લાજ, હણે બ્રાહ્મણ કેરો સમાજ. ૩૫ એવું દેખીને દેવતા જેહ, થયા એકાંતે એકઠા તેહ; પછી જવાને બ્રહ્માની પાસ, કરયો ઠરાવ સર્વે પ્રકાશ. ૩૬ પછી ચાલિયા ત્યાં થકી સુર, આવ્યા બ્રહ્મલોકે ભરપુર;ગયા સભામાં તજી પ્રમાદ, કીધી પરમેષ્ટીને ફરિયાદ. ૩૭

વલણ. એ રીતે દેવે કરી, અરજી બ્રહ્મા પાસરે; દુર્ગા કહે વળી બોલતો, વાશવ વાકય પ્રકાશરેરે. ૩૮

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
ત્રય પુત્રેણ તપ કૃતો નામ ષડત્રિંશોધ્યાયઃ ૨૬.

અધ્યાય ૩૭ મો—ઇંદ્રે બ્રહ્માપ્રતિ દુઃખ નિવેદન કર્યું.

રાગ મેવાડો. પુરંદર બોલ્યો તે સમે, ઓ પ્રજાપતિરે, રાખો શરણે તમે આણીવાર, સ્વામી મહામતીરે. ૧ રાક્ષસ ત્રણ પેદા થયા, ઓ પ્રજાપતિરે; એ તો તારકાસુરના તન, સ્વામી મહા૦ ત્રણ લોક જીત્યા તેમણે; ઓ પ્રજા૦ કર્યાં ધર્મના ચર્ણ છેદન; સ્વામી. વેદોકત કર્મને આચરે; ઓ પ્રજા૦ કરે શંકરની બહુ સેવ, સ્વામી. તેથી અતિ બળ વાધીયું. ઓ પ્રજા૦પામ્યા સંપત્તિ સઘળી એવ. સ્વામી. ધનુ ઉપર શસ્ત્ર વાપરે;ઓ પ્રજા૦ લે છે વિપ્ર પતિન તણી લાજ; સ્વામી. યજ્ઞાદિ કર્મને રોકીયા; ઓ પ્રજા૦ તોડયો તપ સ

વા તણો પાજ; સ્વામી. સ્વર્ગ ખુંચી માહારૂં, ઓ પ્રજા૦ લીધા તમામના અધિકાર; સ્વામી કિંકરતો અમને કર્યા; ઓ પ્રજા૦ તેવું કરાવે કામ અપાર. સ્વામી. નારીયો અ-મારી નાસતી, ઓ પ્રજા૦ દેખી દાનવ દેહ કરાળ; સ્વામી. કવિના વાંક કાઢે છે; ઓ પ્રજાપતીરે; વળી મારે છે માર વિશાળ; સ્વામી ફડકયા રહીએ નિત ફાળમાં, ઓ પ્રજા૦ ધ્રુજે થરથર કોમળ તન; સ્વામી કોને કહીએ દુઃખ કારમું ઓ પ્રજા૦ હવે નવ સહે અમારાં તન, સ્વામી. તમારે શ-રણે આવિયા; ઓ પ્રજા૦ માટે ટાળોઅમારૂં દુઃખ સ્વામી. સેવકના પતિ છો તમે; ઓ પ્રજા૦ અનાદિથી આપો છો જ સુખ;સ્વામી. કલ્પવ્રક્ષતણેઆશારે; ઓ પ્રજા૦ નથીકલ્પ ના રહેતી લગાર; સ્વામી તિરથમાં તેમન રહે; ઓપ્રજા૦દુષ્ટ કર્મ કરેલા અપાર, સ્વામી. માટે હણો દુઃખ આ સમે ઓ પ્રજા૦ દીન જાણીને આણો દયાય, સ્વામિ. સુકીર્તિ એ થકી પામશો, ઓ પ્રજા૦ યશ ત્રિલોકમાંહીં ગવાય સ્વામિ. એવું સુણી બ્રહ્મા બોલિયા, સુણ સુરપતિરે; એતો દહીત છે બળિયા અપાર, જેની મોટી ગતિરે; સૃષ્ઠિ મારીમાં ન ઉપ જયા, સુણ. એવા બીજા તો કોઇ અસુર, જેની મોટી ગતિરે; કોટી કળાઓ છે એહમાં, સુણ. ભક્ત મહાદેવના ભરપુર, જેની૦ પુર્વે તપ કરયું ઘણું, સુણ. એવું કોઇ થકી નવથાય. જેની૦ તે વેળા તેમને હું રીઝયો, સુણ. આપ્યાં નગ્રતોત્રણ તદાય. જેની૦ દારૂણ દહીત છે એ વળી, સુણ. એકમાંથી

અનેકજ થાય. જેની આકાશ મારગે પરવરે; સુણ, વળી પાતાળમાં પેશી જાય, જેની અગ્નિમાં પેશીને નિકળે સુણ; આલે કાળનો હાથે કાન, જેની પારકી કાયામાંપેશશે;સુણ; મોટે મહા બળિયાનાં માન,જેની. આદર્શની વિદ્યા આવડે, સુણ; જાણે મારણ મોહન મંત્ર, જેની; પર્વતપીષ્ટ કરે ઢીકે, સુણ; મેલી પુજા તણો જાણે તંત્ર, જેની; નરની નારી કરી ફેરવે, સુણ; લોહી વરસાવે યુદ્ધનીમાંય, જેની; કોટી અતિરથી હારશે, સુણ. એહ સંગ્રામ કરશે ત્યાંય, જેની; મારા થકી એતો નહીં મળે, સુણ. તારકાસુર કેરા તન, જેની; કારણકે બળીયા ઘણા, સુણ. વળી આપેલું મેતો વચન, જેની; માટે ચાલો વિષ્ણું પાસમાં, સુણ.કરશે એતો તમારૂં જ કામ, જેના દઈત્યરિપુએ દયા નિધિ; સુણ, દીનવત્સળ તેહનું નામ; જેની, એવું કહી વિધિ ઊઠીયા સુણ. ત્યારે ઉઠયા ત્યાં સઘળા દેવ, જેની; એતો ઉતાવળા આવિયા, સુણ. ચક્ર પ્રાણિ પાસે તતખેવ, જેની.

વલણ, બ્રહ્મા લેઈ સૌ દેવને; આવ્યા વિષ્ણુ પાસરે, દુર્ગા કહે પછી શું થયું; વર્ણવું એહ વિલાસરે રેરે.

ઇતિ શ્રી શિવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં ઇંદ્રેણ બ્રહ્મા પ્રતિસ્વદુઃખ નિવેદીતો નામ સપ્તત્રિંશોઽધ્યાયઃ ૨૭

## અધ્યાય ૨૮ મો–મુંડી દૈત્ય વનમાં ગયો.

### રાગ ધનાસરી.

ઢાળ. સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૌમુનિરાય; વિસ્તારી સંભળાવું હવે, પાવન પુન્યકથાય. ૧ બ્રહ્મા

સાથે દેવને દીઠા,વિષ્ણુએ જે વાર ત્યારે ઉઠી મળિયા પોતે, આસન આપ્યું સાર. ૨ બ્રહ્માએ પછી સ્તુતિ કીધી,વિષ્ણુની તે કાળ;વળતી સર્વે દેવો કેરૂં, દુખ કહ્યુ વિશાળ. ૩ ત્રિપુરાસુર ત્રણ રાક્ષસકેરા,જુલમતણી કહી વાત;વળી શીવ કેરા ભક્ત થયા છે, વ પણ કહ્યું સાક્ષાત.૪ એવું સાંભળી વિષ્ણુ બોલ્યા,સાંભળો સરવે દેવ; મારાથી એ દૈત્યો ન મરે, સત્ય કહું છું એવ. ૫ કારણ કે એ રાક્ષસ કરે છે, શીવ સેવા અપાર; તેણે કરીને પાપ તેમનાં, ભસ્મ થાય નીરધાર. ૬ એ શંકરની પુજાથી તો, હું ને આ બ્રહ્માય; ઉદ્દભવ પાલણ શક્તિ પામ્યા, તેમાં નહી શંકાય. ૭ શીવ ઉપાસક પ્રાણી ઉપર દ્રોહ કરે જે જન, તેતો વેહેલો મૃત્યુ પામે, નાસે સર્વે ધન,૮શીવ શેવકના ઉપર સર્વે,વિદ્યા નિષ્ફળ થાય; શસ્ત્રાદિક વાગે નહિ એને, સત્ય કહું વાચાય. ૯ એવું સાંભળી દેવો કહે છે, સાંભળીને રશી કેશ;અમને મારી નાખોહાવે, આ વખતે રમેશ.૧૦ કારણ કે એ દઈત્ય જુલમતો, અમથી ના સહેવાય;પત્નિયોની લજ્જા લે છે,તેતો કેમ જોવાય. ૧૧ એવું સાંભળી વિષ્નું બોલ્યા,આણી અદ્દકીમેહેર; ચાલો શીવની પુજા કરીએ, સર્વ આણંદ બેર. ૧૨ શીવ સેવાથી કષ્ટ તમારૂં, સર્વે સઘ પળાશે;વળીએ વેહેરવી કેરો વેહેલો, નાશજ નિશ્ચે થાશે ૧૩ એવું કહી દેવોને તેડી વિષ્ણુ તો નિરધાર; નૈમિશારણ્યમાંહી આવ્યા, પુજા કરવા સાર. ૧૪ પાર્થિવેશ્વર કરવા માંડયા, સર્વે તેણે સ્થાન; મંત્ર પાઠને

હોમજ કરતા, રાખી રૂડું જ્ઞાન. ૧૫એવી રીતે એક લક્ષતો, પાર્થિવ કીધા સાર; ત્યારે તેના પુન્યે પ્રગટયા, યોદ્ધા એક હજાર. ૧૬ તેતો કરજોડીને ઉભા,દેવો કેરી પાસ; ત્યારપછી થી કહેવા લાગ્યા, આણિને ઉલ્લાસ. ૧૭અહો દેવ શું કામ પડયું છે, તેતો કહો નીરધાર; આજ્ઞા આપો તે ઠેકાણે, પર-વરીએ આ વાર. ૧૮ એવું સાંભળી વિષ્નુ બોલ્યા, સાંભળો યોદ્ધા વાત; ત્રિપુરાસુરના નગરમાં જાઓ, આ વખતે સાક્ષાત. ૧૯ તે દઈત્યોને મારી નાખો, ફેડો તેમનો ઠામ; એવી રીતે આજ્ઞા આપી, વિશ્નુએ અભિરામ. ૨૦ તે સુણી સર્વે યોદ્ધા ચાલ્યા, ત્વરાથકી તે કાળ; ત્રિપુરાસુરનાપુરમાં આવ્યા, આયુધ લેઇ વિશાળ.૨૧ પુર મધ્યે પગ મુકે એવે, અગ્નિ થઈ ઉત્પન્ન; તેથી એ યોદ્ધાઓ કેરાં, નાશ થયાં છે તન.૨૨શંકરની સેવાતો નિત્યે,દઇત્ય કરે અપાર;તેણે કરીને યોદ્ધાઓતો,નાશથયા હજાર.૨૩ વિશ્નુએ તે વાત જાણી કે, પામ્યામનપરિતાપ; કરવું શું આવખતેમારે, એમ વિચારયું આપ.૨૪વળતીસૌદેવોનેકહેછે,વિશ્નુજીતોવાત;હમણાં સ-ર્વેઘેરપધારો,શાન્તિથીસાક્ષાત.૨૫ હુંતો એની પેરવી માંહી, રહુંછું આણીવાર, શીવપુજામાં વિઘન કરાવી, કરીશું સંહા-ર. ૨૬ એવું સાંભળી સઘળા દેવો,નમી વિશ્નુને પાય; પોત પોતાને સ્થાનકે આવ્યા, એક પોહોરની માંય.૨૭ તે પુંઠે વિશ્નુજી કરતા, અંતરમાં વિચાર; શી રીતે એ શીવપુજન માં, વિઘ્ન થશે નિરધાર. ૨૮ એમ વિચારી મહાવિશ્નુએ,

કીધો મનમાં કયાશ, વળતી એક મુંડી ઉપજાવ્યો; માયા
વી પરકાશ. ૨૯ તેતો આવી શનમુખ ઉભો, લાગ્યો પ્રભુને
પાય; સુત કહે શોભા શી કહું તેની, શાંભળો સૌ મુનિરાય.
૩૦ મુસ્તક તો મુંડેલું જેનું, મલીન વસ્ત્ર નિરધાર; ગુંછી
પાત્રને કરમાં પીછી, શાવરણી એ શીર. ૩૧ મોઢે મુન્તિ
બાંધેલીને, પોથી ખભેરાજન; ધર્મલાભએમ મુખથીકહેતો,
વળી કહેતો અરિહન.૩૨ એવોએ મુંડી તો કહે છે, વિષ્નુને
તે ઠાર, અહો નાથ શી આજ્ઞા મુજને, વિશ્વતણા કરનાર.
૩૩ એવું સાંભળી વિષ્ણુ બોલ્યા, સાંભળ મુંડીવાત, વેદ ધ
ર્મ ને છેદવા માટે; તુજને કીધો ભ્રાત. ૩૪ તે માટે વેદોથી
અવળા, રચવા તારે ગ્રંથ; તેમાંકેવળકલ્પિત વાતો, લખવી
લાલચવંત. ૩૫ યજ્ઞ હવનને બ્રાહ્મણ ભોજન,તેમાં અશ્રદ્ધા
થાય. ૩૬ તારા ગ્રંથો જે શાંભળશે, તે થાશે તદરૂપ; બીજું
સર્વ વ્યર્થ મનાશે, અંતરમાં અનુપ. ૩૭ તુલશી ને રૂદ્રાક્ષ
એહ બે, તારક વસ્તુ સાર, જેની માળા કંઠે ધરતાં, મોક્ષ
થાય નિરધાર. ૩૮ વેદ તણી મરજાદા કેરી, દોરી એહ વિ-
શાળ; તેને પહેલી તોડાવીને, ઉપદેશ દેવો બાળ. ૩૯ આ વ
ખતે મૃત્યું લોક માંહી, દઈત્ય થયા ત્રણ શાર, તે તો વૈદિક
ધર્મ આચરે, સેવે છે પશુપાળ. ૪૦ તેણેકરીને જોર વાધીયું
અસુર તણું અતુલ; તેથી સૌ દેવોને પીડે; કાઢવું ધાર્યું મુ
ળ. ૪૧ તે માટે આ મુંડી તારે, જાણે તેણે સ્થાન, ત્રણે દઈ
ત્યને શમજાવીને, આપવું અવળું જ્ઞાન ૪૨ જેવી રીતે શીવ

પુજનથી, પાડવા ત્રણે ભ્રાત, વળી વેદોકત ક્રિયાનો કરવો નાશ વળી શાક્ષોત. ૪૩ તારી સાથેનારદજીને મોકલું આણે કાળ; તે તારી ઇચ્છા પ્રમાણે, ચાલશે નિશ્ચે બાળ.૪૪એવું સાંભળી મુંડી બોલ્યો,બહુસારૂમહારાજ,થોડાદીનમાં સિદ્ધ કરીશહું,તમેકહ્યુંતે કાજ.૪૫એવું કહીને મુંડીએ તો, આણી મનઉલ્લાશ;પોતાના તનમાંથીકીધા, શિષ્યો ચારપ્રકાશ. ૪૬ કલ્પિત મતના ગ્રંથ બનાવ્યા,તેતો સોળહજાર;વળી બીજી વાતોબહુકીધી,માયાવીનીરધાર.૪૭તેપુંઠે શિશ્યોનેનાર,તેને લેઈ સંગ,ત્રિપુરાસુરનાપુરમાં આવ્યા; આણીને ઉમંગ. ૪૮ નગ્રતણી ભાગોળે હતો, સુંદર ત્યાં એક બાગ; તેમાં આવી ઉતર્યા એતો છએ જાણુ મહાભાગ. ૪૯ વલણ. સોભા શી કહું બાગની, ઔષધી વૃક્ષ અપારરે; દુર્ગો કહે શ્રોતા સુણો, કરૂં તેનો વિસ્તારરે. ૫૦

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે જ્ઞાન સંહિતાયાં,
મુંડીદૈત્યવનેઆગતોનામ અષ્ટાવિંશોધ્યાયઃ ૨૮

### અધ્યાય ૨૯ મો—મુંડીએ કરેલો વેદધર્મ શીવપુજાનો નાશ.

રાગ મારૂ-બોલ્યા સુતજી રે,સાંભળોને દ્વીજ આ સમે; કહીએ દૈત્યના રે, બાગની શોભા તો અમે. ૧ સ્વર્ગ નાથનું રે, ખાંડવવન સોહામણું;તેથી સોભતું રે,અસુરનું સ્થળ એ ઘણું. ૨ વાયુ વાયછેરે, સુગંધીવાળો તે સ્થળે; દેખી સર્વ નેરે, શાન્તિ તો નીશ્ચે વળે.૩ ગુલબાસને રે, ગુલાબ ગંજેરી ગળો;ગુંજા જાવનેરે, જંબીરને જાંબુ ફળો. ૪ મળીઆ ગરૂ રે, મેંદી મજીઠ ને માલતી; દ્રાક્ષ એલચી રે, શાળી અનો-

પમ શોભતી. ૫ તજતમાલરે, લવિંગ તો વળિ ત્યાં લળ્યાં; વૃક્ષ પુંગીનાં રે, તે તો અતિશય ફળ્યાં.૬ ઉત્તમ આમળીરે, શ્રીફળી તો શોભી રહી; નાગવલ્લીનેરે, નરેર રૂડી છે સહી. ૭ અતિ સુંદરરે, અંજીર બપૈઆ બહુ; શ્વેત સેરડીરે,સ્વાદ તો તેનો શો કહું. ૮ શુભ સેતુરી રે, સુખડ મીઠી લીંમડી; બદ્રી બહુફળી રે, બકોમ બંધુક તેવડી. ૯ હરડે કેતકી રે, અખોડ વૃંદા ત્યાં વળી; પનસ પીસ્પળી રે, રાણુર તુમડ એગળી. ૧૦ કેવડી કમંદી રે, કદંબ કેશુ સોભતાં; ચંપો ચં બેલી રે, ગુંદીએ ગુંદાં ઓપતાં. ૧૧ ઉમરડા આંબલી રે, અર ડુસા ને ખજુરી ખરી; આંબા આંમલી રે, મરચી ને મુળા મોગરી. ૧૨ બીલી બદામ રે, બીજોરામાં તો નહીં મણા; લીંબોઈ લેંકતીરે, મહુડા મનોહર તે ઘણા. ૧૩ રક્ત કરેણી રે,હજારી અગથીઓ અતિ; દીસે દાઢમીરે,અનુરી તો અતિ ઓપતિ. ૧૪ કેળો કારમી રે, મરેઠી મહા રળીઆમણી; બોરસલીને રે, વરીઆળી વૃક્ષ ઘટા ઘણી. ૧૫ ડમરો મેંહે-કતોરે, આવળે તો પુશ્પ તો આવિયાં; ખીલ્યાં હોજમાં રે, કમળ એ તો કહાવિયાં. ૧૬ સીશમ સાગને રે, શીમળો પુન્નાગ છે સહી; નિગોડ નિર્મળી રે, નારંગી બહુ ફાલી રહી. ૧૭ વડ પીપળો રે, વાસનાં જાળાં તે ઠામ છે; બાવળ સરગુવો રે, સરેશ તો અભિરામ છે. ૧૮ બોલે બાગમાં રે, હંસ તો શબ્દ મધુરથી; ગરજે ષટપદો રે, ગુણ ગુણ એવા સુરથી. ૧૯ અર્ધ વિરામ દોહરો—એવા રમણિક બાગમાં,

ઉતર્યો મુંડીસાર;દુર્ગો કહે જેનીકને,શિસ્યો શોભે ચાર.૨૦
રાગ મારૂ—બોલ્યા સુત પુરાણી વચન,સુણો શૌનકાદિ મુનિજન; પછી નારદ બ્રહ્મકુમાર,આવ્યા દઇત્યની સભામાં સાર, તેને દેખીને દહીત્યો તમામ, ઉઠી ઉભા થયા અભિરામ; પછી આપીયું શ્રેષ્ટ આસન, બોલ્યો તારકપુત્ર વચન. ૨૨અહોમુનિ કહો કયાંથી આવ્યા, નવાજુના સમાચાર લાવ્યા,સુણીનારદજીબોલ્યાવાણ,ધન્યઆજઘડીનિરવાણ. ૨૩ અહો વિદુનમાળી અસુર, તારૂં ભાગ્ય વધ્યું ભરપુર; કેમકે તારા બાગમાં સાર,આવ્યા ગોરજીજ્ઞાની અપાર. ૨૪ કેવળ બ્રહ્મની જાણે એ વાત,દયાધર્મ પળાવે સાક્ષાત;જેની પાસે છે તમામ મંત્ર,વળી જાણે બધા તંત્ર જંત્ર.૨૫વિઘા કારમી પોતાની પાસ.તેથી તેજસ્વી દેહ પ્રકાશ; ધારે તેવાં કરે એ તો કામ, આપે સિદ્ધિઓ નિશ્ચે તમામ. ૨૬ બ્રહ્મા વિસ્નુ ને શંકર દેવ,ગુપ્ત રીતે કરે એની સેવ;તેહ પુન્યથકી અભિરામ, પામ્યા ત્રિલોક શક્તિ તમામ.૨૭ થયો હું પણ એનો દાસ, આણી અંતરમાંહી ઉલ્લાસ; માટે નારદ કહે સુણ ભુપ, ચાલ તું પણ ત્યાં તો અનુપ. ૨૮ તને અપાવું દીક્ષા આ વાર, જેથી ઇશ્વર થઇશ સાર; એવું મુનિનું સુણી વચન, થયો વિદયુનમાળી પ્રસન. ૨૯ પછી પોતાતણા બેઉ ભ્રાત,તેને તેડાવ્યા પાસે સાક્ષાત; કહ્યું નારદનું વર્તમાન, તેહ બેઉને ત્યાં તો નિદાન. ૩૦ ત્યારે તે પણ થયા તૈયાર, કરવા મુંડીનાં દરશન સાર; વળતો વિદયુનમાળી અસુર,

ચાલ્યો નારદ સાથે જરૂર.૩૧ સાથે લેઈ પોતાતણી ભરાત, આવ્યો મુનીની પાસે સાક્ષાત; જોઈ તેહનો અદભુત વેશ, મોહ પામ્યો મહા એસુરેશ. ૩૨ અતી માયાવી મુંડી કહેવાય, તેને આવીને લાગીયો પાય; જેમ જેમ દઇત્ય નમે અતી, તેમ તેમ બોલે મહામતી. ૩૩ પછી મુંડીએ તો તેણે ઠાર, શીશ ધુણાવ્યું જરાક સાર; ત્યારે દઈત્યને ત્યાં તો પ્રકાશ, પડયો અંતરમાંહીજ ત્રાસ. ૩૪ કહે છે નારદને તેણે દીશ,કેમ સ્વામીયે ધુણાંવ્યું શીશ,સુણી બ્રહ્મભુ બોલ્યાવચન,એક કારણ એનું રાજન.૩૫મુંડી મુખે બોલે જે વાણ, તેહ ખાલી જાય નીરવાણ,તો તો પૃથ્વી રસાતળ જાય;ચૌદ લોક બળી ભસ્મ થાય. ૩૬ માટે વીચારિને જતીનાથ,નથી બોલતા તાયરી સાથ, એવું સુણિને દઈત્યકુમાર, કહેવા લાગ્યો પોતે નીરધાર. ૩૭ એહ મુંડી જે કહેસે વચન, તેહ પાળિશ હું બ્રહ્મતન; નવ પાળું જો એહ આજ્ઞાય, તો તો ગુરૂના સમ સદાય. ૩૮ એવી કરી પ્રતિજ્ઞાઓ જયારે; રિઝયા નારદજી તેણિવારે; પછી દઈત્યના વતીથી સાર, કર્યા મુંડીને બહુ નમસ્કાર. ૩૯ ત્યારે મુંડી બોલ્યો ઠામ, અતી પ્રીતી આણિ અભીરામ; અહો વિદયુનમાળી ભુપાળ, કેમ આવ્યો તું તો આણે કાળ. ૪૦ હોય તારા રૂદેમાં ઉલ્લાસ; કર તે સઘળો તું પ્રકાશ; સુણી મુંડીનાં એવાં વચન. બોલ્યો અસુર થઈ પ્રસન્ન. ૪૧ અહો સ્વામી દીક્ષા મુને આપો, શિશ્ય પોતા તણો કરી થાપો; તમે કરશો જેજે આજ્ઞાય,

તો પાળીશ હું તો શદાય. ૪૨ ત્યારેમુંડીબોલીયો તેણે ઠાર, સુણો અસુરતણા કુમાર તોડી નાખો રૂદ્રાક્ષની માળ; શીવ શબ્દ ન કહેસો વિશાળ. ૪૩ વળી તમારા નગરની માંય, શીવ મંદીર જેટલાં હોય; તેને ખોદી નાંખો આણીવાર. સત્ય કહું હું તો નિરધાર. ૪૪ એવું સુણીદઇત્યે તેણે ઠામ, શીવ મંદિર ખોદ્યા તમામ; તોડી રૂદ્રાક્ષ કેરીજમાળ, હરનામ છોડયું તતકાળ, ૪૫ ત્યારે મુડીએ આણી ઉલ્લાશ, આપી દઇત્યોને દિક્ષા પ્રકાશ; ત્રણે પુરના રાક્ષશજેહ, થયાં શ્રાવક સઘળા તેહ. ૪૬ નરનારી અને નાનાં બાળ, થયાં જૈની બધાં તતકાળ, છોડયો વેદોક્ત મારગમુળ; ચઢયાંકલ્પિત પંથે પ્રતુળ. ૪૭ ક્ષીણ પુન્ય થયું તેથી ત્યાંય, વધ્યુંપાપ ઘણું પુર માંય; પછી મુંડી પેલો હતો જેહ, આવ્યો વિષ્નુની પાસેજ તેહ. ૪૮ કહયું દઇત્યો તણું વર્તમાન, ધર્મભ્રષ્ટ કર્યા તેનિદાન; સુણી ખુશી થયાં સ્યામ તન, ત્યારે કહેવાને લાગ્યા વચન ૪૯ અહો મુંડી તને ધન્ય આજ, કર્યું ઉતમ મારૂં તેં કાજ; માટે આપું તને વરદાન, સુણએક ચિત્તે આણે સ્થાન. ૫૦ મૃત્યુ લોક વિશે આણે કાળ, દેશ મરૂસ્થળીછે વિશાળ; તેમાં જઈ રહો આ વેળાય, શિષ્ય સમસ્ત લેઈસદાય. ૫૧ દુષ્ટ કળિયુગ આવશે જયારે, ધર્મચાલશે તમારો ત્યારે લોક માનશે તમારી વાત, થશે સેવક સર્વે સાક્ષાત ૫૨ વેદ ધર્મતણો થશે નાશ, કરશે નહિ કોઇ યજ્ઞ પ્રકાશ; ઘટશે ગંગા તણો મહિમાય. ગ્રામ દેવો જશે તે વેળાય, ૫૩

વિપ્રવર્ણને નહિ પુજે કોય,શ્રદ્ધા વિશ્વાશ જાશેજશોય;કરશે રૂદ્રાક્ષ તુલશીનો ત્યાગ, રહેશે તારાવિસેઅનુરાગ. ૫૫એવું સુણીને મુંડી તો સાર, લાગ્યો વિશ્નુને ચરણે તે ઠાર; પછી લેઈ પ્રભુનીઆજ્ઞાય,આવ્યો મરૂસ્થળીમાંતદાય.૫૬ વળતી વિશ્નુએ તો અભિરામ, તેડયા ત્રિદશ તેતો તમામ; આવ્યા; ઇંદ્રાદિ દેવ તે ઠાર; એક નિમિશમાં નિરધાર. ૫૭ તેનેવૈકુંઠ પતિ કહે વાત, ચાલો કૈલાશમાંહી શાક્ષાત;કરીએશંકરની સ્તુતિ સાર, વેદ મંત્રવડે નિરધાર. ૫૮ એવું સુણીને દેવ તમામ, ગયા કૈલાશમાં અભિરામ; સાથે લક્ષ્મિપતિપ્રતિ પાળ, જેમાં ઐશ્વર્ય તેજ વિશાળ. ૫૯ પછી વિશ્નુએ તો તેણે ઠાર, કરી સીવની સ્તુતિ અપાર; મૃત્યુંજયતણો જેહ મંત્ર, જપ્યો આઠ કોટી ત્યાં સ્વતંત્ર. ૬૦ત્યારે પ્રસન થયા મહેશ, બોલ્યા વિશ્નુની સાથેજ એશ; અહો વિશ્નુ સુણો મારી વાત, જાણ્યું કાર્ય તમારૂં સાક્ષાત. ૬૧ ત્રિપુરાસુરથી પામી ત્રાસ, આવ્યા સર્વે તમે મારી પાસ; માટે ટાળીશ તમારૂં દુ:ખ, દૈત્યો હણીને આપીશ સુખ. ૬૨ એવું કહીને શંકરેસાર, તેડયો વિશ્વકર્માને તેઠાર;તેતો આવીને લાગીયો પાય, હાથ જોડીને ઉભોતદાય.૬૩ત્યારે પારવતી કેરા નાથ, તેને કહેવાલાગ્યા ઝાલી હાથ;અહોવિશ્વકર્મા બળવાન, મારી આજ્ઞાપાળો આણેસ્થાન.વલણ-શીવનીવાણી સાંભળી, પ્રસનથયાતે ઠારરે;દુર્ગા કહે પછીરથઘડે;દેવતણોસુતારરે.૬૫

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
મુંડીનાદૈત્યપુરાત્ દેહત્યર્મ શીવપુજા નાશકૃતોનામ અષ્ટાવિંશોધ્યાય: ૨૯.

અધ્યાય ૩૦ મો— ત્રેપુરાસુર પ્રતિ શિવનું યુદ્ધ.

રાગ આશાવરી ઢાળ—સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૈ મુનીરાય; વળતી વિશ્વકર્માએ કીધો, રથ તો તે વેળાય. ૧ તેવા તે રથકેરી સોભા, વર્ણવું આણેઠાર; જેને સુણતાં આનંદ થાયે, અંતરમાં અપાર.૨આખી પૃથ્વીરૂપી ઘડીયો, રથ સુંદર રાજન, તેમાં શી શી વસ્તુ સ્થાપી,વર્ણવું તે દ્રીજ તન. ૩ ડાબા જમણી પૈડાં એતો, ચંદ્ર અને વળી સુર; તેવી રીતે તારાઓ તો આરામાં ભરપુર ૪ પૈડાં કેરી ધારાએરૃતુઓ ખટ સોભાય;એવો સંવત્સર તો સુંદર વેગ તેનો દરશાય. ૫ ઊદયાચળ ને અસ્તાચલ એ, ઉધ્યો બે પરમાણુ; તે વિનાના ડુંગર તે તો, સાંધામાં નિરવાણ.૬ ઊત્તરાયણ ને દક્ષિણાયણ; ધરી ઠેકાણે સાર,તેવી રીતેરથના ઘોડા, તે તો વેદો ચાર. ૭ મધ્યે જે પોલાણ રહ્યુ છે, ત્યાંમુ કર્યું આકાશ; સિંધુ કેરો એઢાકીધો, આણીનેઊલ્લાશ૮ સૃષ્ટિને ત્યમ સારથી નિમ્યા, હાંકવાને કેફાણ, પ્રણવમંત્રનો કર્યો ચાબખો, સોભિતો નિરવાણ, ૯ મેરૂપર્વત કેરૂંકરિયું, ધનુષ્ય તેણે ઠાર; સેષ નાગની પણછ બનાવી, પ્રત્યંચા નિરધાર. ૧૦ ચાપતણી ઘંટડીઓ ત્યાં તો; નદીઓ સૈ સોભાય; માન સરોવર આદિ તેમાં, ઘુઘરીઓ દરશાય. ૧૧ વિશ્નુ પોતે બાણ થયાને, ભાલો અગ્નિદેવ; એવીરીતે આદ્ય શક્તિ તો, સાંગ બન્યાં તતખેવ ૧૨ એવો સુદર રથ દેખીને પ્રસન થયા પશુપાળ; ત્યારે સેના તતપર કીધી, પોતાની

તે કાળ. ૧૩ સ્વામિ કાર્ત્તિક વિરભદ્રને, કુંભકર્ણભૃંગી જેહ; એવા ગણુ પોતાના એ તો, આવીઉભા તેહ. ૧૪ ભુત ભૈરવ ને વ્યંતર જંતર, વીર અને વૈતાળ; ડાકયણુશાકણુપિશાચ પ્રેતો, કુષ્માંડો ને કાળ. ૧૫એતોસઘળાંઆવી ઉભાં, લાગ્યાં શીવને પાય; અહો નાથ કેમતેડયાં અમને, આપોને આ જ્ઞાય. ૧૬ તે વેળાએ તેત્રીશ કોટી દેવ હતા વળી જેહ; તે તો સૌ હથિયારો લેઈ, આવી ઊભા એહ. ૧૭ ત્યારે શીવ તૈયાર થઈને, બેઠા રથમાં સાર, એટલે દુંદભીનાદ થયો ત્યાં વરત્યો જયજયકાર. ૧૮ વેદ ચારતો મુખથી બોલે, ખમા ખમા એમ વાણુ; ભારતી એ તો છત્ર ધર્યું છે, શીર ઉપર નિરવાણુ. ૧૯ ચારે બાજુ ચામર કરતા, વરૂણુ આદિ દીગ પાળ, એવી રીતે લડવા ચાલ્યા, ત્વરા થકી મહાકાળ. ૨૦ તેની પુંઠે સૈન્ય ચાલિયું, સરિતા પુર સમાન; ત્યારે આખું વિશ્વ ખળભળીયું, ભુ કંપી તે સ્થાન. ૨૧ કંટક ત્રી શીર એકાનનને ઉર્ધ્વ વક્ર કહેવાય, કુદ દંત ને કંપ ન કહીએ, દ્રી શીર મરૂ માહાકાય. ૨૨ એવા એ શંકર કેરા કરતા તે સિંહ નાદ; તે કાળે સૌ દઈત્યો કંપ્યા, સાંભળી તેનો સાદ. ૨૩ એવા ઠાઠે શંકર આવ્યા, ત્રિપુરાસુર પુર પાસ; ત્યારે તે દઈત્યોએ જાણ્યું, દેવનું કૃત્ય પ્રકાશ ૨૪ એટલે વિદ્રુયનમાળી કોપ્યો, આણી ક્રોધ અપાર, સેના-પતિને આજ્ઞા આપી, ક્ષણું ન લાગી વાર; ૨૫ તેણે સૈન્યા સાવધ કીધી, આણી ઉતકંઠાય; તે વેળા-

ની શોભા કહેતાં,થાકે કવી રસનાય. ૨૬ પાંચ લક્ષ હાથીના ઉપર, વાગે નોબત સાર, તેવી રીતે બીજાં; ફેરે તો નહીં પાર. ૨૭ ઉંટવૃષભને ખચ્ચર પાડા,રથ પાલખી કેકાણ,તેના ઉપર દઈત્યો ચઢીયા,મહા બળિયા નિરવાણ. ૨૮ સાંગ શક્તિ ને તોમર ભાલા,બરછીને તરવાર; ગુર્જ ગદા પટી કુંતા યુધ,ત્રિશુળ ને કટાર ૨૯ એવી રીતે યોદ્ધાએ તો, શસ્ત્ર ગ્રહ્યાં નિરવાણ; કેઢ કશીને બાંધી સુંદર, ધર્યાં ધનુશ ને બાણ. ૩૦ વીર વાંકડા ખુબ ફાંકડા,અસુર કેરા બાળ; તે તો સર્વે લડવા ચાલ્યા, શીવ સામે તતકાળ.૩૧ વીશ લક્ષ તો ધજા ફરૂકે, જર તારી રાજન; તે મધે અદભુત ચિત્રામણ, જોતાં લોભે મન.૩૨ કેટલા દઈત્યો બે માથાના, કેટલાને શીર સાત; કેટલાની તો જીભો મોટી,લળકેછે સાક્ષાત.૩૩ કેટલાના પગ અવળા દીસે, કોઇના લાંબા હાથ, કેટલાનાં નેત્ર વક્ર છે, કોઇનાં મુખ પશુ જાત. ૩૪ કોઇ રથ ઉપર કોઈ પગપાળા, કોઇ અશવોપર સાર; કોઈ તો હાથી ઉપર બેઠા, ધરી અંગે શણુગાર. ૩૫ અસ્વો તો આકાશે ઉછળે;ગજ કરતા ચિકકાર; ત્રંબાળુને ગોમુખ ગાજે,શરણાઈ સોરઅપાર. ૩૬ એવી રીતે એકવી ક્ષોણી, દળ દઈત્યોનું જેહ, સેનાપતિએ સાવધ કીધું, તેમાં નહિ સંદેહ. ૩૭ તે વેળાએ એક સહસ્ત્ર તો, દઈત્ય તણા પ્રધાન; તે પણ ત્યાં તઈયાર થઇને,આવ્યા તેણે સ્થાન. ૩૮ એટલે ત્રીપુરાસુર ત્રણ ભાઇઓ,રાજા કહાવે જેહ,તતક્ષણ તઈયાર થયા ત્યાં, જેના મોટા દેહ. ૩૯ સો

નેરી સુરવાળો પહેર્યાં, જરકશી જામા સાર; માથે મુગટ તે માં તોરા, કેડ કશી નીરધાર. ૪૦ છબી ફાંકડી મુછ વાંકડી, પાતળીઆ પરમાણ;ગેંડા પટ્ટાની ઢાલ ઢળકતી, અશી સાથે નીરવાણ.૪૧ખાંધે ભરાવ્યાં ચાપ અનુપમ, શાયક ભાથા પુર, બીજાં બહુ આયુધ કહાવે, તે પણ લીધાં શુર. ૪૨ એવી રીતે સત્વરથઈને,ત્રિપુરાસુર ત્રણ ભાઈ, અબળા પાશે આજ્ઞા લેવા, ચાલ્યા ત્યાં સાક્ષાત. ૪૩ વિધુનમાળી કેરી પત્ની,નિંદા નામે જેહ;તેની પાસે તેતો આવ્યો, તેમાં નહિ સંદેહ.૪૪ બીજો જે કમળાક્ષ કહાવે, અતિ બળીયો કુમાર; તે તો કૌચા પત્નિ પાસે આવ્યો તેણે ઠાર. ૪૫ ત્રીજો કેકર નામે દાનવ, તારકકેરો તન, તે પણ નીજ પત્નીની પાસે આવ્યો છે બળવન. ૪૬ એવી રીતે ત્રણે બાંધવ, લેવાને વિદાય, અબળાઓની પાસે આવ્યા; તેનો કહું મહિમાય. ૪૭ વિધુનમાળી આવી ઉભો, નંદા કેરી પાસ; વળતી એ તો કહેવા લાગ્યો, આણીને ઉલ્લાસ. ૪૮ અહો પત્ની મુને આજ્ઞા આપો, આ વખતે નિરધાર;શંકર સાથે લડવા જાવું, તેમાં થાએ વાર. ૪૯ વલણ-એવું સાંભળી ત્યાં વદી, નંદા પતીની સાથરે;દુર્ગો કહે એતો કહે, હેતે ઝાલી હાથરે. ૫૦

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે જ્ઞાન સંહિતાયાં,
ત્રિપુરાસુરપ્રતિ શિવયુધ્ધેઆગતો નામ ત્રિંશોધ્યાયઃ ૩૦

અધ્યાય ૩૧ મો—વિદ્દુનમાળી સ્ત્રી પાસે આજ્ઞા લેવા આવ્યો.

રાગ કેદારો ગરબી-બોલ્યા સુતજીરે, સાંભળો સૌ મુનિ આ વેળા નંદા ત્યાં કહેરે, લાગી પ્રાણપતીને પાય. રસિયા રણ સંગ્રામ ના જશો. ૧ હું અબળા તણીરે ઓછી બુદ્ધિ, મારા નાથ પણ વસતું અતિરે વઢવું; શંકર કેરી સાથ, રસીયા. ૨ દગાથી દેવતારે તમને દુઃખ દેશે ભરથાર, આયુધ મારશેરે તીક્ષણ તીર અને તરવાર, રસીયા. ૩ તમ મુખ જોઈનેરે હું તો જીવું આણીવાર, અંતરમાં વસ્યારે મારા અંગતણા આધાર. રસીયા. ૪ છો ઊરવીપતિ રે હીર રત્ન ને દ્રવ્ય અતુળ, પણ તૃષ્ણા અતિરે; તે તો કેવળ પાપનું મુળ. રસીયા. ૫ હું નથી ઈચ્છતિ રે ઝાઝો પૈસો મારા ઈશ હેવાતન વડેરે હરખું અંતરમાં આદીશ રસીયા. ૬ તમ અભીમાનનોરે વિષ્ણુ નહી નભવા દે ટેક,છેવટે છેતરીને.હણશે આચરીને અવિવેક, રસીયા. ૭ યોગ્ય હું તો નથી રે કરવા તમને તો ઉપદેશ, પણ કયમ જીતશોરે, સુરપતિ વિસ્નુ બ્રહ્મ મહેશ.રસીયા. ૮ અજીત એ ઇશ છેરે,એ તો શી રીતે જીતાય, મુજને મુકસો રે, આથડતી તો આ વેળાય. રસીયા.૧૦ જશ જીત્યા તણોરે, મુજને સુઝે નહિ મહારાજ; માટે કરગરીરે; કહુંછું સ્વામી તમને આજ, રસીયા.૧૧ વેળુ પીલતાં રે; કયમ નિકળે નિશ્ચે તેલ; સહુ થાવા તણા રે, શંકરના કરમાં છે ખેલ; રસીયા.૧૨ રૂઠયા શ્રી હરીરે,તો નવ ચાલે કંઇ ઉપાય, આ તો રૂઠીયારે; હરી અજશંકરઆ

વેળાય; રસિયા. ૧૩ ગઇ રાતે મુનેરે; આવ્યાં શમણાં ખોટાં સાર,જાણે માહારારે,ઉતર્યાં શોભીતા શણગાર,રશીયા. ૧૪ ફરકે આ સમેરે, ઝબુકે જમણું તો લોચન; તનમાં ત્રાસ છે રે, ધરૂજે થરથર મારૂં તન, રશિયા. ૧૫ ભરવી દોહલીરે, બળિયા શંકર સાથે બાથ; નહિ દેખું ફરીરે, ચઢતા ચત્રુભુજને હાથ, રશીયા. ૧૬ નગ્રમાં નાથજીરે, સઘળા સ્વાનકરે છે સોર; અંગે ઉપડી રે, મુજને આગ્ન કઠોર, રશિયા. ૧૭ ઉલુક બોલે અતિરે,આખો ઉજડલાગશે દેશ,માટેના જશોરે, મુકી મુજને બાળે વેશ. રશિયા. ૧૮ સાનમાં આ શમે રે, થાયે દોદશાથી પોકાર; તુટયો માહરો રે, એની મેળે એકાવળ હાર.રશિયા.૧૯ ભાનુ ભાસતોરે, ભયભીત ભારે લાહી તરંગ; ધુજે મેદની રે, આળસ પ્રગટી મારે અંગ. રશિયા. ૨૦જવુંહતું જુદ્ધમાં રે,તો શીદ સાહ્યો મારો હાથ; લગાડી મોહની રે,જોડી માયા મારી સાથ. રશિયા ૨૧ મુખડું તમ તણું રે, તેતો કૃશ્નવરણ દેશાય;ઝાંખો દેહ છે રે, ઝાંખાં વસ્ત્ર મુગટ જણાય. રશિયા. ૨૨ ભર દરીયા વિષેરે, વાયુ તોફાની જયાં વાય; ત્યાં શી રાખવી રે, હવે ઉગર્યાની આશાય. રશિયા. ૨૩ આશા ઊગતી રે, ભાગો નહિ ભરથાર; પુંઠે કોઇ નથી રે, તમ વિણુ બીજો કંઇ આધાર. રશિયા. ૧૪ વિધીએ કયાં લખ્યો રે, આવો થાવાનો વિયોગ. રશિયા. ૨૫ કરવત મુકીયું રે, કાળજડામાં આણી વાર; નાસો નાથ જી રે, મુકી મહા વનમાં નીરધાર.રશિયા.૨૬ એવું સાંભળી

રે,બોલ્યો વિદ્યુનમાળી ત્યાંય; અરેહો કામનીરે, ચિંતા શીદ કરે ચિતમાય,અબળા ધીરજધરો આ સમે.૨૭કાયર કામની રે, તું નવ જાણે મારી વાત; હરિ હરી ઈંદ્રનીરે, કરૂં હેલામાં જઇને ઘાત; અબળા. ૨૮ સરવે દેવનાં રે, ખોદીને કાઢું હું મુળ લાવું તારૂણી રે, તેની આ વેળા અનુકુળ; અબળા ૨૯ તપશી શીવથી રે, કયમ ત્રાસું હું આણીવાર; જયમ થાળી સુણે રે, નટરે ત્રંબાળુ ધરનાર; અબળા. ૩૦ મારા ક્રોધથીરે, ધુજે શ્રષ્ટિ ધરતા શેષ; તો એ શું કરે રે, સુરપતી કેશવ બ્રહ્મ મહેશ; અબળા. ૩૧ એવું સાંભળી રે,કીધો અબળાએ વિચાર; પાછો નહિ ફરે રે, વિદ્યુનમાળી મુજ ભરથાર;અબળા. ૩૨ ત્યારે તે સમેરે, કીધી કેસરીયા અરચાય; આપી પ્રેમથી રે, જુદ્ધે જાવાનીજ રજાય, અબળા. ૩૩

વલણ. ત્યાર પછી કમળાક્ષતો, કહે છે સ્ત્રીને સાર રે; અબળા આપો આગના, મુજને આણીવારરેરે. ૩૪

ઇતિશ્રી શીવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં વિદ્યુનમાળી સ્ત્રી સમીપે આજ્ઞાર્થે આગતો નામ એકોત્રિંશોઽધ્યાયઃ ૩૧

## અધ્યાય ૩૨ મો—કમળાક્ષ અને ક્રૌંચનો સંવાદ.

### રાગ કલ્યાણ વેરાડી.

કહે સુત સુણો મુનિરાયરે,સુણી સ્વામી તદાયરે;ક્રૌંચાતો સત્ય વાચાયરે, હો મારા પ્રાણ સનેહી; ટેક. ૧ અહો નાથ તમે આ શું ધારયું રે, મારૂં અંતર ઉંડું વિદાર્યું રે; હો મારા. ૨ આખા વિશ્વતણો જેહ કાળરે,તે તો નિશ્ચે જાણો પશુપાળરે; વઢવું તેની સાથે વિકાળરે, હો મારા. ૩ વિષ્ણુ વશ

કોણે નવ થાયરે, જેની નાભીથી વિશ્વ રચાયરે; પાછું પ્રલ-યમાં તે સમાયરે, હો મારા. ૪ કર્યું ત્રીદસે પીયુશ પાનરે, તેથી તેનો નથી અવસાનરે;જેને સાહ્ય સદા ભગવાનરે, હો મારા. ૫ વેદ ધર્મ કર્યા તમે નાશરે, પાડયો દેવતા વિપ્રને ત્રાશરે;તેથી નિશ્ચે રૂઠયા અવિનાશીરે,હો મારા.૬દેહ પડશે તમારો તે ઠારરે, નહી ઉગરો ત્યાં નિરધારરે; એવું ભાસે મુને આણીવારરે,હો મારા.૭કીયા દઈત્યે જીત્યા શીવરાયરે, સ્વર્ગ ભોગવ્યું કોણે સદાયરે; તેને વિચારો આ વેળાયરે, હો મારા.૮ તમે નીચાને નીચાં કર્મરે, નીચ સેવાને નિચો ધર્મરે; નિચ સંગતિ માની પર્મરે,હો મારા પ્રાણ સનેહી. ૯ આજ શમણું આવ્યું મુને ખોટું રે, તેમાં વિપ્રીત દીઠું મોટું રે; છેક ભાગ્ય દીઠું મારૂં છોટું રે, હો મારા. ૧૦ જાણે હું તો થઈ નિરાધારરે, મુને મુકી ગયા તમે સારરે; ઉતર્યા અંગ તણા શણગારરે, હો મારા. ૧૧ કૃષ્ણ વસ્ત્રવાળી દીઠી કાયરે, શીષ મુંડેલું સર્વ જણાયરે;સુની સેજડી ખાવા ધાયરે, હો મારા. ૧૨ બોલે ઉલુક દુષ્ટ વચનરે, વરસે રૂધીરનો પરજન્ય રે; વરતી માંહી દેખાય છે વનરે, હો મારા. ૧૩ રાતો ચોળ દેખાય છે સુરરે, આવ્યું સરિતાઓ વિષે પુરરે; જાણે મેદની થઈ ચકચુરરે, મારા. ૧૪ જાણે ખુણે પેઠી હું આ કાળેરે, મટયું સાસરિયા કેરૂ વહાલરે; ભાગી બેસવાની એજ ડાળરે, હો મારા. ૧૫ ચાલ્યા મહાવનમાં તમે કંથરે; દેશ દક્ષિણમાં કુંડે પંથરે; દીઠા યમદુત મોટા પ્રચંડરે, હો

મારા. ૧૬ પાઠા ઉપર થયા અસવારરે, કંઠે કરેણુાનો પહે-
રયો હારરે, કાળાં વસ્ત્ર ઓઢયાં નિરધારરે, હો મારા. ૧૭
જમ કિંકરનો કીધો સંગરે, મુખે મેશનો ચોપડયો રંગરે;
ઝાલ્યું હાડકું જાણી ઉમંગરે, હો મારા. ૧૮ માટે યુધ્ધે ના
જશોઓ નાથરે,ઝાલો આ સમે મારો હાથરે; રમો ઘેરબેઠા
મારી સાથેરે, હો મારા. ૧૯ મુને મોહીની શીદ લગાડીરે,
પ્રીતિ આવડી કેમ દેખાડીરે; હવે ઉંચેથી હેઠે પાડીરે, હો
મારા. ૨૦ મારો ઘટશે ઘરમાં તોલરે; નહિ સાંભળે કોઇ
બોલરે; થશે બાવરી જેવા ડોળેરે, હો મારા. ૨૧ મને ગમે
નહી કશું આજરે, ઉઠે અંતરમાં અતિ દાઝરે; હવે શીરીતે
રહેશે લાજરે હો મારા. ૨૨ સુજયું અવળું તમને આવારરે,
ઘાલી બળિયા શું બાથજસારરે; માટે નહિ ઉગરો ભરથારરે,
હો મારા. ૨૩ કાઢે શ્વાન તો કારમા રાગરે, હો મારા. ૨૪
કુટયો કંઠનો કાવળહારરે,મારેનેત્રે ચાલ્યાં આંસુધારરે;થાય
પ્રથ્વીની માંહ્ય પોકારરે. હો મારા ૨૫ પુન્ય પુર્વેનું સર્વે લા
ગ્યું રે, મારૂં સુતેલું સંકટ જાગ્યું રે; સાગર મધ્યે તો નાવડું
ભાગ્યું રે,હો મારા. ૨૬ એવી નારીની સાંભળી વાણીરે, બો-
લ્યો કમળાક્ષ તો કોપ આણી રે;છાની રહેને બુદ્ધિ જાણી રે,
હો મારી ગુણવંતી ગોરી.૨૭ પ્રિયા કોમળ કાળજું તારૂં રે,
સુર સર્વેને હું તો સંહારૂં રે; હો મારી ગુણવંતીરે ગોરી. ૨૮
મુને શું કરે જોગટો એહરે, થયો તપે કરી ક્ષીણ દેહરે; માટે
યુદ્ધે ચઢું આણી સ્નેહરે,હો મારી ગુણવંતી. ૨૯એવાંવાકય

સુણી તે ઠારરે, કર્યું ત્રિયાએ તિલક સારરે;પછી આજ્ઞાઆ પી નિરધાદરે, હો મારી ગુણવંતી ગોરી.૩૦ વવણ-તે કાળે તતબર થયો, ક્રૌંચો ફેરે કંથરે; દુર્ગો કહે પછી પરવરે,દારૂ ણ રણને પંથરે. ૩૧

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં કમળાક્ષ ક્રૌંચા સંવાદ વર્ણનો નામ દ્વાત્રિંશોધ્યાયઃ ૩૨

અધ્યાય ૩૩ મો. કેકર અને માલીનીનો સંવાદ.

રાગમલ્હાર-સુતપુરાણી કહેછે, સૌ સાંભળો વિપ્રકુમાર; વળતી કેકર ત્રીજો કહે; નીજ પત્ની સાથે સાર, અહો ત્રિ-યા તમે આપો આજ્ઞા તો આણીવાર, એવા પ્રાણના વિલા સીરેરેરે હો માનો કહ્યું માહરૂંરે.૧માલીની કહે સ્વામી,શીદ મરવા માટે જાઓ; ત્યાં જાતાં આ વેળા, નહી પાછા નીશ્ચે આવો; તે માટે કર જોડી, શંકરને શીશ નમાવો,એવા પ્રા ણના. ૨ પાતળિયાજી પ્રીતિ, છે સંપુરણ તમ સાથે, ઓથ તમારી આખી; છો છત્ર મણિ મુજ માથે;વૈભવ સઘળામા ણું, તેતો સ્વામી તમ હાથે. એવા પ્રા૦ ૩કોણ કુટિલ હોય એવી, જે સ્વામી તો નવ સાલે, હૈયે હોળી ધીકે, ને મન-માં તે કયમ મ્હાલે, તમો વિના દુઃખ વેળા કોણ પાલવ મારો ઝાલે. એવા પ્રાણના૦ ૪ સ્વામી વિયોગનું જીવ્યું, સૌ અબળાને તો માઠું; દુઃખ એ તો કેમ વિસરે, જે પીઠ ઊપદનું પાઠું; નાથ વખુટી થાતાં, તો નિશ્ચે દૈવત નાઠું. એવા પ્રા૦૫ સુધા સરીખી વાણી, તે કોણ સુણાવે સ્વા-મી; હજુ ઉમ્મર છે નાની, ત્યમ લાભ કશો નથી પામી;

એવામાં કયાં હો છો, આ મુજને મોટી ખામી. એવા પ્રા૦ ૬ દીલ ખોલીને વાતો, તે કોને જઈ કહેવાયે; અભાગણી હુ જીવી,શું કરવા આ વેળાએ;હૈયે હોળી ધીકે, ત્યાં શાંતી કેમ પમાયે. એવા પ્રા૦ ૭ મુળથી આવું જાણું, તો પ્રીતી કયમ દેઉ થાવા; હું મુરખી ના સમજી, આ નિર્દય હોશો આવા; તે માટે સો વાતે, હું નહિ દેશી તમને જાવા. એવા. પ્રા૦૮ જો જાવું હોય લડવા, તો મુજને પેહેલી મારો; કોને સોંપી ચાલ્યા, તે અંતરમાં વિચારો; યુદ્ધની વાતો સુણી, આ જીવડો ફટકે મારો. એવા પ્રા૦૯ હમણાં કડવિ લાગે, આ વાણી તમને મારી; પણ પુંકેથી ફળશે, એ સત્ય કહું સુખકારી; મન મેલા નવ થાઓ,મુજ દાસી દોષ વીચારી, એવા પ્રા૦ ૧૦ પુરવે કીધાં હશે, મેં દુકૃત દોષ ચઢાવી; તે કારણ આ વેળા, તો વિપ્રિત મુજને આવી; એકે રહયો નહી આરો, ત્યમ કથ૦યુંકેવળ ભાવી;એવા પ્રા૦૧૧હરિહર અજના સામું, કયમ યુદ્ધ તો તમથી થાશે; સાયક બરછી ભાલા, તે અંગે કેમ સહેવાશે;શુર શત્રુનીફોજો, તે દોદશાથી ત્યાં ધાશે; એવા. ૧૨ જેમ વપુને મુકી, આ જીવડો સ્વર્ગે જાએ; તે વેળાતો વસમી આ પીડા તનમાં થાએ, તેથી વ સમી સ્રીને, આપત્તિ વિરહ પીડાએ; એવા પ્રા૦ ૧૩ એવું સુણી બોલ્યો,કેકર તોઅબળા સંગે; અરે પ્રીયા શું બોલો, આ તુચ્છ વચન રણ રંગે; સુર શંકરને જીતી, હુ આવીશ ઘેર ઉમંગે, એવી પ્રા૦ ૧ કેરી પ્યારી રે રે રે હો ધીરજ ધારો

આસમેરે. ૧૪ ટેક. જોના જાઉં સંગ્રામે તો હાંસી મારી થાએ; મોટા ભાઇની આજ્ઞા તો, આવેળા લોપાએ; તેથી મરવું સારૂં; એ વેદ શાસ્ત્રનો ન્યાએ; એવી પ્રાણ. ૧૫ કાયર દીકરો દેખીને, માત પિતા તો લાજે; દુશ્મનનિંદા બોલ, ને શત્રુ ગર્વે ગાજે; ભય કોઇએ નવ માને, ને બાર વિશ્વમાં બાજે; એવી પ્રા. ૧૬ મોત હશે જો મારૂં, તો ઘેર બેઠાં નહિ છોડે; કાળ મુકે નહિ કોને, એ વજૂ પાંજરૂ તોડે; દેહ ધરયો તે પડશે, દિન ઝાઝે કેવળી થોડે; એવી પ્રા. ૧૭ જયમ જણુય કઠીએ પાછા, ત્યમ ત્યમ એ શતરૂ પજવે કીર્તિ ઝાંખી થાયે તે, યાચક યશ ના વિનવે; માટે લડવું સારૂ, ના હઠવું રણુમાં ચઢવે; એવી પ્રાણ૦ ૧૮ પશ્ચિમ તરણી ઉગે, ને અવનિ ઉંધી થાયે; અંબર તુટી પડસે ને, સાગર તો રેલાયે; પણ મેં જાવું ધાર્યુ તે ઘરમાં ના રહેવાયે. એવી૦ ૧૯ લોક વિદિત વદી વાચા, તે પાળવી તેમાં સારૂં; નહિ તો નિંદા થાયે, ને તોલ ઘટે છે વારૂં; માટે બોલ્યું કરીએ, તો મોક્ષ તણું એ બારૂં. એવી૦ ૨૦ જન્મ ધરી જે પુર્વે, કંઈ યશ તો ના વિસ્તાર્યો; ચ્યંડળતેને જાણો, તે જીતી બાજી હાર્યો; ઉભય લોકમાં હાની, એ અંતે જાયે માર્યો એવી૦ ૨૧ માલિનીએ મનમાં તે વેળાએ વિચાર્યું; જાવાને હઠ લીધી, તે કયમકરી કરસે વાર્યું, નિશ્ચે પ્રગટયું ભાવી, તે મેળે મરવું ધાર્યું એવા ૨૨ વળતી તેણે પ્રીત્યે ત્યાં પતિને અરચા કીધી; ફુલડાં કેરી માળા, તે

અરપી કંઠે દીધી; તેવી અંતઃકર્ણથી તોઆશિષ રૂડી દીધી એવા૦ ૨૩ ત્યાર પછી તે બોલી,ઓસ્વામિ વેહેલા વળજો; શત્રૂ પ્રાજે થાજો, ને અરિહન સ્વામિ ફળજો, ત્રિદશ કેરી ટોળી તો તમને દેખી બળજો. એવા પ્રાણના વિલાસીરેરેરે હો માનો કહ્યુ માહરૂંરે. ૨૪

વલણ. વળતી ત્યાંથી ચાલિયો, કેકર તારક તનરે; દુર્ગો કહે પછી શું થયું, તે કહું શ્રોતાજનરેરેરે. ૨૫

ઇતિ શ્રી શિવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં કેકર માલિની સંવાદ વર્ણનો નામ ત્રયઃત્રિંશોધ્યાયઃ ૩૩

## અધ્યાય ૩૪.મો–ત્રિપુરાસુરના સૈન્યનું વર્ણન.

### રાગ મારૂ.

બોલ્યા સુતપુરાણી વચન; સુણો શૌનકાદિ મુનિજન, પછી ત્રિપુરાસુર ત્રણ ભ્રાત, ચાલ્યા યુદ્ધને માટે સાક્ષાત. ૧ તેની પુંઠળ સૈન્ય પળાયું, જાણે સરિતાએ પુર આવ્યું; સોર બકોર ત્યાં અતિ થાય, કાને પડયું ન કશું સુણાય. ૨ તેહ જોઇને દૈત્યોની નાર, ઘણી વ્યાકુળી થાય છે સાર; આવે ઘરમાં ને બારણે જાય, લાગે વળી વળી સ્વામિનેપાય ૩કરે કાલાવાલા ઘણા એહ, પતિને પાછા વાળવા તેહ; ઉભી બારીએ આળસ મોડે, શીશ નમાવે ને કર જોડે. ૪ તોય પાછા ન વળે અસુર, જેને યુદ્ધનું તાન પ્રચુર; એમ ભરથાર સંગ્રામે જાતાં, કર્યાં સ્ત્રીઓએ નેત્રજરાતાં. ૫ પછી ઓવારણાં લે છે નારી, દે છે આશીશ ત્યાંતોજ સારી;એવી રીતે અસુરની સેનાય, ત્રિપુરાસુર પુંઠે પળાય. ૬ કહું તેહની;

શોભા તમામ, થાય સુણતાં આશ્ચર્ય આમ; સરખા સરખી છે દઇત્યની જોડા; જાણે લંકા તણા વળી તોડા. ૭ ગાજે ત્રંબાળુ ગોમુખ ત્યાંય, મારૂ રાગ આલાપે તે માંય હાથી મદ ઝરીયા કાવે જેહ, પાડે ચશાડા ચોત્રરે તેહ. ૮ દળ વાદળ પ્રગટ્યું પુર, જાણે સૃષ્ટિ થશે ચકચુર; કોઈ રથને મેના પર માલે. કોઇ અશ્વે થયા અસવાર; પેહેર્યાં બખતરપાખરટોપ, પીસે દાંતને કરતારે કોપ. ૧૦ માંથે લી લીપીળીપાઘઘાલી, કરમાંઉઘાડીતરવારો ઝાલી; કાને કુંડળ ઝળકેવિશાળ;પેહેરયાસોનેરીતોસુરવાળ.૧૧કંઠેકુસુમમાળા શોભાય,ભાળેકેસરીયાઅરચાય;ચીતચોગણુંજેનાં ચકોરવ-પુવજ્રસરિખાંકઠોર.૧૨ કચકચીને કમ્મર બાંધી, તિવ કટારી તેહમાં નાંખી; પહેર્યાં લોહના મોજારે પાય, ઉપર ચર્મના ઓઢા શોભાય. ૧૩ ભાથાભીડીયા તેએઊપાશ, શક્તિ શાંગ ગદા ગ્રહી તાશ; એવી રીતે સોંઢયા અતિ સુર, પાળા પરવરીયા ભરપુર. ૧૪ નેજા ફરરર ફરકે તે ઠાર, ચળકે ભાલા ભયંકર શાર, ઝમકે ઝાંઝરીત્યાં ઝણેણાટ, વાગે કારમા બહુ કરેણાટ. ૧૫ પદરજ થકી નિરવાણુ, થયો આકાસે ધુંધળો ભાણુ, એમ અસુરનું દળ ચાલ્યું,ત્યારે ઉરવિનું મંડળ હાલ્યું. ૧૬ કુર્મ કંપ્યોનેશળકયોસેષ,ખળભળ્યો અતિ અર્ણુવએશ;ડોલ્યાંદસેત્યાંદિગપાળ, તારા તુટવાલાગ્યા તે કાળ, ૧૭મઘ પીને થયા દૈત્ય માતા. દોટ મુકીને શનમુખ ધાતા, કરતા શંખનો નાદ અપાર, મારો મારો મુખે કહેતા શાર.

૧૮ ખેટ ખડગને ખપર ખટકે, જોઈ દેત તાણું દિલ ફટકે,અ શવો ઉકળે અંતરીયાળ, ફાળ ઉપર દેતાજફાળ. ૧૯ ઉડણુ અબલખી કચ્છી કુમેદ, શ્વેત ભુંખરાને રક્ત ભેદ; લીલા પીળા કલંકીને કાળ, જાણું વરણા કલ્યાણી પંખાળ. ૨૦ પાણી પંથાને પીરાજા સાર, એવા અશ્વો ચાલે તેણે ઠાર; હવે તારકાસુરનો તન વિદ્યુનમાળી મોટો બળવાન. ૨૧ તેતો હસ્તીના ઉપર છાજે, જેની સોભા જોતાં ઈંદ્ર લાજે; મેઘાડંબર જેવી અંબાડી,ઝુલ જાણે ભરી પુલવાડી.૨૨ જેના હાથમાં ધનુષ્ય ભારી, ખાંધે ભરવ્યો ભાથો સુરારી; જેનાં વજ્રથી વસમાં હાડ ફાટે પુંકથી પરવત પહાડ. ૨૩ જેના ચર્ણથી ચંપાય સેષ, માંથે વાંકડાને કાળા કેશ; જેનાં લો ચન છે વક્રલાલ,ભાળભયંકર ને વિક્રાળ, ૨૪જેનો અગ્નિના જેવો છે ક્રોધ, શબ્દ કાટકા તુલ્ય પ્રબોધ; જેના ભુજદંડબે ઉ વિશાળ, જેથી ભુમિના નાઠા ભુપાળ. ૨૫જેના મુગટમાં મણી શોભે, સામો આવતાં સવિતા થોભે; જેનો વૃષ્ટિ જેવા છુટે બાણ, પાડે સેનામાં ભારે ભંગાણ.૨૬ જેણે ઈંદ્ર-નો ગર્વ ઉતાર્યો, ત્રાસ ત્રિલોકમાંહી વિસ્તાર્યો, જેની ક-ટાક્ષેકંપેજકાળ, કંઠે કુસુમમોતીની માળા. ૨૭ બીજો કમ-ળાક્ષ કહાવે જેહ, બેઠો રથની અંદર તેહ; રક્ત વર્ણોને અ-શ્વ છે શ્યામ, રક્તધ્વજાનેરક્તછેનિશાન..૨૮ એવો એ પણ બળિયો અતિ, જેની સંગ્રામમાં ગુઢ ગતિ; ત્રિજો કે કરતો તેણે ઠાર, થયો સિંહનાઉપર સ્વાર. ૨૯ ઝાલી હાથમાં મો-

ટી ગદાય; કરે ઉંચ સ્વરે ગર્જનાય; એવી રીતે એ ત્રણે ભ્રાત, આવ્યા શિવની સામા સાક્ષાત. ૩૦ ત્યારે શંકરનું દળ ધાયું, મળિ સેના બે યુદ્ધ મંડાયું;ગજેગજરથે રથ ત્યાંય, પાળે પાળા મળ્યા રણમાંય. ૩૧ અશ્વે અશ્વ સુરા સાથે શુરા, મ્હારથી સામા મ્હારથી પુર; શિવ સામો વિદ્યુનમાળી સાર, કેકર ઈંદ્ર સામો નિરધાર. ૩૨ કમળાક્ષ વિષ્ણુ સામો થયો,કરી ગર્જનાને ઉભો રહયો; એમ ભીરૂ થઈ ત્રણ ભ્રાત, ઉભા લડવા માટે સાક્ષાત. ૩૩ પછી શિવને કહે અસુરેશ, અલ્યા સાંભળને તું મહેશ. ૩૪

વલણ-શંકર સાથે બોલીઓ; વિદ્યુનમાળી રાયરે, દુર્ગો કહે શ્રોતા સુણો, કહું તેનો મહિમાયરે. ૩૫

ઇતિશ્રી શીવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં ત્રિપૂરાસુરસ્ય સેના વર્ણનો નામ ચતુ:ત્રિંશોડધ્યાયઃ ૩૪

### અધ્યાય ૩૫ મો—શિવ વિદ્યુનમાળી સંવાદ.

રાગ વાયરૂ શીદને વાયુરે, મોઘો ભાવ કયાંથી લાવ્યું રે;એ પ્રમાણે, લાજ વના અલ્યા લંપટ જોગી,અશુદ્ધ બારે માશ; ભુતોના ભેગો ભમતો ફરે,તેમ સ્મશાને તારો વાસ; અલ્યા શીવ શિદને ચુકુરે, પાછો જઉ તો જીવતો મુકુરે. ૧ ઢોંગી ધુતારોને વ્યસની પુરો, કાયર કામી અજાણ; નાગો ફરે અને એકલો રહે છે, ઉન્મત્ત તું નીરવાણ; અલ્યા. ૨ પ્રેત પીશાચને વ્યંતરટોળી, તેહમાં રહેછે મગન; હાડકાં કંઠમાં બાંધ્યાં બરોબર, વિભુતી ચોળી વદન; અલ્યા. ૩ યુદ્ધની વાતમાં અજાણ તું, તારો ભીક્ષા તણો અધીકાર; વાદીના

જેવો વેશ દેખી,વળી છોકરાં છળે અપાર;અલ્પ્યા.૪મલિન વાજુજેડાખણું કહાવે,તેનેસુણીહરખાય, ક્રોધ અતિશય કા-રમોતેવો,અભક્ષાભક્ષતુંખાય;અલ્પ્યા.૫દક્ષ પ્રજાપતી સસરો તારો,તેનું કપાવ્યું શીશ;કન્યાઆપીતેને કુરૂપ કીધો, આણી અતીશયરીશ;અલ્પ્યા.૬સીંધુ વલોવતાં રત્નમળ્યાં;તેને લેઇ ગયા સર્વે દેવ ઝેરહતું તેને પાન કર્યું તેં, એવો અભાગીયો એવ. અલ્પ્યા. ૭ તપશિ છું તેવો ગર્વ ધરે પણ, કૃત્ય સહુ જાણે લોક,ભીલ્લડી દેખીને ભંગ થયું વ્રત; પુકળથી પડ્યો શોક; અલ્પ્યા આઠ બ્રહ્માનું મુસ્તક કાપતાં, બેઠી તુજને બ્રહ્મહત્યાય, ત્યારે દેવે મળી દંડજ દીધો, ના ચાલ્યો ત્યાં ઉપાય. અલ્પ્યા. ૯ ઊત્તમ વસ્ત્રનો ત્યાગ કરી;અને ઓઢેછે હાથી ચામ, તેવું મણિમય મુકી ઘરેણું, સર્પ વીંટયા બધે ઠામ,અલ્પ્યા.૧૦રત્નજેવીસુતાશૈલપતિ તણિ,તેનોબાળ્યો અવતાર, તને પરણિ એણે શુ સુખ દીઠું, એકલી ઝુરે દ્વાર, અલ્પ્યા. ૧૧ પરિક્ષા લેવાને ભૃગુ પધારયા,પ્રીતિ આણી તારે ઘેર; તે વેળા મારવા ઊઠયો તું એને; નીપજી એવી પેર, અલ્પ્યા.૧૨ભસ્માસુરે કેવો નસાડયો તો તુને તે તું ભુલ્યો કેમ આજ, અપમાનથી નથી ઓસરતો, જરા લાલચમાં લોપીલાજ.અલ્પ્યા.૧૩ વૃંદાનેછળવામાટે તેં કીધી, જાળંધર કેરી કાય;તેસતિએતનેઓળખ્યો ત્યારે, ધીકકાર્યો ત્યાંથી તદાય; અલ્પ્યા. ૧૪ પરણ્યા પેહેલી આવી પુજા કરવા, પારવતીકન્ય યતેનેદેખીચિત્તભૃષ્ટથયું;ત્યાંશાની એ સાધુતા

યાઅલ્યા. ૧૫ કામણ દુમણમારણમોહન,એવાએ ખોટાત
ત્ર તેને દયા તજી રચ્યા તેં,રૂડામેલ્ય બનાવ્યા મંત્ર; અલ્યા
૧૬ પાત્ર પડયાં મુકી હાથમાં ઝાલ્યું, ભુડું ને બ્રહ્મ કપાળ;
વિષ્ણુના ચર્ણને ધોયેલું વારી, માથેમુકયું આણેકાળ. અ-
લ્યા. ૧૭ અશ્વ હાથી રથ વાહન મુકી, બળદઉપરબેસેસા
મુગટપાઘડીમળી નહિ ત્યારે, જટાવધારી અપાર અલ્યા
૧૮ જાતવનો તુંતો જોગટો કહાવે, વિચાર વિનાનો દેવ ન
ચી ખુંદીને પેટ ભરે છે. ખોટીએતારી ટેવ; અલ્યા. ૧૯ ઝ
ઝું કહેતાં મુને લજ્જાતો આવે, માટે થોડું કહયું સાર, તા-
રા જેવી નથી નિર્લજ કોઈ ત્રિલોકમાં નિરધાર; અલ્યા. ૨૦
દોહરો, એવું સાંભળી કોપીયા; શંકર તેણે ઠાર દુર્ગા કહે
તો વધા, ક્રોધ કરી નિરધાર. ૨૧ રાગ ક્ષત્રીકલંકનો, બોલ્ય
બોલ્યા ત્યાં શીવજી સાક્ષાત,ધીક્કાર તને આણે સમેરે, ક
રી નિંદા તેં મારી શઠ જાત, તે માટે તારૂં મૃત્યું ભમેરે.
ટેક. પેલી પુજા કરી નિરવાણુ, ધિક્કાર તનેઆણેસમેરેવળ
તી ઉખેડયાંસ્થાપિતબાણ,તેમાટેતારૂં મૃત્યુંભમેરે રવેદધમ
પામ્યો તો પ્રભુતાય. ધિકાર તેની તોડીજ તેં મર્યાદાય;
માટે. ૩ કીધો કલ્પિત મનનો આધાર. ધિક્કાર થયો
લિન ગોઅરો અપાર, તે માટે ૪ પાપી અસુર કેરો તું તન
ધિકાર. નીચ કુળને નીચ બુદ્ધિ મન, તે માટે. ૫ જીન
થમાં પેઠો અજાણ, ધિકાર. તેથી પુન્ય હણાયું નિરવાણુ,
માટે. ૬ એહ મારગ આચરે જેહ, ધિકાર થશે નાસ્તક

વળી તેહ, તે માટે. ૭ જપ યજ્ઞને તિરથજેહ,ધિકાર ઉઠે તેહ ઉપરથી સ્નેહ, તે માટે. ૮ વિપ્ર અગ્નિ ને ઈંદ્રાદિકદેવ. ધિકકાર; તેને નિંદવાની પડી ટેવ, માટે. ૯ તત્ત્વ જ્ઞાન ને શરીર શોધન, ધિકાર; નથી એ મતનાં બળવાન, તે માટે. ૧૦ કેવળદેહ દમનનો પ્રકાર, ધિકાર; નથી દેખાતો શ્રેષ્ટ આચાર, તે માટે. ૧૧ અલ્પા પેઠોતું એહ મતમાંય. ધિકાર; માટે ઉલટીથઈમતિ ત્યાંય.તે માટે. ૧૨ કર્યો વિષ્ણુએ તો તારે કાજે ખેલ, ધિકકાર; છળ કરી છોડાવ્યું સત્યસેલ, તે માટે. ૧૩ અધિકાર વિના ઊંચી વસ્ત, ધિકકાર; નથી રેહેતી પ્રાણી કેરે હસ્ત, તે માટે. ૧૪ મોતી ભક્ષકરે છે મશળ, ધિકકાર, બગ મચ્છખાઇ કાઢે કાળ, તે માટે. ૧૫ સંગ રંગ ન નીચને પમાય, ધિકકાર, સંગ કીધેલો નિષ્ફળ જાય, તે માટે. ૧૬ મણિ સ્પર્શે ધાતુ હેમ થાય ધિકકાર; કાંસુ એવું ને એવું કહેવાય, તે માટે. ૧૭ તારાં કૃત્યથી કહું છું હુંય, ધિકકાર, પિતા વિર્યથી નથી થયો તુંય, તે માટે, ૧૮ વર્ણ શંકર જાતિ વિશાળ, ધિકાર; વળી અધર્મિનો પ્રતિપાળ; તે માટે. ૧૯ મારા પુત્રે માર્યો તારો તાત, ધિકકાર; તો તું મારી આગળ કોણ માત્ર, તે માટે ૨૦ જાળંધર આદિ દુષ્ટ માત્ર, ધિકકાર તેનાં ભેદ્યાં મેં રણમાંહી ગાત્ર તે માટે. ૨૧ મિથ્યા ગર્વ કરે છે મતિ મોર, ધિકકાર; હણું હેલામાં તને આણીવાર, તે માટે ૨૨ મારૂં દાનવ અરિ છે નામ, ધિકકાર; અસંખ દઇત્ય હણ્યા અભિરામ, તે માટે

૨૩ અજન્માને અજીત હું સત્ય, ધિક્કાર; કરૂં નાશને વળી ઊતપત્ય તે મા. ૨૪ ઇચ્છું જેહનો હું તો કાળ, ધિક્કાર; તેનો નથી કોઇ પ્રતિપાળ, તે મા. ૨૫ આજ રૂઠયા છે તારા રામ, ધિક્કાર કરવું હોય તે કરી લેને કામ, તે મા. ૨૬ નિકળ્યો નગ્રથી જ્યારે તું બ્હાર, ધિક્કાર ગયું ત્યાં થકી તન ધન સાર; તે મા. ૨૭

વલણ એવી રીતેશીવે કહયા, દઈત્યને મર્મ વચનરે; દુર્ગો કહે તે સાંભળી, કોપ્યો તારક તનરેરેરે. ૨૮

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે જ્ઞાન સંહિતાયાં, શિવ વિદ્યુન્માળી સંવાદો નામ પંચ ત્રિંશોધ્યાયઃ ૩૫

## અધ્યાય ૩૬ મો—વિષ્નુ કમળાક્ષ વર્ણનો ારવાજ.

### રાગ દેવગંધાર

ત્યાર પછી કમળાક્ષ બોલિયો, વિષ્નુને કહેવાણી; અરેમુરખ શું કરવા આવ્યો, સંગ્રામે સુખ જાણીરે; કમળાવર કામી, આ સમે તુજને સંહારૂં, કપટિ સુર સ્વામી, તુને નિશ્ચે રણમાં મારૂંરે; કમળાવર. ૧ ટેક, તારી ભક્તિ જેહ કરે છે, તેને તું દુઃખદેછે; મીઠાં મીઠાં વાકય કહીને સવર્સ લુટી લે છે રે, કમળાવર. ૨ સત્વ ગુણી તુજને કહે છે પણ મન મેલો તું ભારે; રાત દિવસ ખટપટમાં ખેલે, વિષય ન વિચારેરે; કમળા. ૩ સિંધુ સુતની તરિયા કેરૂં, છેતરીસત્ય ચુકાવ્યુંરે; વળિ નિજપતિન પ્રેરી તેના, પતિનું મોત પુછાવ્યુંરે; કમળ. ૪ અબ્ધી વલોવ્યો દાનવ દઇત્યે, ત્યારે દ્રવ્ય જણાયું; તે સઘળું તે દેવને આપ્યું, દઈત્યને મદિરા પાયુંરે;

કમળા. ૫ સમદર્શી તુજને કહેછે પણ, પટાંતરો બહુ રાખે, દેવને માટે દુઃખ વેઠે છે, દઇત્યને મારી નાંખેરે. કમળ. ૬ સદવસ્તુ દેખીને કોઇની, ઈરશા તુજને આવે; વળી બળીયો ઉત્પન થાએતો, અંન જરા નવ ભાવેરે; કમળા. ૭ વેદ તણી મરજાદા બાંધી, સૌને ધર્મ પળાવે; પણ તું તો ફાવે તેમ વરતે, સૌને લુંટી લાવેરે; કમળા. ૮ કોઇ વખતે સાધુ પાતાળે,કોઈ વખતે થાય કામી; કોઇ વખતે વળી શિસ્ય થાય છે, કોઈ વખતે થાય સ્વામીરે; કમળા. ૯ બળી રાજાએ પુજન કીધું, દુખ દીધું તે કાળે; છેતરીને ધન સર્વે લીધું, વળી ચાંપ્યો પાતાળેરે; કમળા. ૧૦ રાવણે રામા લેઇ લીધી, ત્યારે તું તો રોયો;શીતા શીતા કહીનેરખડયો, તેથી વકકર ખોયોરે; કમળા. ૧૧ વણ અપરાધે વાળી માર્યો, સ્વાર્થ સાધવા સારૂ;નીજ પતિન લેવાને માટે, વીપ્રનું કુળ સંહાર્યું રે;કમળા.૧૨નવ મહિના ઉદરમાં રાખ્યો, રેણુકાએ જયારે;ત્યારે તેનું મુસ્તક કાપ્યું,તાત વચનથી ત્યારેરે. ૧૩ ક્ષત્રિકુળ નિકંદન કીધું, દયા દીલથી ટાળી; નીચ જનાવર થઇ અવતરિઓ, નાત જાત ના ભાળિરે; કમળા. ૧૪ ક્ષત્રી થઇને ખામી આણિ, ભમીઓ વાનર ભેળો; વળી સ્રીજ વિનતા સાથે નાચ્યો; થઇને સુંદર ખેળો રે; કમળા. ૧૫ માત પીતા બંધનમાં રાખ્યાં આહિરને સુખ આપ્યું, મિત્ર સુદામો દુર્બળ રાખ્યો, દુઃખ દીધું અણુમાપ્યું રે,કમળા. ૧૬ જરાસંધથી નાશી છુટયો, દરિયામાં

સંતાયો;માતુળકેરૂંમુળજ કાઢયું,પૈસોતેનો લાયોરે; કમળા. ૧૭ કેટલી કન્યા હર્ણ કરીને, ઘરમાં લાવી ઘાલી, કુબજા દાસી સાથે રમીયો,વહેથી કીધી વહાલીરે; કમળા. ૧૮વ્રજ વિનતાએ તન મન સોંપ્યું,ત્યારે અળગીકીધી;ગોકુળ મુકી આવ્યા પુઠે,શોધ કદી ના લીધીરે,કમળા.૧૯તેવેળાએ વિષ્ણુ બોલ્યા,સાંભળ રાક્ષસ પાપી,નિર્ભય થઇ તેં નીંદાકીધી માટે નાંખું કાપીરે,શઠ.દાનવ પાપી,આસમે તુજને ના મુકું ટેક. ૨૦ ગોબ્રાહ્મણની ઘાત કરો છો, વડપીંપળને છેદો;પશુ પક્ષીને વણુઅપરાધે,ભારે શરથી ભેદોરે, શઠ.૨૧ મદમાંસને ભક્ષકરીને, થાઓ અતીશય રાજી;રાંકપુરૂષને રંજાડો વળી, ગાળોદોછો ગળાજીરે; શઠ. ૨૨ સતીની લજજા લેવા માટે, સત્વર વેગે ચાલો;સાધુને શિર આળચઢાવી, મિથ્યા મનમાં માલોરે; શઠ.૨૩યજ્ઞ હોમને ભંગકરોછો, ઇરશા મનમાં આણી;દુષ્ટ વસ્તુ ઉપર નાંખીને; ભ્રષ્ટ કરો નીરવાણીરે; શઠ. ૨૪ઉત્તમનું અપમાનકરોને, દેવતણા છો દ્રોહી; વણુ સમજે વિવાદ કરો ત્યમ,મુંડીને રહ્યા મોહીરે;શઠ.૨૫નીરઅપરાધી નરને દંડો,મીથ્યા આરોપ મુકી પોતાના અવગુણ ના પેખો બુદ્ધિ એવી ટુંકીરે; શઠ ૨૬ ગંગા આદી તિરથ તેને, નિંદો નીશદીન પાપી; વૃત વિદ્યાને જપતપ સાધન, તેને નાંખ્યા કાપીરે;શઠ ૨૭વેદધર્મથી ઉલટા ચાલી,અને અનર્થ ઝાઝો કિધો; તે માટે મેં આજ તમારો, કેડો ઝાઝો લીધોરે; શઠ. ૨૮ તમારા અન્યાયે કરીને,વૃષ્ટિતો નવથાએ; ઇંદ્રતણું ઇંદ્રા-

સન ડોલે, ધરણી ધુજી જાયરે; શઠ. ૨૯ ધર્મ તણા પગ ચાર કહાવે, તે પણ સરવે ભાગે; સત્ય વસ્તુ શોધી નથી મળતી જુઠાનું બળ જાગેરે;શઠ.૩૦ તે કાળે અવતાર ધરીને તમને તો હું મારૂં; વળી કોઇને શીવ પાસે મરાવિ, ઉરવિ ભાર ઉતારૂં રે; શઠ. ૩૧

વવણ-વાકય સુણિ વિષ્ણુ તણાં, કોપ્યો દઈત્યકુમાર રે; દુર્ગો કહે હાવે કરૂં, કેકરનો વિસ્તારરે. ૩૨

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં વિષ્ણુ કમળાક્ષ વિવાદ વર્નુનો નામ ષટત્રિંશોધ્યાયઃ ૩૬

### અધ્યાય ૩૭ મો. કેકર ઇંદ્ર સંગ્રામ.

### રાગ મારૂ.

બોલ્યા સુતપુરાણિ વચન, સુણો સૌનકાદી મુનિજન; પછી કેકરાસુર તેઠાર,બોલ્યો ઇંદ્રની સાથેજ સાર.૧ અલ્યા રાંડવા કામી અજાણ, શિદ ખોવાને આવિયો પ્રાણ; પેઠો ગૌતમના ઘરમાંય, લાજ લીધી સતિ તણિ ત્યાંય.૨ પામ્યો શ્રાપ ભયંકર સાર,થયાં ભગ તો એક હજાર, કીધું ગુરૂતણું અપમાન,બન્યો ચ્યંડળ તેથી નિદાન. ૩ વળી વિપ્ર હણ્યો વિશ્વરૂપ, બેઠી હત્યા તો એથી વિરૂપ; થઈ રાજ્ય લક્ષ્મી તેથી તારી, સ્વર્ગ છોડી નાઠો દુરાચારી.૪ માટે શિક્ષા કરૂં તને આજ,લેઉં લુંટી બધું તારૂ રાજ;એવાં દઈત્યનાં સુણિ વચન, બોલ્યો વાસવ કસ્યપતન. ૫ અલ્યા અસુર શું બોલે આમ, તને ઠેર હણું આણે ઠામ; મારે માથે છે શંકર સ્હાય,માટે મારૂં મૃત્યુ નવ થાય. ૬ મંદમતિ બોલો મારી

સાથ, નથી દીઠા હજુ તે તો હાથ; પામર પોત વિચારને તારૂં તારાથી શું ગયો હુંતો વારૂ. ૭ એવું એવું કહી ઈંદરે નિરવાણ, મુકયું કેકર ઊપર બાણ, ત્યારે તેણે પણ આણી રીસ, છેદયો આવતો શર તે દીશ. ૮ પછી ક્રોધ કરી તેણે ઠાર, મુકે રાક્ષસ બાણ અપાર; લડે ભીરૂએભીરૂં તદાય, કહું વર્ણવી તે આવેળાય. ૯ સ્વામી કાર્તિક સામો સુસારૂ, દમન એકાનન બેઉ વારૂ; કંટક શતાક્ષભીરૂકહેવાય, દ્વીશીર દુર્ધર એ મ્હાકાય. ૧૦ લોહિતાક્ષ મરૂ બળવાન, કંટક દેવાં તક તેણે સ્થાન; ઊર્ધ વક્રને ભિશાણ એવો ઝંઘત્રિશીર તે પણ તેવો. ૧૧ અરિમર્દન દ્વિશિરએમ, વિરભદ્ર કાળાંતક તેમ; એતો ભીરૂએ ભીરૂ તે દીશ, આરે એક એકને આણી રીશ. ૧૨ થાય બેઉનાં યોદ્ધાનાં મર્ણ, દિસે દિકર ધુંધળો વાર્ણ; પડે મુશળ મુગદળ માર, ભેદે ભાલાવડે નિરધાર. ૧૩ કોઈનાં શીશ સમુળાં છેદાય, કોઈના હાથને ચર્ણ કપાય; રથ ચક્રતો જાય ચિરાઈ, હાથી અશ્વ બરાડેપીડાઈ. ૧૪ કોઈ કોઈને ઝાલી ઉછાળે, સામા સામીત્યાં શીષ અફાળે; વાગે તોમર ત્રિશુળ પાસ, નાઠું સુરદળ તેથી પ્રકાશ. ૧૫ એવી રીતે અસુર ગડગડીયા, ત્રુટી ત્રીદશ ઉપરપડીયા; વાગીકેકર દઈત્યની હાક, ચઢી દેવ સેના તેથી ચાક. ૧૬ ત્યારે શક્રે કર્યો સિંહ નાદ, બાણ મુકયાં તજી મર જાદ ગજ ઐરાવત હલકાર્યો, કેકર દઈત્યનેહણવાધાયો. ૧૭મુકયું તેપરવજા ક ઠોર, ચાલ્યુંસમસમકરતું તેસોર.આવીદઈત્યના ઉપર પડીયું

પણ તેને અંગેનવઅડિયું. ૧૮જેમપુષ્પ પર્વતમાથે સાર,એ મખાલીગયું નિરધાર,ત્યારે કંપીયો સુરનો રાયહવેશો કરૂંહું તો ઊપાય. ૧૯ ધાયો તે વેળા કેકરાસુર, લેઇ ત્રિશુળ હાથે જ પુર; તેને દેખીને દેવનો ભુપ, નાઠો ત્રાસ પામી તદરૂપ. ૨૦ મુકી દાનવે પાછળ દોટ, કરયો રેણુઊડાડીને કોટ;વાળ્યો દેવ સેના તણો ઘાણ, થયું ચારે પાસે ભુમરાણ. ૨૧ હેરૂજયા યમાદિ દૈત્યની ધાકે, આડા અવળા સંતાવા તાકે; પડયા માથેથી મુગટ ત્યાંય, ચોટયાં સાયક અંગની માંય. ૨૨ કોઇ સુતાદેવો સોડ તાણી, કોઈ ગદગદ બોલતા વાણી; એક એકનો આણુવા અંત, મુકે બાણ ગદા બળવંત. ૨૩ સુણી અસુર તણારે હોકારા, તુટયા,આકાશના વળી તારા; ખળભળ્યા સૌ ભુમીના ખંડ, ડોલ્યા દિગપાળ દેવોપ્રચંડ, ૨૪ એમ ઈંદ્રને હરાવ્યો જયારે, કોપ્યા શંકર તે સમે ત્યારે કરયો કારમો શંખનો નાદ, ગયો બ્રહ્માંડમાં તેનો સાદ. ૨૫ તેહ સુણી વિદ્યુનમાળીરાય, થયો ક્રોધે મહાકાય. ૨૬

વલણ એ રીતે રણમાં વઢે અસુરને ઊંમયા નાથરે; દુરગો કહે તેહ વરણવું, સુણજો સરવે સાથ રે રે રે. ૨૭

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે ગ્યાન સંહિતાયાં, કેકર ઈંદ્રિ સગ્રામ વર્ણનો નામ-સપ્તત્રિંશોધ્યાયઃ ૩૭

## અધ્યાય ૩૮ મો શિવ અને વિદ્યુનમાળીનું યુદ્ધ.

રાગ સામેરી. સુત પુરાણી એણીપેર બોલ્યા સાંભળો રૂષિરાય, વિદ્યુનમાળી ઉપર કોપ્યા; શંકરતો તદાય. ૧ ભુતપ્રેતને ભૈરવ ગણસૌ, લડવા લાગ્યા ત્યાંય, ઉમાપતી-

ના દુંદુભી તે તો, ગાજી રહ્યાં રણમાંય.૨ ગગન ગાજે ભુમિ ભાગ, હોકારા બહુ થાય, વૃષ્ટિ પેઠે આયુધ ઉછળે, દાનવ- નું દળ ધાય. ૩ કોપ કરિને ઉમાકાંતતો, દાનવને શર મારે; તેતો જઇને પાછું આવે, ભેદે નહી લગારે. ૪ ત્યારે શિવે બરછિ મુકી, સહસ્ત્ર સુર્ય સમ તેજ; એવી રિતે કોપ્યા શંભુ, વાળે યુદ્ધ અવેજ. ૫ તેતો બરછિ સમસમ કરતી, ચાલી તેણે દિશ; અડકી નહિ વિદ્યુનમાળિને, વિસ્મેથયા જુગદીશ. ૬ વળતિ ત્યાં વિચુપાક્ષે મુકયું, યશુપતાકા બાણ; તેતો ણુ નિષ્ફળ થઇ આવ્યું, દઇવગતિ નિરવાણ, ૭ તે પુંઠે ત્યાં કરવા માંડયો, સેનાનો સંહાર; કેટલા દઇ- ત્યો મૃત્યુ પામ્યા રણમાં તેણેઠાર. ૮ ઉડે રથ આકાશે તેવા. ળમતા અંતરિયાળ; દઇત્યો નાસાનાસ કરે છે, ત્રાશીને તે કાળ. ૯ શંકરે અગન્યાસ્ત્ર મુકિયું, પુનરપી તેણી- વાર, ત્યારે દઇત્યે વરૂણાસ્ત્રથી, વૃષ્ટિ કરિ નિરધાર; ૧૦ એટલે શિવે વાયુ બાણે, વૃષ્ટિ કિધિ નાશ; તે કાળે દૈત્યે તો મુકયું, પર્વત બાણ પ્રકાશ.૧૧ તે પર્વતને ભેદવા માટે શંકરે બળવન; વજ્રબાણ મુકયું તે વેળા ગીરિ કિધા છેદન. ૧૨ એવિ રિતે અસ્ત્ર યુદ્ધમા, ઊતર્યા બેઊ સમાન; એક એકથી પાછા નથી હઠતા, લડતા તેણે સ્થાન. ૧૩ ભુત ગણોને ભૈરવ તે પણ, કરતા આયુદ્ધ વૃષ્ઠ; નંદી ભ્રંગી આ- દિ દે છે, દૈત્યને કારૂણ કષ્ઠ. ૧૪ એવી રિતે વિરભદ્રને, કા- ળાંતક અસુર; મલ્લ યુદ્ધ તે કરવા લાગ્યા, આણિ દ્વેષ પ્રચુર.

૧૫ ગડદ્દાપાટુ આંટિઘુંટી વળી મુષ્ટો પ્રહાર; દાવપેચથી દોટ મુકીને, મારે છે ખુબ માર ૧૬ પડે આખડે ઉભા થાચે, વળી પડતા ફરી ત્યાંય. એક એકની છાતી ઉપર બેસે, ધુળ ભરે મુખમાંય. ૧૭ વળી કંદુકપેરે છછાળે, આકાશે નિરધાર; કંઠ મરોડે મોઢે કરડે, અંગ ઉતરડે સાર. ૧૮ તે પ્રમાણે સ્વામિ કાર્તિક, સુચારૂ બળવાન; હોડબાંધિને યુદ્ધ કરે છે. દારૂણુ તેણે સ્થાન. ૧૯ સ્વામિ કાર્તિક ઉપર દૈત્યે વરશાવ્યા પાષાણુ; ત્યારેશરજન્માએ મુકયું, વજ્રબાણુનિરવાણ ૨૦ પર્વતાપેષ્ટ કર્યા તે કાળે, કોપ્યો એહ અસુર; અગ્નિ ભુના ઉપર કીધી, માયાતોપ્રચુર, ૨૧ એકે કાળે પડીયા ઉપર, કોટીક વિંછી સાપ; લોહી મુત્રને ધુળકટ વરસ્યું, તેતો ત્યાં આણુઆપ. તેને દેખી શંકર પુત્રે, કીધો ઝાઝો કોપ, વિષ્ણુ અસ્ત્ર એ માયાનો કીધો તર્તજ લોપ. ૨૩ તે વેળાએ સુચારૂએ, મુકયાં બાણુ અપાર; તેણે કરીને ભાનુ છાયો, થયુ નભમાં અંધકાર. ૨૪ એવું દેખી શંકર પુત્રે કર્યો ઘણો ટંકાર; અર્ધ ચંદ્ર મુકીને કાપ્યા, સાયક અપર અપાર, ૨૫ વળતી સુચારૂના માર્યા, ઘોડા તો વળી ચાર; સારથી કેરૂં મસ્તક કાપ્યું, ક્ષણું નવ લાગી વાર.૨૬ તે પુંઠે કાળાસ્ત્ર મુકીને, આણી અદકી રીસ;સુચારૂનું સૈલ સરિખુ છેદ્દી નાંખ્યું શીશ. ૨૭ એટલેદેવેજયજયકીધો, વખાણ્યો કુમાર; દૈત્ય સૈન્ય તો દોદશા નાઠું, વરત્યો હાહાકાર. એવું દેખી વિદ્યુનમાળી; શીવ સામો ગડગડીયો;ભુત પ્રેતની સે-

ના ઉપર નિશ્ચે તુટી પડીયો. ૨૯ એકેકાને દશદશ બાણે, વિંધ્યાં તેણે ઠાર; તેથી ચીસો પાડી નાઠા, ભુતાં તો નિરધાર. ૩૦ શંકરની પુંઠે સંતાયા, વિરઅને વૈતાળ, ત્રાહ્યત્રાહ્ય તે મુખથી કેહેતા, દુઃખથીતેણે કાળ. ૩૧ તે કાળે સહાર તુલ્ય નું, કીધું શીવેયુદ્ધ; અસુરતણીતોસેનામારી, વધાર્યું વિરૂદ્ધ ૩૨ તેની ગણુના વ્યાશે કીધી, સાંભળો સૌ મુનિરાય; વિસ્તારી સંભળાવુ તમને, સેનાની સંખ્યાય. ૩૩ એક લક્ષતો અશ્વ અનોપમ, હાથી વીશ હજાર; પાંચ કોટીતો પગપાળાઓ, મહારથી ત્રણુસેં ચાર. ૩૪ બીજાવાહનવાળાયોદ્ધા તેતો ત્રીશ હજાર; અતિરથી આદી યોદ્ધાઓ, કહેતાં નાવે પાર. ૩૫ એટલી સેના શીવે મારી, તે વેળા મુનીરાય; વળી વિદ્યુનમાળી રાક્ષસને કીધી ત્યાં મુરછાય. ૩૬ તે કાળે કમળાક્ષ કોપીયો બળીયો એહ અપાર; ધનુષ્ય તણોટંકાર કરીને, ગાજ્યો તેણે ઠાર. ૩૭ એવું દેખી વિષ્ણુએ પણ, કર્યો અતિ સિંહ નાદ; ચાપ ઝાલીને પણુછ ચઢાવી વળતી દીધો સાદ. ૩૮

વલણ-શાદ દેઇ કહેતાહવા, દુરગા કેરે દેવરે; અલ્યા દુષ્ટ મુક બાણતું, આ વખતે તતખેવરે. ૩૯

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન શહિતાયાં,
શિવ વિદ્યુનમાળી યુદ્ધ વર્ણનો નામ અષ્ટત્રિંશોડધ્યાયઃ ૩૮

## અધ્યાય ૩૯ મો-વિષ્ણુ અને કમળાક્ષનું યુદ્ધ.

રાગ મારૂ. બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; ચઢયા સંગ્રામે લક્ષ્મિનો નાથ, ઝાલ્યાં

આયુધ હાથ. ૧ પેહેરયું પિતાંબર સુરરાય. માથે મુગટ શ્રેષ્ટ સોહાય; કુંડળ મકરાકૃતી દીશે કર્ણ, ચત્રૂભુજ વપુ શામ વરણ. ૨ એવા શ્રીહરીઉપર સાર, મુકયાં રાક્ષશે બાણ અપાર; દે છે દેવતા દોદશ દોટ; થયો ચોત્રફ બાણનો કોટ. ૩ ગરજે સાંગ શકિત રણમાંય; છુટે ત્રિશુળ તોમર ત્યાંય, વાયુ વેગ જેવા શર છુટે, તેણે મસ્તક યોદ્ધાનાં તુટે. ૪ રથ ભાગે ને ચક્ર ચિરાય, ધ્રૂજે તેણે સમે ત્યાં ધરાય; પડે મુશળપટીને પાશ, દેવતાઓ કરે નાશા નાશ. ૫ ત્યારે ત્રિવિક્રમે પણ ત્યાંય, મુકયાં બાણ અસુરસેના માંય; વાળ્યો રાક્ષસનો સથરાણ થયું બેઉ પાસે ભુમરાણ. ૬ પાડે ઓદ્ધાઓ મુખે ચરાડ; પડે મુસ્તક તો જાણે પહાડ; પદરજ થકી તેણે ઠાર, થયો ધુંધળો આદિતય સાર. ૭ મુકે કસકસી કેશવ બાણ, પાડયું અસુર દળમાં ભંગાણ; કોઈને અશ્વઉપરથીપાડયા,કોઈનેપૃથ્વીની માંય પછાડયા. ૮કોઈના ચરણ તો સમુળાભાગ્યા, કોઈને કપાળમાં શર વાગ્યા; કોઈ અદકચરા કોઈ પુરા, ગાત્ર ભંગ કર્યા એમ સુરા ૯ તયારે કોપીઓ કમળાક્ષ વીર; મુકયાં સાયક રાખીને ધીર, વિશ્નુ રથના ઘોડા તો જેહ; માર્યા ક્રોધ કરીનેજ તેહ. ૧૦ છેદી ધ્વજાને સાયક ચાપ, પામ્યા તેથી પ્રભુ પરિતાપ; સુણી અસુર તણા ત્યાં હોકાર, તુટયા આકાશના બહુતાર ૧૧ કકડયું આખું ત્યાંતો બ્રહ્માંડ, ખળભળ્યા સૌ પૃથ્વીના ખંડ; શકિત દૈત્યની દીસે ઘણેરી; નાંખ્યા ગજ રથ ઘોડલા

ચોરી. ૧૨ એમ સેનાને કીધી, નિપાત, વરસ્યો શોણીતનો વરસાદ; ચાલી રૂધિરની સરિતાય, મુસ્તક યોદ્ધાનાં તેમાં તણાય. ૧૩ મૃત્યુ વેળા આવી જાણે ઢુકી, નાકી વિષ્ણુ સે નારણ મુકી; ચુવે લોહીથી દેવનાંશીશ, મોઢેપાડતા કારમી ચીસ. ૧૩ એવું દેખી વિષ્ણુ તેણે ઠાર, બેઠા બીજા રથમાં મોરાર; પછી દષ્ટી કરીનેરે વક્ર, લીધું શામળે હાથમાં ચક્ર ૧૫ પછી મંત્ર ભણી મુક્યું એહ, ચાલ્યું કર કર કરતું તેહ ઘોર ગર્જના તેમાંથી થાય, એકેકો ગાઉ અગ્નિ ઝરાય.૧૬ દેખી સૌની થઈ બંધત્રાક, ગ્રહમંડળ ચઢિયુંચકા;એવું ચક્ર અસુરપર ચડીયું, પણ લેશ અંગે નવ અડિયું. ૧૭ પુષ્પ તંતુનો જેવો ભાર લાગ્યુ દૈત્યને એજ પ્રકાર; ખરે ટાંકણે પાષાણ જેમ, ચક્રધાર ખાંડી થઈ તેમ. ૧૮ એમ જોરહરીનુ ન ચાલ્યુ, તયારેખડગ ફરી થકીઝાલ્યું; કરે ગોવિંદ તેથકી ઘાય, તારે શસ્ત્ર તે ભાગીજ જાય. ૧૯ એમ થાવા લાગ્યુ વળી છેક. તારે ત્રિકમે મુકયો ટેક; સમો તે કાળેતાં તો વિ ચારી, નાઠા નારાયણ નિશ્ચે હારી. ૨૦ એવામાં વિધુન્મા ળીની ત્યાંય; મુર્છા થયેલી વળી રણમાંય, ત્યારે અંતર માંહી વિચારી; આવ્યો નગ્રમાં હિમ્મતધારી. ૨૧ પછીમું-ડી તણું ધરયું ધ્યાન, ત્યારે ગોરજી આવ્યો તે સ્થાન; તેતો કહેવા લાગ્યો યતિરાજ, કેંમ શીષ્ય બોલાવ્યો તેં આજ. ૨૨ ત્યારે વિદ્યુનમાળી કહે નાથ, આવ્યા તે પણ યુદ્ધમાં એહ. ૨૩ આજ પડયો હુતો મુંછાંપામીઆવી એટલી નિશ્ચય

ખામી; માટે બતાવો કોઈઉપાય,જેથીસર્વેનેઆજજીતાય. ૨૪ ત્યારે ગોરજી કહે સુણુ બાળ. કર ઊપાસન આણે કાળ; મારણમોહનઆદિ બહુ મંત્ર,જાણું છું હું તો સઘળા તંત્ર. ૨૫ માટે મારૂં કહેવું સુણી આજ, કર ઉપાસન તણું કાજ; ભદ્રકાળી તણું અનુષ્ટાન, કરે જે કોઈ પ્રાણી નિદાન. ૨૬ તેતો અમ્મર નિશ્ચય થાય, કોઈ પ્રાણુ થકી ન જીતાય; એવું કહી મુડીએ તે વાર, ઘાલ્યો દઈત્યનેપાતાળે સાર,૨૭ વજ્ર પાંજરૂં બનાવ્યું ત્યાંય; પછી બેસાડયો તેહની માંય; એવી ગોરજીની કળા મોટી, કર્યા મંત્રથી ઓદ્ધાઓ કોટી. ૨૮ અકેકા ત્યાં પાતાળને દ્વાર, મુકયા તેર તેર લક્ષજ સાર. નવ લક્ષ વધ્યા વળી જેહ, રાખ્યા પાંજરા પાછળ તેહ. ૨૯ પછી દઈત્યને આપીયો મંત્ર, ભદ્રકાળી દેવીનો સ્વતંત્ર; તેને જપવા લાગ્યો અસુર, ધુપદીપ કરીને પ્રચુર. ૩૦ રહી એટલેથી એ કથાય, નાઠા રણમાંથી શ્રીજદુરાય; તેતો શંકરને મળ્યા ત્યાંય, નથી સ્વાસ માતો મુખમાંય૩૧ આવ્યો પુરૂહુત પણ તેણે કાળ,કષ્ટ થએલું કહેવા વિશાળ; તેણે સમે પિતામહ દેવ, આવ્યા તે પણ ત્યાં તતખેવ. ૩૨

વલણ. એવી રીતે હરીહર વિધિ, મળીયા ત્રણે દેવરે; દુર્ગા કહે તેતો કરે, ગોષ્ટી ત્યાં તતખેવરેરેરે. ૩૩

ઇતિ શ્રી શિવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં, વિષ્ણુ કમળાક્ષ યુદ્ધ વર્ણનો નામ એકોનચત્વારિંશોધ્યાયઃ ૩૯

અધ્યાય ૪૦ મો-વિષ્નુકળા વર્ણન.

રાગ શામેરી.

સુતપુરાણી એણીપેર બોલ્યા,સાંભળો સૈ મુનિરાય; વિસ્તારી સંભળાવું હવે, કેશવની કળાય. ૧ શંકરને સામ ળીઓ કહે છે, સાંભળોને મહારાજ, દઈત્યે મુજને મા-રીયો, કેમ કરી રહેશે લાજ. ૨ ચક્ર ગદાને સાયક બરછી તોમરને તરવાર;તે સઘળાંનિષ્ફળથઈ પડિયાં, અડીયાં નહિ લગાર. ૩ એવું સાંભળી શંકર બોલ્યા, શી કહું વિષ્નુ વાત મારાં પણ આયુદ્ધો સર્વે, વ્યર્થ ગયાં સાક્ષાત. ૪ તે માટે શો કરવો હાવે, આપણે તો ઉપાય; જેતે રીતે દાનવ કેરી, હાનિ નિશ્ચે થાય. ૫ તે કાળે બ્રહ્મા તો બોલ્યા, સાં-ભળો બેઉ ઇશ; હું કહું તે પરમાણે કરતાં, કાર્ય થશે આ દિશ. ૬ મેં પુર્વે વરદાન આપ્યું છે, ત્રણેને રાજન; તે સ-ઘળું સંભળાવું તમને સાંભળો સત્ય વચન. ૭ એકે બાણે ત્રણે નગ્રો, અસુર તણાં વિંધાય; વળી એ નગ્રમાં અમૃત-કુંડો; તે સઘળા સોશાય. ૮ ત્યારે એ રાક્ષસ ત્રણેનો, આવે નિશ્ચે અંત; તે માટે એ નગ્રને ભેદો, પશુપતિ બળવંત. ૯ એવામાં આકાશવાણી થઇ, શંકરની ઇચ્છાય; તેણેવિધુન માળીકેરૂં કૃત્ય કહ્યુ તદાય. ૧૦ તેને સાંભળી વિષ્નુ કહે છે, સાંભળોને પશુપાળ; તમે યુદ્ધ કરો આ ઠામે. હું જાઊં પાતાળ. ૧૧ અસુરતણું એ અનુષ્ઠાન તો, પુરૂં થાસે સાર; તો તો એ મરવાનો નહીં, સત્ય કહું આ વાર. ૧૨ તે કાળે

શીવે તો આપી વિષ્નુને આજ્ઞાય, પોતે લડવા ઉભા આવી રણુમાંહી તદાય.૧૩ પદ્મનાભ તો ચાલ્યા ત્યાંથી, સાથે વિનતા તન; પ્રથમ ડોઢીએ આવી ઉભા,બેઉ જણુા બળવંત. ૧૪ ત્યારે પેલા યોદ્ધાએતો,ખાળ્યા તેણુઠાર; વળતી દારૂણુ શસ્ત્ર લેઈને, મારવા માંડયો માર ૧૫ તે કાળે વિષ્ણુંએ મુકયું ચક્ર સુદરર્શન યાંય; તેથી સૌનાં મુસ્તક કાપ્યા, નાશ કર્યા ક્ષણુમાંય ૧૬ વળતી બીજે પાતાળે પણ કીધું એવું કામ; ત્રીજે ચોથે એમ કરીને, ગયા પાંચમે ઠામ. ૧૭ ત્યાં પણ ઓદ્ધાઓને મારી, ચાલ્યા દ્વિન દયાળ; છઠે સ્થાને આવી ઉભા, કાળ તણુા તો કાળ,૧૮ તે ઠેકાણે યોદ્ધાસાથે, યુદ્ધ કર્યું અપાર; વળતી સાતમે સ્થાને આવ્યા, ક્ષણું નવ લાગી વાર. ૧૯ ત્યાં ઉભેલા ઓદ્ધાઓનો ગરૂડે કીધો નાશ ચાંચવડે ચીરી નાંખ્યા સૌ, આણીને ઉલ્લાસ. ૨૦ તે ઠેકાણે મુન્તી બાંધી, બેઠો તો મુંડીશ. તેતો પુસ્તક કરમાં લઇને, પાઠ કરે તે દીશ. તેને બે ત્રણુ લાતો મારી, તોડી મુન્તી ત્યાંય; ગું ફ પાત્ર તો ફોડી નાંખ્યું. ગરૂડે હેલા માંય. ૨૨ એટલે એતો નાઠો ત્યાંથી, માયાવી બળવાન; મરૂસ્થલીમાં આવી પહોંચ્યો, ત્રાસી તેણે સ્થાન. ૨૩ ત્યાર પછી વિધુનમાળીનું હતું પાંજરૂં જેહ; તેને ચાંચાટીને તોડયુ તેમાં નહિ સંદેહ. ૨૪ વળતી એ રાક્ષસના ઉપર મારવા માંડયો માર; તો પણ એ નથો ઉઠતો પાપી, ધૈર્ય ધરીઅપાર ૨૫ ત્યારે શ્રીવિષ્ણુએ એની, ચોટલી ઝાલી સાર; આસન

થી ઘસરડી નાંખ્યો ક્ષણું નવ લાગી વાર, ૨૬ એટલે એ વિદ્યુનમાળીએ, ઉઘાડયાં લોચન; વળતી પ્રભુની સનમુખ ધાયો, શબ્દ કરી બળવન. ૨૭ ત્યારે ત્રિકમ નાઠા ત્યાંથી ગરૂડને લેઈ સંગ; શંકર પાસે આવી ઉભા, આણીને ઊમંગ. ૨૮ વિદ્યુનમાળી રણમાં આવ્યો, તારક કેરોતન; તે તો શીવને કહેવા લાગ્યો, મુખથી દુષ્ટ વચન. ૨૯ અલ્યા જોગટા તુજને મારૂ. સતિને પાડું શોક; વિષ્નુ કેરૂં મુળ ઉખેડું, લુટું વૈકુંઠ લોક. ૩૦ બ્રહ્માની તો દાઢી ઝાલી, ઉપાડું આવાર; તેની ત્રિદશપતીને કરવી, તીરંબાજી સાર. ૩૧ એમ કહીને શંકર ઉપર, મુકવા માંડયા બાણ; તેને સામુ સાયક મુકી, છેદે છે શુળપાણ. ૩૨ એવામાં બ્રહ્મા વિશ્નુએ, ખેલ કર્યો એક ત્યાંય;ગાય વાછડુ થઈને પેઠા, દૈત્યતણા પુરમાંય. ૩૩ અમૃત કેરા કુંડ ભરયાતા, શોષણ કીધા તેહ; જીભ વડે ચાટી સૌ પીધું, અમૃતતો વળી એહ. ૩૪ ત્યારે પછી ત્યાં શીવને આવી, કીધી સઘળી વાત;એટલે અવિનાશી તો હરખ્યા; અજન્મા સાક્ષાત, ૩૫ તે કાળે શીવે પણુ છોડયું પશુ પતાકા બાણ; તેણે કરીને ત્રણે નગ્રો વિંધ્યાં ત્યાં બળવાન. ૩૬ એટલે બળ એ રાક્ષસ કેરૂં, હણાયું મુનિરાય; શંકર કેરાં આયુદ્ધ તેતો, અંગે ના સહેવાય. ૩૭

વલણ સાયક સૌ શંકરતણાં, ભેદી નિકળે પારરે; દુર્ગા કહે તેણે કરી, કોપ્યો દૈત્ય કુમારરે. ૩૮

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં વિષ્ણુ કળા વર્ણનો નામ ચત્વારિંશોધ્યાયઃ ૪૦

અધ્યાય ૪૧ મો—વિદ્યુનમાળી ડર પ્રાપ્ત.

રાગ મલ્હાર.

સુત વધ્યા ત્યાં વાણિ, સહુ સાંભળો વિપ્રકુમાર;વળતી દઈત્યે ધાર્યું ત્યાં, મરવું તો નિરધાર; પણ પાછા નવ હઠવું, ત્રાસીને આણીવાર; એવા આસુરીનો સ્વામીરેરે હો, કોપે ચઢયો તે સમેરે; ટેક.૧ હલકારયો ત્યાં હાથી, તે શીવના સનમુખ આવ્યો; વળતી આંખ્યો કોઢી, ત્યાં વાસવને બો લાવ્યો, આજ તને નહિ મુકું, એ દાવજ મારો આવ્યો, એવો. ૨ એટલે વાયુ અગ્નિને ચંદ્ર સુર્ય તો જેહ, વરૂણ કુબેર યમરાજા જેને છે શિવ શું સ્નેહ; તે તો વઢવા લાગ્યા, અસુરની સાથે એહ; એવો. ૩ કટક કડાઝુડ બાઝયું ત્યાં દેવ દુંદુભી દીધાં; ત્રંબાળુ ગડગડીયાં, ઉપાડાં આયુદ્ધ લીધાં; વાહન ઉભાંરાખ્યાં, ત્યાં સામા સામી સીધાં;એવો. ૪ શેષ સરિખો કંપ્યો,ત્યાં દીગપાળ સહુ ચળીયા; ધ્રુજયો ધરૂવને મેરૂ, ત્યમ સીંધુતો ખળભળિયા;પગ ભુપર ના માંડે, એવા છે જોદ્ધા બળિયા; એવો. ૫ ગજરથ ઘોડા પાળા ને ઉડે છે આકાશ;ડક્ત કરેણા જેવો,ત્યાં દીસે આભ પ્રકાશ; ચોગમ આયુધ વરસે, ને વરતે ઝાઝો ત્રાસ; એવો. ૬ ગીરીજાપતી ત્યાં ગાજી, ત્રંબક તાણીને ધાય; ત્યમ તારક સુત સામા, મહા કોપ કરીને આવ્યા, તે વેળાએ દઈત્યે, ત્યાં પાછા તો હઠાવ્યા; એવો ૭ પાર્વતીપતીએ કોપી, અગ્ન્યાસ્ત્ર મુકીયું ત્યારે; દાનવ સેના બાળી, વરસાવ્યો વન્હી ભારે, એટલે

દઈત્યે મુકયું મેઘાસ્ત્રજ તેણીવારે; એવો. ૮ જળ વૃષ્ઠિ થઇ ત્યારે, સૌ અગ્નિતો ઓલાયે; શીતળતા બહુ પ્રગટી, વળી વાયુ શીતળ વાયો; એવી રીતે દઈત્યે તો, પડછો ત્યાં બતલાવ્યો; એવો. ૯વળતી વિદ્યુનમાળી, ત્યારે કોપ કરી ગડગડીઓ;ત્યારે ત્રિદશ કંપ્યાને ત્રાસજ તનમાં પડીઓ,જાણે મૃત્યુ કેરો આ અવસર આવી અડીઓ;એવો.૧૦ એકેકાસુર અંગે, તાંહાં સોસો સાયક વાગ્યા; તેથી ભડકી નાઠા, રણભુમી નિશ્ચે ત્યાગ્યા; માટે શીવને આવી, સો કરગરી કહેવા લાગ્યા;એવો.૧૧ અહો શીવ આ કાળે, આપો તમે આજ્ઞાય;આવેળાએ વઢતાંના ઉભું તો રહેવાય; તેવો દાનવ કેરોતો,માર સહનના થાય;એવો.૧૨હજુ અર્ભકછે નાના, ને ત્રિયાઓ ટળવળશે મિત્રસહોદરસર્વે,તે સંભાળી કળકળશે; કેટલીએક તો નારી,તે પતીની સાથે બળશે;એવો.૧૩ નહિ આપોજો આજ્ઞાતોઅધવચનાશીજઈશું;હાર્યા તો સહુકહેશે પાણજાતેજીવતારહિશું;સ્વર્ગ કદાપીલેશે,તોવાનપ્રસ્થસૌથઈ શુંએવો. ૧૪ કેશવ કંપી નાઠા, ત્યાં કોણુ ગજુ હમારૂં, આયુદ્ધ ભાગી જાએ, ત્યાં જય શી રીતે ધારૂં, માટે આજ્ઞા આપો તો સહુથી હાવે સારૂ;એવો. ૧૫ ત્યારે શીવજી બોલ્યા,સહુ સાંભળો સ્વર્ગ નિવાસી; રણ મુકીને જાતાં, આ જગમાં થાએ હાંશિ;માટે મરવું સારૂં,સંગ્રામે સુખવિલાશી. એવો. ૧૬ થાવાનું હશે તે થાશે,તે માટે શીદનેડરીએ; હઈડું રાખી હાથે,ના હિંમત તો પરહરીએ; આ વેળા થઈ એકઠા,

સહુ અપત યુધ તો કરીએ; એવો. ૧૭ એવી રીતે સહુને, ત્યાં શિવે હીંમત આપી, વળતી રૂંવેરૂંવે ત્યાં, રીસ ઘણેરી વ્યાપી; વિદ્યુનમાળી કેરો, મુગટ તો નાંખ્યો કાપી; એવો. ૧૮ અસુરને તે કાળે. અપશુકન ઝાઝા થાએ; ડાબી ભૈરવ બોલે, ને જમણી દુરગા જાએ; મર્કટ હરણાં આદી, તે તો પણ વામ પળાએ; એવો. ૧૯ દક્ષિણ ફાલુ બોલે શીર બાજ ઝપાટા મારે; કાગ કોશિને કુતરાં તે રડતાં વારે વારે; તેથી ગર્ધવ જાતી તો ભુંકે છે વળી ત્યારે; એવો. ૨૦ દીનકર દીસે ઝાંખો, ને મનડું તો ડર પામે; શિશ વિના પરછાયો, દેખાયો તેણે ઠામે; ધુળકટ ઉડવા લાગ્યું, પ્રગટયો અગ્નિ સહુ રોમે; એવો. ૨૧ તેજ શરીરનું તેતો, સહુ ઓચિંતુ હણા-યું; આજુબાજુ જોતાં, સહુ ઉજડ તો દરશાયું; જાણે જ-મના દુતનું, તેડું તો નીશ્ચે આવ્યું; એવો. ૨૨

વલણ. એવું દેખીને ડરયા, ત્રિપુરાસુર ત્રણ ભ્રાતરે; દુર્ગો કહે પછી તે વળી, કરતા યુદ્ધ અઘાતરે. ૨૩

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે જ્ઞાન સંહિતાયાં, વિદ્યુન્માળી ડરપ્રાપ્તો નામ ચત્વારિંશોધ્યાયઃ ૪૧

## અધ્યાય ૪૨ મો—શીવે ત્રિપુરાસુરનો વધ કરયો.

### રાગ મારૂ.

બોલ્યા સુતપુરાણિ વચન, સુણો શૌનકાદિ મુનીજન; પછી પીનાક લેઈ શુલપાણિ, મુકયું નારાચ બાણ તે તાણી. ૧ વાગ્યું દહિતને તેતો અનુપ, તારે મુર્છા પામી પડયોભુપ; તેથી હરખાયા દેવતા સાર, મિથ્યા મોઢે કહે છે મારમાર. ૨

સંતાયાતા તે આગળ થયા, ઝાલી આયુધને ઉભા રહ્યા; કરે ખોખારાને ભરે સ્વાસ, જણાવે લડયા એવું પ્રકાશ. ૩ વળી એવામાં મુર્છા તો સાર,વિદ્યુનમાળી તણી નીરધાર; તેવે જાગીને ગરજીઓ ઘોર, કર્યું શંકર ઉપરં જોર. ૪ ચઢે મેદીની તે સમે ચાક, વાગી ચોતરફ દહીતની હાક; વળતી સર્પમુખી મુકયો બાણ, લેવા પીનાકીકે રાજપ્રાણ. ૫ થઈ ગર્જના તે સમે ગાઢી, નાઠા નંદી ગીરીશને પાડીઃ તારે દેવતા પામીયા સોક, ત્રાહ ત્રાહ કરે ત્રણ લોક. ૬ પગપાળા થયા શિવરાય, મેદી આવીને સાયકે કાય;તેવે આદર્યું ત્યાં મલ્લ યુદ્ધ, બાઝકા દહીતની સાથે પ્રબુધ. ૭ એકએકના ખભા અથાડે, ઝાલી ચોટલી ને હેઠા પાડે; વળી ઉભા થાએ રણધીર, આંટીઘુંટી નાંખે બેઉ વીર. ૮ ગડદાપાટુ પછાડેરે અંગ, તેથી શિવનાં થયાં ગાત્ર ભંગ; પાડે બેઉ જણ મુખે ચીસ,સામાસામી અથાડેછે શીશ. ૯ છુટયો પરસેવો અંગમાંથી સાર,તેના રેલા ચાલ્યા નીરધાર; પછી વિદ્યુનમાળીએ તેવે, નાંખ્યા ઇશને અવનીમાં એવે. ૧૦ ઉપર બેશિને ઉધડાલીધા,'મારી ઢીકોને કચ્ચર કીધા; પછી શીવનો આવીઓ લાગ, તારે ઉભા થયા મહાભાગ. ૧૧ જાય દહિતને ઝાલવા જેવે, નાઠો અસુર ત્યાં થકી તેવે; જઇ બેઠો હાથી પર સાર, ઝાલ્યું ધનુશ બાણ તે ઠાર. ૧૨ તારે પશુપતિ મહાદેવ, બેઠા પોઠીએ ત્યાં તતખેવ;પછી મંત્ર ભણી તેણે ઠાર, મુકી અમોઘ શાંગજ સાર. ૧૩ તેનો જાતાં થયો

ગડગડાટ, ચીરી નાખ્યો હાથી ચડેડાટ; ત્યારે ગભરાયો તા-
રક તન, કર્યું કેકાણુકેરૂં વાહન. ૧૪ ત્યારે કોપીયા બહુ શિ-
વરાય, તાણી અશ્વથી પાડયો તદાય; નાઠો તે સમે પામીને
ત્રાસ, ત્યારે સામા દીઠા અવિનાશ. ૧૫ સૈન્ય પોતા તણું
જે અનુપ, તે તો સર્વે દીઠું શિવ રૂપ; રથ ઘોડા હાથી ઊંટ
જેહ, સર્વે શંકર દેખાય એહ. ૧૬ ત્યારે અસુરે જીત્યાની
આશા, મુકી તતક્ષણુ ત્યાં તો પ્રકાશ; માથે જોગણી ઝડપો
રે દેછે, ગીધ શમળિઓ તે ભમેછે. ૧૭ થાય આકાશે ઊલ-
કાપાત, વરશે રૂધીરનો વરશાદ; બોલે કાગડી ત્યાં તો ન-
મેરી, એમ કાળે લીધો એને ઘેરી. ૧૮ ત્યારે બોલ્યા શંભુ
તેણુ ઠાર, અલ્યા સાંભળ દૈત્ય કુમાર; તારો ઈષ્ટ હોય પ્રતિ
પાળ, તેને સંભારી લે આણુ કાળ. ૧૯ હવે તુજને હું તો
સંહારૂં, એક બાણુ કરિને મારૂં; એવું કહીને કાઢિયું બાણુ,
અર્ધ ચંદ્ર નામે નિરવાણુ. ૨૦ તેને મુકીયું આણીને રીશ.
છેદયું વિદુનમાળીનું શીશ; ત્યારે કમળાક્ષ તેહનો ભ્રાત,
આવ્યો સનમુખ તે તો સાક્ષાત. ૨૧ તેને પણુ તેવી રીતેજ
માર્યો, ત્રીજાને પણુ ત્યાંતો સંહારર્યો; પછી સૈન્ય હતું જેહ
શેષ, તેને પણુ ત્યાં મારયું મહેશ. ૨૨ વળી કેટલા દઈત કુ-
માર, નાઠા જીવ લેઈ નીરધાર; તે તો પાતાળમાં જઈ રહ્યા;
પ્રજા પુત્ર સાથે સુખી થયા. ૨૩ હવે શંકરકેરી સેનાય, ભુત
પ્રેતાદિ જેહ કહેવાય; તેને ઇશવરે આપી રજાય, લોહીમાંસ
ખાવાની તદાય. ૨૪ હવે ત્રિપુરાસુરની નાર, તેને જાણુ થયું

તેણે ઠાર; તારે કરતી એહ પોકાર; આવી ત્રણે જણ તેણે ઠાર. ૨૫ પછી કરવા માંડયું રૂદન,અશરૂધારા વહેછે લોચન.

વલણ. રૂદન કરયું વિધવિધ તણું,વદને બોલીજેહરે, દુરગો કહે શરોતા સુણો, વિસતારી કહું તેહરે. ૨૭

ઇતિશ્રી શીવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં શીવેન ત્રિપુરાસુર વધો નામ દ્વિચત્વારિંશોડધ્યાયઃ ૪૨

## અધ્યાય ૪૩ મો—ત્રિપુરાસુરની સ્ત્રીએ કરેલું રૂદન.

રાગ વેરાડી સોરઠ. સુત કહે મુની સાંભળો, કહું વિસતારી વાત; ત્રિપુરાસુરની તારૂણિ. મુખે બોલી સાક્ષાત, કીએ મુલક ગયા કંથજી. ટેક. ૧ કાળા અમારારે કર્મના, કીયા ભવના કહેવાય; અણચિંતવ્યું દુઃખ આવિયું, નાથ એનો ઉપાય. કીએ. ૨ અમે સહુ ભુંડા ભાગ્યની, તેથી કીધોરે ત્યાગ;નમેરા થઇ નથી બોલતા; થયા કપટી મહાભાગ કીએ. ૩ પાકી પીડા જેહ પ્રેમની, તેતો કોને કહેવાય; હાવે મેળો શી રીતે થશે, ઉઠે અતિ બળતાય. કીએ. ૪ વિકટ વિજોગનું નહિ મટે, દુઃખ દોહલું એહ; તે માટે તમને આ ના ઘટે,છેક દેવોજ છેહ. કીએ. ૫ મોહથી મન અમારાં હરયાં, બાંધી ગાઢીરે પ્રીત; માટે જરા ઝાંખો કંથજી, દયા ની એ રિત. કીએ. ૬ મુકી રખડતિરે રાનમાં, ગયા રિસાઈ રાજ; પણ દોષ અમારો શો હતો,જેથી કિધું આજ. કિએ. ૭ મળવાને મન અકળાય છે, તાલાવેલીરે તન; વિપળવર્ષ સમિ થઇ, ઘડી બ્રહ્માનો દન.કિએ.૮ શણગાર અમારી સેજના, વળી હઇઆના હાર, નેત્રના નાથજી વાવતા, પ્રાણ

કેરા આધાર. કીએ. ૯ વાહન ચઢિ ઘેર આવતા,દેતા દુરથી સાદ; થોડું થોડું હસતા મુખે,કરતા વિનોદ વાન.કિએ. ૧૦ અમારો તો નથી ચાલતો,દાવો દૈવની સાથ, જનમ નભાવાને ઝાલિઓ,અમે તમારો હાથ. કિએ. ૧૧ વ્હાવું ધાર્યું હતું તો અમોને, આગળ કરવીતી કંથ; રસ્તો હવે શી રિતે જડે, મેલિ લાંબેરે પંથ .કિએ. ૧૨ ન્યારાં નગર કયાં વસાવિયાં, રહ્યા કિએરે દેશ,કેઇ ધુતારિએ છેતર્યા,નાંખ્યો પાશ નરેશ.કીએ.૧૩ મનગમતાં કોણ માગશે, વસ્ત્રાભુષણ સાર, કંઠે આવી કોણ વળગશે, કરવા વાત વિહાર. કીએ. ૧૪ લોભીયાં લોચન ઝુરશે, તમો વિના હમેશ, કોણ મનોરથ પુરશે,કોણ કાપશે કલેશ.કીયે. ૧૫ નાથ વિખુટી નારિ થતાં, ભાગે સઘળો ભાર; પાસે ઉભું કોઈ ના રહે, ઓશીઆળો અવતાર. કીએ. ૧૬ બદલો પતિ તણો વળે કોઇ સભાગી કંથ; તે સઘળું તમે જાણો છો, રતિ શાસ્ત્રનો પંથ.કીએ,૧૭ સર્વસ સોંપ્યું અમે વળી, કિધી સારી સેવાય; તેનું આ ફળ તમે આપીયું,મુકિ નીત્ય રોવાય.કિએ. ૧૮ અલ્યા ઓ વિધાતા મુરખા, પાનું અમારૂં કાઢ, ઉપાડી લે હવે આ સમે, તારો માનીશું પાડ, કિએ. ૧૯ મુવાં હમારાં માતા પીતા, શિદ ઉછેરી ત્યાંય, મુળથી જો મારિ હોત તો, આવું થાત ન આંય. કિએ.૨૦ કોને આ કષ્ટ નડે નહિં, કેઇ રડે નહિ નાર; કેઈ પતિ વિના રહે સુખે, કેઈનો રહે ભાર ।કએ. ૨૧ પાપ કર્યાં હશે પુરવે,અમે ત્રણેએ અ-

પાર; તેણે કરી દુઃખ આવિયું, ઉતર્યાં સૌ અલંકાર. કીયે, ૨૨ નિંદા કીધી હશે વેદોની, જમતાં ઉઠાડયા વિપ્ર; ગાયને દુઃખ દીધું અતિ, નડયું તેતો આક્ષીપ. કીયે. ૨૩ ટુંકા નશીબની તારૂણી, હમેતમામ આજ સુખ મળ્યુંપણ નવરહ્યુ કંથળ્યુંમુળમાંકાજકીયે. ૨૪ સ્વામિપ્રથમ તમને વારિયા; કહી શિક્ષા અપાર, તોપણ યુદ્ધમાં આવીયા, વાર્યુંનાકરયું સાર કીયો. ૨૫ ગોજારા દેવેદગો કરી, માર્યા તમને આજ ટળવળતી અમે જોઇ રહી, ઉઠી અંતરમાં દાઝ; કીયે. ૨૬ સંપત્તિ તમારા સર્વથા, લેશે ત્રિદશઇશ તે કેમ જોયું અમેજ શે, માટે બોલો આદીશ, કીયો. ૨૭ દેહ જતાં દુનિયા ગઇ, ગયું નાણુંને નામ નાતજાત એતો સૌ ગયું ગયુંગામનેઠામ કીયે. ૨૮ પેટી પટારે ઊધેઇ આવશે, સળશે ધાન્ય કોઠાર, ખવાઈ જશે રૂડા ચોપડા, લુંટાશે રે ભંડાર, કીયો, ૨૯ દુકાનો એ દવ લાગિયો, થયું રાજનું છાજ મંદિર મશીદ થઇગયાં બગડયું બધુંયકાજ કીયે, ૩૦ તમનેદેખીતે દેવત્રાસતા, નમતા નિત્ય નિદાન, તેણે તમોનેજમારીયા, વેળાઆ બળવાન કીયે, ૩૧ એવું કહીતેહ નારીએ, પૃથ્વી પછાડયાં શીશ, મુસ્તકના કેશ તોડીયાપાડીદારૂણચીસ, કીયે. ૩૨ વળતી બળવાતેના સંગમાં, ત્રણે એ કીધોવિચાર, પોતપોતાનાપતિ તણાં, લીધાં મુસ્તક સાર; કીયે. ૩૩ ચીતા ખડકી બેઠીતેહમાં, જાતા દેવ તમામ એની મેળે અગ્નિ ઉપન્યો ભસ્મથઇ તેણે ઠામ કીયે, ૩૪ તે સમેશંકરે તેહનું કીધું ઝાઝુ વખાણ

ધન્યધન્ય મુખે ઓચર્યા, સત્યજાઈ નિરવાણ; કીએ. ૩૫
વલણ અસુર ત્રિયા એમ દગ્ધ થઈ લેઈ સ્વામિનું શીશરે
દુર્ગો કહે પછી દેવતા, વિનવે ઉમયા ઇશરેરરે. ૩૬

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં ત્રિપુરાસુર સ્ત્રિણાં વિલાપ વર્ણંનોનામત્રિચત્વા રિંશોઽધ્યાયઃ ૪૩

### અધ્યાય ૪૪ મો. લિંગની ઉત્પત્તિ.

### રાગ મારૂ.

બોલ્યા સુતપુરાણી વચન, સુણો શૌનકાદિમુનિજન; પછી દેવો બધા તેણે ઠાર, કરતા શંકરની સ્તુતિ સાર. ૧ જયજય સનાતન શીવ, જય જય સંહારક જીવ, જયજય પરમાત્મા દયાળ, જયજય જ્યોતી પ્રતીપાળ ૨ તમોનિરગુણ ને ગુણવાન, ભયહારક શ્રી ભગવાન; ઊર્ધ્વરેતાને ઓંકારરૂપ, વિશ્વમુર્તિ વિભુ વિશ્વભુપ. ૩ કર્યો ત્રિપુરાસુરનો કાળ, આપ્યું સુખ અમોને વિશાળ; તેનો કરીએ ઉપકાર, ધન્ય ધન્ય તમોનેજ સાર. ૪ અજન્માને અનાદિ મહેશા, તાત સર્વના છો જી સુરેશા; વેદ નિગમ કહીને ગાય, તેતો તમે સદાશિવરાય. ૫ એવાં દેવનાં સુણી વચન, બોલ્યા તે સમે પંચ વદન; અહો દેવ તમે આણે સ્થાન, માગો મારી પાસે વરદાન. ૬ ઘણો પ્રસનછું હું તો આજ, માટે કરીશ તમારૂં કાજ; ત્યારે બ્રહ્માદિ દેવતા સર્વ, બોલ્યા મનથી મુકીને ગર્વ ૭ અહો શીવ સુણોને વાચાય, આપો ભક્તિ તમારી સદાય વળી જયારે પીડે દઈત્ય દુષ્ટ, ત્યારે હણજો તેને થઈ તુષ્ટ. ૮ સુણી દેવતાની એવી વાણી,

વધા અસ્તુ એવું સુળપાણી; પછી પોતાનો લેઇને સાથ, ગયા કઈવાસેનિરગુણ નાથ. ૯ ત્યારે દેવતા ત્યાં તો તમામ આવ્યા પોતપોતાને મુકામ; બ્રહ્મા બ્રહ્મ લોક માંહી ગયા, વિષ્ણુ વૈકુંઠે સુખીયા થયા. ૧૦ ખાનપાન કરે સૌ દેવ, જપે મુખે સદા મહાદેવ; એમ કરતાં વિત્યા ઘણા દન; નથી ચિંતા કોઈનેજ મન. ૧૧ એક સમે બ્રહ્મા થયા ખુશી, ત્યારે તેડીયા તમામ રૂશિ; પછી તેહને કહે છે વચન, ભાઈ શ્રેષ્ટ છે શીવપુજન. ૧૨ માટે ચાલોને મારી સંગાથ, જહાં બિરાજે વૈકુંઠનાથ; તેનેપુછીએસમસ્તવાત, શીવપુજનકેરી સક્ષાત. ૧૩ એવું કહીનેચતુરાનન,ચાલ્યાવિપ્રોને તેડીમહા વન; તેઓ આવિયા વૈકુંઠમાંય,રમાપતિવસેછેજત્યાંય.૧૪ તેને દેખીને વિષ્ણું દયાળ, ઉઠીઉભાથયા તત્કાળ; પછીઆપીને શુભ આસનબોલ્યા કુશળતાનાં વચન૧૫ અહો બ્રહ્મા તમેકેમઆવ્યા,સાથેવિપ્રોનેશામાટેલાવ્યા કહોંકારણુતેઅભિરામપાળુંઆજ્ઞાહુતોઆણેઠામ. ૧૬ સુણી વિસણુતણી એવિ વાણી, બોલ્યા બ્રહ્મા અતિ હર્ષ આણી સુણો કેશવજી મારી વાત,નિત્યકરવું શું તેતો સાક્ષાત. ૧૭ ત્યારે વિસ્નુ બોલ્યા રાખી હામ સુણો બ્રહ્માદિ વિપ્રો તમામ; સૌથી શ્રેષ્ટ મુને તો જણાય, શીવલિંગ તણી તો પુજાય. ૧૮ શિવલિંગપુજે નહિ જેહ, આત્મઘાતી કહેવાય છે તેહ; મોટી હાની તો તેહને થાય, દરિદ્રના તે સદ્ય પમાય. ૧૯ શિવલિંગ પુજેજેહ જન થશે ભુપતિનો તેહ તન; છત્ર ચામરસાથે ધરાય, માન

ઉત્તમ તેતો પમાય. ૨૦ દિર્ઘ આયુશને નહિ રોગ, મનવા છીત ભોગવે ભોગ; રતિ રંભા જેવી રૂપવાળી; મળે સુંદરી શબ્દ મરીળી, ૨૧ અણિમા આદિ સિદ્ધિયો સાર, આવી સર્વ વસે તેને દ્વાર; મિત્ર વાહન વિદ્યાને જ્ઞાન, અલંકાર આભુષણ ધાન્ય. ૨૨ ટકે હમેશ તેહને ઘેર, નવ થાયે કોઈ સાથે વેર; વળી મુક્તિ ઈચ્છે જેહ પ્રાણી, તેને મુક્તિ મળે નિરવાણી. ૨૩ માટે શ્રેષ્ટ છે લિંગ પુજાય, જેથી ત્રિવિધ તાપ પળાય; એવાં શિશનુનાં સુણી વચન, થયા બ્રહ્માદિ વિપ્રો પ્રસન્ન ૨૪ ત્યારેકેશવે આણી કૃપાળ. તેડયા તમામ દેવો તદાય; તેમાં વિશ્વકર્મા મુનિ જેહ, આવ્યા તે પણ આણીને સ્નેહ. ૨૫ તેને કહેવા લાગ્યા ચક્રપ્રાણિ, પ્રેમ સર્વના ઉપર આણી; સુણી વિશ્વકર્મા આણીવાર, રચો વિધ વિધનાં લિંગ સાર. ૨૬ ત્યારે વિશ્વકર્મા મુનિ જેહ લિંગ બનાવવા લાગ્યા તેહ; તેણે તમામ ધાતુનાં ત્યાંય, લિંગ બનાવિયાં ક્ષણમાંય. ૨૭ મણિ સોનું રૂપું તાંબુ જેહ, હિરા રત્ન મોતી લહો તેહ; માટી ચંદન કાષ્ટ પાષાણ, સ્ફાટિક ગોમય ભસ્મ પ્રમાણ. ૨૮ દધિમાં ખાણ પિષ્ટ પ્રવાળ, કર્યાં એહનાં લિંગ તે કાળે; પછી વિષ્ણુજીએ તેણે કાર, કર્યો અંતરમાંહી વિચાર. ૨૯ જેવું જેને ઘટે તેવું ત્યાંય, આપ્યું શીવ શીવલિંગતો કરમાંય; વળતી તેહનો પુજા પ્રકાર કહયો સમસ્તતો નિરધાર. ૩૦ તેને સાંભળીને અભિરામ, ગયા પોતપોતાને મુકામ; કરતા લિંગ પુજા પ્રિતિ

આણી, શીવ શીવ વદે એવી વાણી. ૩૧તેણેકરીને આનંદ થાય, શોક સ્વપ્ન વિષે ન જણાય; એવો સાંભળીને ઈતિહાસ; બોલ્યા શૌનકાદિ તો પ્રકાશ ૩૨ અહો સુત સુણો આણીવાર, કહયો લિંગોત્પત્તિનો પ્રકાર; પણ તેહનું જેહ પુજન, કહો વિસ્તારીને બળવન. ૩૩.

વલણ. એવું સાંભળી બોલિયા. સુત મુનિ તે ઠારરે; દુર્ગા કહે તેતો કરે, પુજનનો વિસ્તારરે. ૩૪.

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
લિંગોત્પત્તિ કથનોન્નામ ચતુઃ ચત્વારિ શોધ્યાયઃ ૪૪

## અધ્યાય ૪૫ મો. નિરગુણની ઉપાસના.

રાગ સામેરી. સુત પુરાણી એણી પેર બોલ્યા, સાંભળો સૌ મુનિરાય; વિસતારી સંભળાવું હાવે, શિવપુજન મહિમાય. ૧ જાતિ ધર્મનું કર્મ કર્યું છે, ધર્મ શાસ્ત્રમાં જેહ; તેતો સૌ નિષ્કામે કરવું, તેમાં નહિં સંદેહ. ૨ સારી રિતે કર્મ કર્યાંથી, ચિત્તની શુદ્ધિ થાય; તે કાળે કરતા પ્રાણીથી કેવળજ્ઞાન પમાય. ૩ માટે જયાં સુધી આત્મતત્વનું નથી ઉપજયું જ્ઞાન, ત્યાં સુધી સર્વે સતકર્મો, છોડવાંનહિ અભિરામ. ૪ તિર્થાદિસતકર્મો કરતાં,તપ ઉત્તમ કહેવાય; તપ કરતાં જપ ઉત્તમ, ધ્યાન કહ્યું નિરધાર, સર્વ કર્ણમાં શ્રેષ્ઠ એહછે, સુણીએ વિપ્ર કુમાર. ૬ ધ્યાનથી ઉત્તમ જાણો એવો; સ્વરૂપ દૃષ્ટિ વિવેક; તેથી ઉત્તમ કાંઈ નવ કહેવું, છેવટ એતો છેક. ૭ જ્ઞાની ધ્યાની ઠેરાઠેરાચિત્તમાં, દૃઢ નિશ્ચય હમેશા; તેથી તેનિ પાસે રહે છે, સર્વ કાળ સુરેશ. ૮ જ્ઞાની

પુરૂષનો દોષ નિવારણ, ઊપાય એ તો જ્ઞાન; જ્ઞાની જ્ઞાનવડે મુકાય, શ્રુતિનું એહ નિદાન. ૯ સર્વ ઠેકાણે શિવને જોશે, તેમાં નહિ કાંઈ ભેદ; શત્રુ મિત્ર સમ ભાવે સમજે, જ્ઞાની તો નિર્વેદ. ૧૦ એ પ્રમાણે વિષય સેવતાં, ઇંદ્રિયોના સાર; યોગ્ય ભોક્તાને બ્રહ્મ પ્રમાણે, લેપાએ ન લગાર. ૧૧ સ્વરૂપ દ્રષ્ટિવાળા પ્રાણી તો ત્રિકાળમાં કોઇ ઠામ; લૌકિક કર્મ કરે નહિ પ્રીતે, હોમાદી અભીરામ. ૧૨ લિંગ તણી પુજા કહી તમને તેના બેઊ પ્રકાર; અભ્યંતરને સ્થુળ એવી છે, સંજ્ઞા તેની સાર, ૧૩ આભ્યંતરલિંગને જોનારા, જ્ઞાની જે કહે-વાય; તેતો બેઊ કર્મો નથી કરતા, વિકર્મી સદાય ૧૪ એની મેળે ઇંદ્રિ ધર્મે, જે કાંઈ કર્મ કરાય; પણ તેને માને નહી મનથી, હર્ષ ખેદ નવ થાય. ૧૫લિંગસ્વરૂપનાદર્શન માટે, સાધન બે નીરધાર; અંતરંગ ને બહિર કહ્યું છે, સઊ ઠેકાણે સાર.૧૬ એવું સાંભળી શૌનકબોલ્યા, અંતરઆણી પ્રેમ; અભ્યંતર સાધન કહો અમને; વિસ્તારીને તેમ. ૧૭ ત્યારે મુનીવર પ્રત્યે બોલ્યા; સુતપુરાણિ સાર; અંતરંગ સાધન કહું હાવે, વિસ્તારી આ વાર. ૧૮ મળ વિક્ષેપ એ દોષ ન દીસે, જે માંહિ લગાર; તેવો અતી વૈરાગ મનમાં, વીવેક સહિત નીરધાર. ૧૯ સંપતિ ખટ જેહ કહી છે, તે પણ તેમાં હોય; મુમુક્ષતા પણ જાણો ભેગી, જ્ઞાતા સર્વે કોય.૨૦ એટલાં લક્ષણ હોયે જેમાં,તે અધીકારી જન; પણ એક ખામી તેમાં રહેછે,સ્વરૂપનું આચ્છાદન,૨૧ તે ખામી

તો તર્ત હણાએ, ગુરૂ જ્ઞાને નીરધાર; અંતરમાં શીવલિંગ દેખશે, પ્રગટ પ્રભુ તે ઠાર.૨૨ ત્યારે મુનિઓ કહેવા લાગ્યા, સાંભળો સુત વચન;મળ વીક્ષેપ સમજાવો અમને,સંપત્તિ સાધન.૨૩એવું સાંભળિ સુત બોલીયા, સર્વ કાળ નિર્લેપ; પાપ એહ મળ કહે છે ભાઇ, ચંચળતા વિક્ષેપ. ૨૪ મિથ્યા જગ સત્ આત્મા જાણે, તેહ વિવેકી જન; એવા ભોગ રૂચે નહિ એ તો, વેરાગી પાવન. ૨૫ શમ દમ શ્રદ્ધા સત્વ ગુણુ માં, સમાધાન ઉપરામ;છઠી તિતક્ષા કવિજન કહે છે, શા ધન તે સઉ ઠામ.૨૬ વિશય થકી મન રોકે તેને, શમ નિશ્ચે કહેવાય; તેવી ઇન્દ્રિઓને રોકે,તેની દમઆખ્યાય. ૨૭ બ્રહ્મ વેતા ગુરૂવાણિ ઉપર નિશ્ચળ જે વિશ્વાસ,સમાધાન તો તેને જાણો,મનવિક્ષેપનો નાશ. ૨૮ સાધન સુદ્ધાં સર્વ કર્મનો, ત્યાગ્ય હોય જે ઠામ;વિશયભોગ વિશ જેવા જાણે,તેનું નામ ઉપરામ. ૨૯ તાપ ટાઢ ને ભુખ તરશનો, હોએ સહન સ્વભાવ; તેને તીતીક્ષા ઓચરે, દેહ ધર્યાનો લાવ. ૩૦ મોક્ષ પામવા માટે કરે, પ્રભુ કેરૂં સોધન;મુમુક્ષુતા તેને પરમાણો, ઉત્તમ એ સાધન.૩૧અધીકારીના લક્ષણકેરી,સમજણ કહી આ સાર;તેવો જન જે હોયે તેને,થાશે જ્ઞાન અપાર. ૩૨ તે વેળાએ શૌનક આદિ, બોલ્યા સૌ મુનિજન; જ્ઞાન વિષે જે ભેદ હોય તે,સંભળાવો શુભ મન.૩૩એવું સાંભળી સુતબોલીયા, આણીને ઉલ્લાસ; અહો વીપ્ર સુણજો એક ચીતે; સર્વે ભેદ પ્રકાશ.૩૪જ્ઞાનતણા તો સપ્ત ભેદ છે, મુનિ કહી

એ સાત;વિસ્તારી સઘળી કહુ તમને,આવેળા સાક્ષાત.૩૫ શુભ ઈચ્છા સુવીચાર સર્વદા, તનુ માનસા સોય; ચોથી સત્વાપત્તિ જાણો,ગુરૂ ગમથી સૌ કોય. ૩૬ અસંસક્તી એ ભુમિકા તો, પંચમી શ્રેષ્ટ ગણાય, તેવી પદાર્થા ભાવીની, તેતો છઠી ભુ મુનિરાય. ૩૭ સપ્તમી તુરયા શ્રેષ્ટ જાણવી, છેલ્લો એહ મુકામ; સંશય નહી કોઇ વાતે એમાં, સઘળે સ્વાત્મારામ. ૩૮ શુભ ઈચ્છા ઉર્વિનું લક્ષણ, વિષય તણો હોય દ્વેશ; વિષ્ણુ ભક્તિ વૃત્ત તિર્થમાં પ્રીતિ, આઠે પહોર હમેશ. ૩૯ બીજી ભુમિકાની મધ્યે, ઉપજે તત્વ વીચાર; હું તે કોણ ને કયાંથી આવ્યો, કોણુજ આ સંસાર. ૪૦ ત્રીજી તનુ માનસની માંહિ, મનનો પ્રત્યાહાર; શુદ્ધસ્વરૂપ પોતાતણું તેતો, ઓળખાએ તે ઠાર. ૪૧ ચોથી સત્વાપત્તિ માંહી, સ્વરૂપનું ચિતવન થાય; નામ રૂપ એ બેઉ તે તો, નાશવંત દરશાય. ૪૨ આત્માને ઉપાધી તેને, ખુલ્લાં દેખે એહ; અનુભવશક્તિ ઉત્પન્ન થાએ, તેમાં નહિ સંદેહ. ૪૩ અસંસક્તિમાં તનમન કેરૂં, છુટે સૌ અભિમાન; તદ્દાકાર રહે સ્વરૂપના માંહિ, દ્રઢ નિશ્ચય તે સ્થાન. ૪૪ તેવી રીતે બુદ્ધયાદીક સૌ, તત્વમાં થાય અભાવ;તેને પદાર્થા ભાવિની કહે છે, શષ્ટી ભુમિનીરાવ. ૪૫ સપ્તમી તુર્યા માંહિ નાંહિ; હું તું વળી નિરવાણ; એક સ્વરૂપ સઘળે દેખાએ, ભાવાભાવ ન જાણ. ૪૬ એવી રીતે સાદ ભેદ એ, જ્ઞાન તણા નિરધાર; તે સઘળાને પામે તે તો, પુરો જ્ઞાની સાર, ૪૭

એવા જે કોઈ પ્રાણી હોએ,તે તો શંકર રૂપ; અંતર લીંગને દેખે એતો, આઠે પહોર અનુપ. ૪૮ એવું સાંભળી શૌનક બોલ્યા, સાંભળો સુત વચન; અંતર લીંગ તણું શી રીતે, જ્ઞાની કરે પુજન. ૪૯ ત્યારે સુત વદ્યા ત્યાં વાણી, સાંભળો સરવે વિપ્ર; જ્ઞાનીની પુજા સંભળાવું, તમને તો વળી ક્ષીપ્ર. ૫૦ મન શુદ્ધ એતો જળની ધારા, ચિત્ત સ્થિર ચંદન જાણ; પ્રેમ રૂપી તો પુષ્પ કહાવે; વિનય વસ્ત્ર નિરવાણ. ૫૧ ધ્યાન ધુપ લાગે સૌ કાલે, જ્ઞાનદીપ નિરધાર; સ્વરૂપ દૃષ્ટિએ જાપ અનોપમ;નિશ્ચે નઈવેદ સાર.૫૨ દયા દક્ષણા ફળ શ્રદ્ધાનું, તાંબુળ તો ઉલ્લાશ, આત્માર્પણ એ આરતી જાણો, વૃત દીનતા વિશ્વાસ. ૫૩ સત્ય વચન તે તપ ઉત્તમ છે, સુરતા સ્તોત્ર પ્રમાણ; ગુરૂ સેવા એ યાત્રા મોટી, મોટી જગ્ત વખાણ. ૫૪ ગુરૂ આજ્ઞા ગાયત્રી કહીએ, મંત્ર નો સાચો એતે; ગુરૂ કૃપા તે મોક્ષ જાણવો, તેમાં નહિ સંદેહ. ૫૫ ધ્યાન મુળ એ ગુરૂની મુર્તિ, અંતરમાં દેખાય,તેવી વૃત્તિ રાખે ચિત્તમાં, તેતો જ્ઞાનિ થાય. ૫૬ આવી રીતે અંતર સાધન, કરશે જ્ઞાની જન; તે સઘળાને યુક્ત પ્રમાણો, શીવ મુર્તિ પાવન. ૫૭ તેનું દર્શન સેવા થાતાં, પ્રલ્લે થાએ પાપ; અંતરમાં અજવાળું થાસે, સુઝે નિશ્ચે આપ. ૫૮ ત્યાગીનો રસ્તો આ કીધો, ગૃહસ્થથી નવ થાય; તે માટે સંસારીને તો, કરવી સ્થુળ પુજાય. ૫૯

વલણ. એ રીતે સુતે કહિ, અંતર શીવ પુજાયરે;

દુર્ગો કહે હાવે કહું, સ્થુળ લિંગ મહિમાયરે. ૬૦

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં નિર્ગુણ ઉપાસન વર્ણનો નામ પંચચત્વારિંશોધ્યાયઃ ૪૫

## અધ્યાય ૪૬ મો. શીવની સ્થુળ પુજા

### રાગ મારૂ.

બોલ્યા સુતપુરાણિ વચન,સુણો શૌનકાદી મુનિજન; સુક્ષ્મલિંગ તણું ઓળખાણ, નથી થયું વળી નિરવાણ. ૧ કરવું ત્યાં સુધી સ્થુળ પુજન, અતિ આદર આણિને મન; લિંગ અધ્યાત્મને પામવાય, સ્થુળ પુજન એ છે ઉપાય. ૨ વિના આધારે મુળથી સાર, નવ ઉંચું ચઢાએ લગાર; ક॰ હયાંતાં ત્રોક્ત સર્વ ઉપાય, વિના મુર્તિ કોને ચઢાવાય, ૩ નથી થયું અધ્યાત્મનું જ્ઞાન, સુક્ષ્મ લિંગ તણું તો નિદાન; કરે ત્યાં સુધી નહિજ જન, સ્થુળ લિંગતણું તો પુજન. ૪ તેહ નર્ક તણો અધીકારિ, પામે કષ્ટ અતિશય ભારી; જેવી શકિત પોતા તણી સાર,કરવી તેવી પુજા નિરધાર.૫ વિના પુજનને વળી દાન; નથી ટળતું પાપ નિદાન; રહ્યા જયાં સુધી દેહમાં દોષ, નવ ત્યાં સુધી થાય સંતોષ. ૬ પ્રતિમા દેવની પુજે સાર, ઉપજે અંતરમાં સુવિચાર; ત્યારે ચિત્તની શુદ્ધિજ થાય,તેની પુંઠળ જ્ઞાન પમાય, હવે સુત કહે સુણો બ્રહ્મ, કહું સ્થુળ પુજા તણો મર્મ રહે પાછલી બે ઘડી રાત, ઉઠવું તે વેળાએ સાક્ષાત. ૮ પછી વિષ્નુ તણું તેણે સ્થાન, ધરવું અંતર માંહીજ ધ્યાન; વળતી તિર્થમાં કે નિજ ઘેર, સ્નાન કરવું આનંદ ભેર. ૯ વસ્ત્ર ધોએલું પેહેરવું ત્યાંય,ભ

જવા ભક્ત પતિ દિલમાંય; ન્હાતી વેળાએ હમેશ સાર,તી-
ર્થનામનો કરવો ઉચાર. ૧૦ તેવા ગુરૂ ભૃગુ રવી સોમ, ન·
વ તોડવાં તે દહાડે રોમ; તેલ ચોળવું નહી વળી સાર,ચોળે
તો દુ:ખ થાય અપાર. ૧૧ બુધ શૌરી સોમે સુખ થાય,
વધે તેજ અને પ્રભુતાય; વળી શ્રાદ્ધ ગ્રહણને દન, તેલ ચો·
ળવું નહી શુભતન. ૧૨ એવો શ્રુતિ સ્મૃતી તણો ન્યાય; તેહ
તોડતાં દોષ પમાય; સ્નાન કીધા પછીથી હમેશ, કરવું તિ-
લક તો વળી એશ. ૧૩ તેહ તીલકના પાંચ પ્રકાર, કહું
વીસ્તારીને આણિવાર; ઉર્ધ્વ પુંડ્ર ત્રિપુંડ્ર કહેવાય, અર્ધચંદ્ર
ત્રીજું મુનિરાય. ૧૪ વંશપત્ર જેવું નિરવાણ, પારિજાતક
પુષ્પ પ્રમાણ; એહ પાંચે કહ્યા ભેદ સાર, તેમાં ઉત્તમ બે
નિરધાર. ૧૫ ઉર્ધ્વપુંડ્રને ત્રિપુંડ્ર જેહ, સૌથી શ્રેષ્ટ કહેવાય છે
એહ; શીવ વિષ્નુના ભક્તને સારૂ, ઉર્ધ્વપુંડ્રને ત્રિપુંડ્ર પ્યારૂ.
૧૬ શુદ્ર હોયે કદી શીવ ભક્ત, જ્ઞાન વૈરાગ્ય માંહિ આશક્ત
તોય ઊર્ધ્વપુંડ્ર કરવું સાર, ત્રિપુંડ્રનો નથી અધીકાર.
૧૭ કહી તીલક ભેદની વાત, કરવું તેહ પ્રમાણે સાક્ષા-
ત; તિલક કર્યા વિના કરે કર્મ, તે તો નિષ્ફળ થાયજ
પર્મ. ૧૮ છેવટ ભસ્મ પાણિ તણું સાર, કરવું તિલક તો
નિરધાર; પછી નિત્યકર્મ હોયે જેહ; કરવું સઘળું આણિને
સ્નેહ. ૧૯ વળતી લેઇ બધા ઉપચાર, જાવું દેવળ હોય તે
ઠાર;ત્યાંતો ઉલ્લાસ આણિને એશ, પહેલા પુજવા દેવ ગણે-
શ, પછી નંદિ ભ્રંગી તણી સાર, કરવી પુજા વળી નિર-

ધાર; તેવો દ્વારે રહ્યો દેવ જેહ;મહોદર નામે ગણુ તેહ.૨૧તેને પુજવો ત્યાં અભીરામ, રાખી અંતરમાં અતિહામ; વળતી પારવતિ દેવિ કેરી, કરવી પુજા તો ત્યાંજ ઘણેરી. ૨૨ ધુપ-દિપ નૈવેદ્યાદિ સાર, બધા ચઢાવવા ઉપચાર; વળતિ પુજ-વા જક્ત નિવાસ, દઢ આશાને બેશી પ્રકાશ.૨૩ કરવું શંક-રનું આવાહન, તેનો મંત્ર ભણી મહામન; તેવી આસના દિજે ક્રિયાય, કરવી તેહ પ્રમાણે તદાય. ૨૪ પંચામૃતે કરા વવું સ્નાન, તિર્થવારી વડે તો નિદાન.બધાં ચઢાવવાં ઉપ-ચાર, ગંધાક્ષત આદિ નિરધાર.૨૫ ધુપદિપ નૈવેદ્યાદિ જેહ, પાસે મુકવા આણિને સ્નેહ; ધ્યાન આરતિને પુષ્પાંજળી, કરવું તે પણ ત્યાં બધું વળી. ૨૬ તેવો વિસર્જનાદિ પ્રકાર કરવો છેવટે તે નિરધાર; પ્રથમ શીવને કરાવતાં સ્નાન, જળધારા કરવી તેણે સ્થાન. ૨૭ તેહ કાળે ત્યાં વે-દના મંત્ર, શિવ સહસ્ત્ર નામ સ્વતંત્ર; તેનો ઉચ્ચાર કરવો સાર, વળી ભણવું સ્તોત્ર તે ઠાર. ૨૮

વલણ-એ રીતે વળી બોલિયા, સુત ભટ્ટ મહાકાયરે; દુર્ગો કહે એ તો કહે, પુજનનો મહિમાયરે. ૨૯

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં, શિવસ્ય સ્થુળપુજા વર્ણનો નામ ષડચત્વારિંશોઽધ્યાયઃ ૪૬

### અધ્યાય ૪૭ મો-શિવપુજા.

#### રાગ મારૂ.

ધારા કરી રહ્યા પછી વિપ્ર,આખા ચોખા ચઢાવવા ક્ષિપ્ર; તેવા કામના પ્રમાણે સાર, ધાન્ય ચઢાવવાં નિરધાર. ૧

તેનાં વીસ્તારીને કહું નામ; સુણો શ્રોતા તમે આણે ઠામ; તલ વ્રીહિ અડદ ઘઊં જેહ, ચોખા સર્શવતો વળી એહ. ૨ લક્ષ એક છે તેનું પ્રમાણ, તે સૌ ચઢાવવાં નિરવાણ; તેમ ચઢાવતાંતેણે ઠાર, ભણવો કામના મંત્રજસાર. ૩ દાણેદાણે ભણવો મંત્ર એહ, નવરાખવોતેમાંસંદેહ;હવેપુશ્પ ચઢાવવાં ત્યાંય, કહું વીસ્તારી તે ક્ષણમાંય. ૪ જેવી કામના આપ ણી સાર, તેવાં પુષ્પ લેવાં નિરધાર; દુર્વા દર્ભ અને બીલી પત્ર, કમળ કરવીર ધંતુર તત્ર. ૫ શંખા ફુલી તુળશી તેણે ઠાર, તેવો અગથીયો ને કલ્હાર; લક્ષ લક્ષ ચઢાવવાં એહ, મંત્ર ભણીને નિશ્ચય તેહ. ૬ વિધિ પુર્વક કરવી પુજાય, પંચામૃત સહિત તદાય; ત્યારે બોલીયાવિપ્ર કુમાર,સુણોસુત તમે નિરધાર. ૭ ધાન્ય પુષ્પધારા કહી જેહ, તેણે પુજવા નિર્ગુણ દેહ; પણ તે થકી શું ફળ થાય કહો વિસ્તારીતે આ વેળાય. ૮ ત્યારે બોલિયા સુત વચન, અતિ દીલમાં થઈ પ્રસન્ન ફળો કેહેવા લાગ્યા તેણે ઠાર, શાસ્ત્ર પ્રમાણે તો નિરધાર. ૯ શતપત્રી કમળ બીલી જેહ, આપે લક્ષ્મિ અતિ ઘણી તેહ; તેમ દુર્વા થકી મુનિરાય, વધે આયુષ્યલાંબુ સદાય. ૧૦ કનક પુષ્પ આપે પ્રજા તન, સદા આનંદ ઉપજે મન; પણ રાતી ડાંડી વાળો સાર, હોય ધંતુર જો નિરધાર. ૧૧ તો તે તેણે કરી નિરધાર, થાય પ્રસન્ન બહુ શીવ સાર; વધે કિર્તિ અગથી એથી સારી, તુલસી પત્રે મળે મુક્તિ ભારી. ૧૨ અર્ક પુસ્પ ને કુબ્જ કલ્હાર, તેણે પ્રતાપ વધે

અપાર; જ્યાં કુસુમ પુષ્પથી ત્યાંય, શત્રુ મર્ણ પામે ક્ષણુ માંય. ૧૩ કરવીર પુષ્પથી વ્યાધિ હણાય, બંધુક પુષ્પથી વસ્ત્ર પમાય; જાય પુશ્પે જો થાય પુજન, તોતો તર્ત મળે છે વાહન. ૧૪ અળસી પુશ્પે વિશ્નું રાજી થાય, આપે કાન્તિ ને લક્ષમી સદાય. ૧૫ શમીપત્રે જો પુજે મહેશ, તોતો મુક્તિ મળે જન એશ; મલ્લિકા પુશ્પ જો ચઢાવાય, તો તો સુંદર નારી પમાય. ૧૬ યુથિકા પુશ્પથી મળે ધાન્ય, દર્ભ ચઢાવ્યાથી વધે માન; બીલીપત્રે કરીને તમામ, મળે સંપત્તિ તો અભિરામ. ૧૭ શંખાપુલી એ નિર્મળ મન, નિર્ગુંડી પુશ્પથી સારૂ તન; તલ પુશ્પથી મુક્ત પમાય, રાઈ પુશ્પે શત્રુ નાશ થાય. ૧૮ એમ શીવને ચઢે બધાં ફુલ, વિના કેતકી ચંપો અમુલ્ય.

વલણ. ચંપો ને વળી કેવડો ન ચડે શીવને સારરે; દુર્ગો કહે વળી તેહને, શ્રાપ થયો નિરધારરેરેરે. ૧૯

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
શીવપુજા વર્ણનો નામ સપ્તચત્વારિંશોઽધ્યાયઃ ૪૭

### અધ્યાય ૪૮ મો. પુજાવિધિ વર્ણન.

સુત પુરાણી એણીપેરે બોલ્યા, સાંભળો સૌ મુનિરાય; વિસ્તારી સંભળાવું હાવે, ધાન્ય પુજા મહિમાય. ૧ એક લક્ષ જો વ્રીહિ ચઢાવે, શીવઉપર બળવાન; તેણે કરીને અંતે પામે, સ્વર્ગ લોકનું સ્થાન. ૨ તેવી રીતે ઘઉં અરપ્યાથી, વંશની વૃદ્ધિ થાય; મગ પુજનથી સૌપ્રાણીને, મન વાંચ્છિત પમાય. ૩ અડદ ચઢાવ્યે રોગ હણાયે, તલથી

મુક્તિ પામે; ચોખાથી સતકિર્તિ થાએ, સંકટ સર્વે વામે. ૪ પ્રીયંગુ ચડાવે જે કોઈ, શીવ ઉપર સદાય; તેણે કરીને દીન દીન તેના, ધર્મની વૃદ્ધિ થાય. ૫ એવી રીતે બીજાં પણ બહુ, ધાન્ય ચઢે છે સાર; તેણે કરીને રાજી થાયે, ઉમા તણા આધાર. ૬ હાવે ધારા પુજન કેરી, વિસ્તારી કહું વાત તે સર્વે શ્રોતા સાંભળજો, અથ ઇતિ સાક્ષાત. ૭ જળધાર કરવાથી જાયે, પ્રાણી કેરો તાવ; વળી સુખ શંતતિ કેરૂં આપે; આ દુનિયામાં લાવ ૮ ઘૃત ધારા કરવાથી નિશચે, પ્રાણી પામે પુત્ર; પુત્ર તણે ઘેર પુત્ર સાંપડે, વાધે અતિ ઘર-સુત્ર ૯ મુત્ર રોગીને વ્યંડળ હોયે, પ્રાણી તો વળી જેહ; તેણે ઘૃ ધારાથી કરવું, પુજન તો વળી એહ ૧૦ દુધ તણી ધારા કરવાથી, દાહનીશાન્તિ થાય, તેમાં શાકર ભેળવે તો તો, સદબુદ્ધિ પામાય. ૧૧ શત્રુના સંતાપને માટે, કરવી તેલની ધાર; અત્તર ચંદન ધારાએથી, વૈભવ વાધે સાર, ૧૨ સરસવ તેલની ધારા કીધે, શતરૂ પામે મર્ણ; મધ ધારાથી નાશ થાય છે, ક્ષયવ્યાધ આચાર્ણ. ૧૩ ઈક્ષુરસનીધારાથી તો, સર્વે સંકટ જાય; તેવી ગંગાજળ ધારાએ, મુકિત સઘ પમાય. ૧૪ તે ધારા ક્યાં સુધી કરવી, તેનો કહું વિસ્તાર જેથી મનમાં શાન્તિ થાયે, નિશ્ચે આણી વાર. ૧૫ અચુત મંત્ર ભણવા તે કાળે, આણી ઝાઝો પ્રેમ; તેવી રીતે ધ્યાન જ ધરવું, શીવ રાજી રહે એમ. ૧૬ ત્યાર પછી અગિયાર વિપ્રને, જમાડવા તે ઠાર; વળી સાધારણ હોમજ કરવો;

દશાંશ તેણી વાર. ૧૭ બ્રાહ્મણને જમાડયાવિના, સર્વે નિ-
ષ્ફળ થાય; તે માટે તે ભુલવું, નહીં પ્રાણીને સદાય. ૧૮
ધાન્ય પુષ્પને માટે પણ, આ નિયમ છેઅળવાન; તે પ્રમાણે
તેણે કરવું, શ્રદ્ધાથી સૌ સ્થાન. ૧૯શત્રુ મારણ વિધિમાંહી;
ફારફેર છેજેહ; વિસ્તારી તેતા શઘણું, તેમાં નહિ સંદેહ.
૨૦ એકસોને એક બ્રાહ્મણ હોયે, સુપાત્રને વિદ્વાન; તે સ-
ઘળાને પ્રિતિ આણી, જમાડવું મિષ્ટાન. ૨૧ એક ગાય ને
એક વૃષભનું, કરવું ત્યાંતો દાન; આહુતિ દશાંશ આપવી,
ત્વરાથકી તે સ્થાન. ૨૨ તેથી શત્રુ નાશ પામશે; ક્ષણુંએ
કમાં સાર; એવો વિધિ સાચોછે સત્ય કહું આવાર. ૨૩
તેવી રીતે રાજ્યની ઇચ્છા, જો હોયે નિરવાણ; ત્યારે પાર્થિ
વેશ્વર કરવા, દશ કોટી પરમાણ ૨૪ તેમાં એક એક લિંગને
માંથે, એક એક અક્ષત સાર, વળી એકેકું પત્ર બીલીનું,
ચઢાવવું નીરધાર. ૨૫ પાંચ કરોડ પાર્થિવ કીધાથી, નરથાયે
દીવાન, લોક વીષે બહુ માન મેળવે, નૃપના મુખનું પાન.
૨૬ એવી રિતે એક લક્ષ કરે, પાર્થિવેશ્વર જેહ; તો તો નીશ્ચે
બંધન તુટે, તેમાં નહી સંદેહ. ૨૭ અર્ધલક્ષથી રોગ હણાયે,
શ્રુતીનો એવો ન્યાય, પા લક્ષે તો કન્યા પામે, સુંદરી તે શુભ
ગાય. ૨૮ વિદ્યા ઈચ્છા માટે કરવા, સાડા બાર હજાર; તેવી
શત્રુ પીડા ટાળવા, સહસ્ત્ર દશ નીરધાર. ૨૯ શત્રુ કેરા મૃત્યુ
માટે, લક્ષ માપ કહેવાય; તેનું અર્ધ કર્યાથી નીશચે, નર
નારી મોહાય. ૩૦ સમર્થ નૃપને જીતવા માટે, કરવા કોટી

એક; તેનેઅરધે વશ થાયછે, રાજા રાણી છેક. ૩૧ પાંચકરોડ પાર્થિવ કીધાથી, મુકિત અંતે થાય; એક કોટીથી જ્ઞાન પમાયે, ત્રણથી શીવ દરશાય. ૩૨ મૃત્યુંજયનો મંત્ર ભણીને, દર્ભ ચઢાવે જેહ, તેની મુકિત થાયે, તેમાં નહિ સંદેહ. ૩૩ કેટલા તો અજ્ઞાની લોકો, કહે છેકલ્પિત વાત; દર્ભ ચઢાવે શતરૂ કેરી, થાયે નિશ્ચે ઘાત. ૩૪ પણ એ તોનિશ્ચેખોટુંછે, કલ્પિત ગાલ્ર કથાય; દર્ભ ચઢાવે મુકિત પામે, વેદનોએવો ન્યાય. ૩૫ એવું સાંભળી શૌનક મુની, બોલ્યા તેણે ઠાર; અહો સુત ધન્ય ધન્ય તમોને, ધન્ય બુદ્ધિ નિરધાર. ૩૬ પુસ્પ પુજામાં બોલી ગયા તમે, પુર્વેભટકુમાર; ચંપો કેતકી ન ચઢે શીવને, કોઈ વખતે નીરધાર. ૩૭ તેનુંકારણ કહોને અમને, વિસ્તારી આ ઠામ; જેથી સંશય મનનો જાયે, શાન્તિ મળે અભિરામ. ૩૮

વલણ—એવું સાંભળી બોલિયા, સુતભટ મહાકાયરે, દુર્ગો કહે તે તો કહે, પ્રશ્નતણો મહિમાય રે રે રે. ૩૯

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
પૂજાવિધિવર્ણનોનામ અષ્ટચત્વારિંશોધ્યાયઃ ૪૮

### અધ્યાય ૪૯ મો —કેતકીને શ્રાપ.

રાગ મારૂ-બોલ્યા સુતપુરાણીવચન સુણો શૌનકાદિ મુનિજન; એક દિવસ કેરી વેળાય, હતા ફલ્ગુતીરે રઘુરાય. ૧ સાથે સીતા ને લક્ષ્મણ વીર, વન યાત્રા કરતા રણધીર; આવ્યું શ્રાદ્ધ પિતાનું તે દન ત્યારે વિચાર્યું દસરથ તન. ૨ કરવું આપણે શ્રાદ્ધ આ ઠાર, જેથી પુર્વજો પામે ઉદ્ધાર;

એવું વિચારીને રઘુરાય, આપી લક્ષ્મણને તો આજ્ઞાય. ૩ જાઓ ભાઈ તમે આણીવાર, નગ્ર માંહી વળી નિરધાર, લાવો ઘી ખાંડ ને દુધ લોટ, જેથી શ્રાદ્ધમાંઆવેન ખોટ.૪ એવું સુણીને લક્ષમણ ભ્રાત, ગયા નગ્રનીમાંય સાક્ષાત; થઈ વાર ઘણી તેણે ઠામ, ત્યારે શોધવા ચાલ્યા શ્રીરામ. ૫ રહ્યાં એકલાં સીતા તે ઠાર, જેના ધ્યાનમાં દેવ મોરાર; થયો તે સમે ત્યાં શ્રાદ્ધ કાળ, તોય આવ્યા નહિ રઘુ બાળ, ૬ ત્યારે સીતાએ વિચારયું મન, જશે શ્રાદ્ધનો કાળ પાવન, માટે શ્રાદ્ધ કરૂં હું તો સાર, નાહી ધોઇવળી આણીવાર. ૭ એમ વિચારી સીતાએ ત્યાંય, સ્નાન કરયું પછી નદીમાંય; પહે રયું ધોએલું વસ્ત્રતે ઠાર, કરયું આચમન નિરધાર. ૮ વળતી ઇગુંદીનું ફળ જેહ, કરયું આસન તો વળીએહ.પછી હરકાંઇ વસ્તુના સાર, કર્યા પિંડ પોતે નિરધાર, ૯ નામ લેઇ મુકે નીચે જેવે, ત્રણ હાથ જણાયા ત્યાં તેને; એતો નદીતણા જળમાંય, સુશોભિત દેખાય છે ત્યાંય. ૧૦ ત્યારેસીતાજી એ તેણે ઠામ, પુછયું તેહને તો અભિરામ; અહો પુર્ષ તમે કોણ કહાવ્યા, કેમ આ સમે હસ્ત બતાવ્યા. ૧૧ ત્યારે બોલીયાદશરથરાય, સુણોપુત્રવધુ આ વેળાય; હું તોસસરો તમારોજ સારનામદશરથતે નિરધાર, ૧૨ આપ્યુંતેં અમને પિંડદાન, તેણે ત્રપ્ત થયા આણે સ્થાન; થયું પુરણ શ્રદ્ધ તો આજ, થજો સિદ્ધ તારાં સૌ કાજ. ૧૩ સુણી સીતાજી બોલ્યાં વચન, અહો ભ્રાત સુણો શુદ્ધ મન તમે દેખાડયા

મુજને હાથ, અલંકાર સહીત સાક્ષાત. ૧૪ તેને નહી માને તમારા તન, ત્યારે ખેદ થશે મારે મન;એવું સુણીને દશરથ રાય,બોલ્યા ફરીથી ત્યાં તો વાચાય. ૧૫ અહો સીતા સુણો મારી વાણ, રાખો સાક્ષી તમે નીરવાણ; તેહ પુરશે શાખ તમારી,કહેશે વારતા સૌ વિસ્તારિ. ૧૬ એવું કહીને દશરથ રાય, ગયા પીત્રે ત્યાં લોકે તદાય; ત્યારે સીતાજીએ તેણે ઠામ.ચાર સાક્ષી રાખ્યા અભીરામ.૧૭ નદી અગ્નિને કેવડો ગાય, તેને કહેવા લાગ્યાં ત્યાં વાચાય;તમે ચારે જણાં ગુણ-વાન, સત્યવકતા સદા આણે સ્થાન. ૧૮ માટે આવે મારા સ્વામિનાથ,પુછે શ્રાદ્ધતણી વળો વાત;ત્યારે દીઠું તમેહાલ જેવું,કહેજો તેહને મોઢેજ તેવું.૧૯ આવ્યા એવામાં શ્રી ર-ઘુનાથ, લેઈ શ્રાદ્ધનો સામાન હાથ; તે તો શીતાને કહે છે વચન, કર રસોઇ તું શુદ્ધ મન. ૨૦ ગયો શ્રાદ્ધ તણો આજ કાળ,થશે અસુર કાળ વિશાળ; એવું સુણીને જનકકુમારી, થઈ વિસ્મિત તે તો વિચારી. ૨૧ નવ બોલી કશું તેણે ઠાર, રહી મૌન વળી નીરધાર; ત્યારે રામે પુછયું તેને ત્યાંય, વિ-ચારો શુ પ્રિયા દીલમાંય. ૨૨ એવું સુણી પતીનું વચન,બો-લ્યાં સીતાજી ત્યાં શુધ્ધ મન;અહો સ્વામિ સુણો મારી વાત, કર્યું છે શ્રાદ્ધ મેંતો સાક્ષાત.૨૩ પીતા તમારા એ નીરધાર, લીધા હાથ કાઢી પિંડ સાર; એવું સાંભળીને તેણે કાળ, બોલ્યા લક્ષ્મણપ્રત્યે દયાળ. ૨૪ અહો ભરાત શું બોલે આ નારી, વાત સંશય યુક્તજ ભારી; વર્ષો વર્ષ કરતો હું તો

શ્રાદ્ધ, વિધીયુકત અને નીરબાધ. ૨૫ તોય હાથ કાઢી કોઈ સ્થાન, નથી તાતે લીધું પિંડદાન; તો આ સ્ત્રીનું શી રીતે મનાય, એતો અસત્ય બોલે વાચાય. ૨૬ એવું કહી હસ્યા કીરતાર, ત્યારે બોલ્યાં ફરી સીતા નાર; અહો સ્વામી હસો છો શું આમ, પુછો સાક્ષીદારોને આ ઠામ. ૨૭ શ્રાદ્ધ કીધા તણો મેંતો સાર, સાક્ષી રાખ્યાછે વચમાં ચાર; ફલ્ગુ અગ્નિ ને કેતકી ગાય, તેને પુછતાં સંશય જાય. ૨૮ ત્યારે રામચંદ્ર ત્યાં સાક્ષાત, પુછી ચારે જણાને એ વાત; ત્યારે મોહપામી સહુ તેહ, બોલ્યાં અસત્ય વારતા એહ. ૨૯ નથી ખબર અ મને સાર, એવું બોલીયાં મુખથી ચાર; ત્યારે હશીને શ્રી રઘુનાથ, બોલ્યા લક્ષમણ કેરીજ સાથ. ૩૦ રસોઇ કરવી પડે માટે આજ, કર્યું ત્રિયાએ કપટ કાજ; એવું સુણી સીતાએ તે ઠામ, કરી રસોઇ તો અભીરામ. ૩૧ બેઠા શ્રાધ કરવા રઘુનાથ, પાસે ઉભા છે લક્ષમણ ભ્રાત; તેણે સમે તો ત્યાં તતકાળ, થઈ આકાશ વાણી વિશાળ. ૩૨ બોલ્યા દશરથ શ્રી મુખે સાર, કેમ પુત્ર બોલાવે આવાર; કર્યું સીતાએ શ્રાધ તમામ; અમે ત્રપ્ત થયા આણે ઠામ ૩૩ નથી ઇચ્છા હવે જમ્યા કેરિ, કહી વાત આતો ખરેખરી; બોલ્યાતે સમે સુર્ય વચન, સત્ય વાત એ જુગજીવન. ૩૪ કર્યું સીતાયે શ્રાધ તો જેહ, જોયું દ્રષ્ટિ થકી મેં તો તેહ; ત્યારે સકળ વિ-શ્વના પ્રાણ, કરવા લાગ્યા સીતાનું વખાણ. ૩૫ ધન્ય ધન્ય ત્રિયા તને આજ, કરયું ઉત્તમ આ સમે કાજ; સાચવ્યો તેં

તો શ્રાધનો કાળ, કીધા તાતને ત્રપ્તવિશાળ. ૩૬ તેણે સમે અતિ ક્રોધ આણી, બોલ્યાં સાક્ષી પ્રત્યે સીતા વાણી;અરે ફલ્ગુ તને છે ધીકાર, જુઠું બોલી તું તો આણીવાર. ૩૭ માટે ગુપ્ત વહેજે નિરધાર, સમાઇ જા પૃથ્વીમાંહી સાર; પછી ગાયને કહે સુણ વાત, તને શ્રાપ દેઊં છું સાક્ષાત. ૩૮ તારૂં અશુધ્ધ રહેશે વદન, પુંછ ત્રિકાળમાંહીપાવન; વળતી અગ્નિને કહે નિરધાર. સર્વ ભક્ષી થજે તું તો શાર. ૩૯ મળમાંશાદિ વસ્તુઓ જેહ, કરજે ભક્ષણ તું પણ એહ; અહો કેતકી સ્થાવર જાત બોલી મુખથી અસત્ય વાત. ૪૦ માટે શીવની પુજામાં સાર, નહિં આવું તુંતો નિરધાર; એમ ચારે જણાંને તે કાળ, દીધો સીતાએ શ્રાપ વિશાળ. ૪૧ તેથી કેતકી કેરૂંજ ફુલ, નથી શંકરને અનુકુળ. ૪૨

વલણ—એ રીતે સુતે કહી,કેતકીશ્રાપ કથાયરે, દુર્ગો કહે હાવે કહે ચંપાનો મહિમાય રે રે રે, ૪૩

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
કેતકીશ્રાપવર્ણનોનામ એકોનપંચાશતમોધ્યાયઃ ૪૯

અધ્યાય ૫૦ મો—ચંપાને શ્રાપ.

રાગ શામેરીસુત પુરાણી એણીપેર બોલીયા, શાભળો ને રૂષિરાય; વિસ્તારી શંભળાવું હાવે, ચંપક શ્રાપ કથાય.૧ દક્ષિણ દિશામાંહી સુંદર, શિવાલય વિશાળ, ગોકર્ણેશ્વર નામ તેહનું, ઊમાપતિ પશુપાળ.૨ તેનું દરશન કરવામાટે, નારદજી રૂષિરાય; તે તો શત્વર આવી પહોંચ્યા, આણીને શ્રધ્ધાય. ૩ તેણે રસ્તા માંહી દીઠું, ચંપકતરૂનિરધાર; જેનાં

પુષ્પ સુગંધીવાળાં, શોભા અપરંપાર. ૧ વિપ્ર એક ઉભો છે ત્યાંહી, ચંપક કેરી પાસ; તેણે છાબ ભરી ફુલોની, આણીને ઉલ્લાશ. ૫ એવામાં નારદને દીઠા, વીપ્રે તેણે ઠામ; ત્યારે પુષ્પની છાબડી ઢાંકી, વસ્ત્ર વડે અભીરામ. ૬ તેને દેખી નારદ બોલ્યા, સાંભળ બ્રાહ્મણ વાત, વસ્ત્રવડે તેં શું ઢાંકયુંએ, તેતો કહે સાક્ષાત. ૭ એટલે બ્રાહ્મણ બોલી ઉઠયો, સાંભળોને મુની દેહ; ભીક્ષા લેવા માટે જાઉં છું, ઢાંકયું પાત્રજ એહ. ૮ એવું સાંભળી નારદજી તો, ચાલ્યા ત્યાંથી સાર; શીવ મંદીરમાં આવી પહોંચ્યા, ક્ષણું ન લાગી વાર. ૯ ત્યાં શંકરનું દરશન કીધું, સ્તુતી કરી બળવાન; વળતી ત્યાંથી ચાલ્યા પોતે, બ્રહ્માના સંતાન. ૧૦ એવામાં ચંપાનાં ફુલાં, ભરી છાબમાં સાર; પેલો બ્રાહ્મણ મળીયો ત્યાં તો, મારગમાં નીરધાર. ૧૧ તેને મુનીએ ફરીથી પુછયું, સાંભળને મહારાજ; છાબ વીષે તું શું લેઈ આવ્યો, સત્ય કહે તે આજ, ૧૨ ત્યારે ફરીથી જુઠું બોલ્યો, બ્રાહ્મણ કેરો તન; ભિક્ષા ન મળી મુજને આજે; વ્યર્થ ગયો આ દન. ૧૩ એવી રીતે ઉત્તર દીધો, બ્રાહ્મણે તે ઠાર; પુષ્પ આણ્યાનીવાત છુપાવી, યુક્તિથી નીરધાર. ૧૪ વળતી નારદ ચાલ્યા ત્યાંથી, આણી અદકો રોષ, ચંપા પાસે આવી ઉભા, પામીને સંતોશ. ૧૫ ત્યાર પછી તે વૃક્ષને પુછયું, બ્રહ્મા પુત્રે સાર; અહો તરૂ તું સાચું કહેજે, આ વખતે નીરધાર. ૧૬ તારી પાસે વીપ્ર ઉભો તો, બ્રાહ્મણકેરો બાળ; તેણે તારાં કેટલાં તોડયાં, ફુલાં આણે કાળ.

૧૭ તે કાળે ચંપો પણ બોલ્યો, નિશ્ચે જુઠી વાણુ કોણ વિપ્ર ને પુષ્પજ કેવાં, તું છે કોણ અજાણ. ૧૮ એવું સાંભળી નારદપાછા, શીવને ઠામ; ત્યાં ચંપાનાં પુષ્પ ચઢેલાં દીઠાં બહુ અભીરામ. ૧૯ એ પુષ્પોની ગણતી કીધી, મુનીએ હેલામાંય; તેતો સોને એક થયાં છે સરવે મળીનેત્યાંય. ૨૦ તે ઠેકાણે સિદ્ધ હતો એક મહાત્મા યોગી જન; તેને નારદજીએ પુછયું, પ્રીતિથી વચન. ૨૧ અહોસિદ્ધ આ કોણે ચઢાવ્યાં, ચંપા કેરાં ફુલ; તે સઘળું વિસ્તારી કહોને, આ વખતે સમતુલ્ય. ૨૨ ત્યારે તે યોગીશ્વર બોલ્યા, સાંભળો મુનીવર વાત; વિપ્ર એક આવ્યો તોતોહમણાં,છાબડી લેઈ સાક્ષાત. ૨૩ તેણે સર્વે પુષ્પ ચઢાવ્યાં, મંત્ર ભણીઆકાળ; તેથી તેના ઉપર રહે છે, રાજી સદા પશુપ.ળ. ૨૪ ચંપક પુસ્પતણી પુજાથી, એ બ્રાહ્મણને સાર, નગ્રતણો રાજાવશ રહે છે, આપે દ્રવ્ય અપાર. ૨૫ દાનાધ્યક્ષ કરીને થાપ્યો, રાજાએ હમેશ; તેથી બહુ વિપ્રોને પીડે,નિત્ય પમાડે કલેશ. ૨૬. કોઈ બ્રાહ્મણને રાજા આપે,પોતે કંઈકશું દાન; તેમાં અરધો ભાગજ લે છે, વિપ્ર એહ તે સ્થાન, ૨૭ એવું સાભળી નારદ આવ્યા, શંકર કેરી પાસ; તેતો શીવને કહેવા લાગ્યા, આણીને ઊંલ્લાસ. ૨૮ અહો ઈશ કયમ દુષ્ટ વિપ્રને દીધો ભોગવિલાસ જેથી નિરધન જીવને પીડે, વિભાગ લેતે પાસ. ૨૯ ત્યારે શંકર કહેવા લાગ્યા સાંભળોને મુનિરાય; ચંપક પુસ્પતણી પુજાથી, વશ થાઊં સદાય. ૩૦ પાપી પણ

ચંપાના પુલથી પુજે મુજને સાર; તો તો તેના દોષ ગણું નહીં, આપું અતિ ભંડાર. ૩૧ એવામાં એક બ્રાહ્મણી આવી લાગી શીવને પાય; વળતી એતો કહેવા લાગી, રડતી રડતી રાય, ૩૨ અરે શીવ શુ કહું હું તમને, નથી કરતાકાઇ કયાસ; દુષ્ટ વિપ્ર નૃપ વલ્લભ તેને આપ્યો ભોગ વિલાસ. ૩૩ ચંપક પુષ્પે તનને પુજી, વશ કીધો ભુપાળ, તેથી સો દ્વિજને સંતાપે, એ બ્રાહ્મણ આ કાળ. ૩૪ ત્યારે નારદ કહેવા લાગ્યા, સાંભળ દ્વિજનીનાર, તુજને શું દુઃખ દીધુંએણે તેતો કહે આ વાર. ૩૫ એટલે વિપ્રતણી પત્નિ તો, બોલી તેણે ઠામ; મુજ સ્વામિ ચરણે લુલો છે, અપંગ તો અભિરામ. ૩૬ વળી એક પુત્રી પરણાવાની, થઇ છે આણેકાળ; ત્યમ ઘરમાંથી કોડીએકે, કરવું કામ વિશાળ. ૩૭ તે પુત્રીને પરણાવવાને, મુજ સ્વામિયે સાર; નૃપની પાસે દ્રવ્ય માગ્યું, આ વખતે નિરધાર. ૩૮ ત્યારે તે રાજાએ આપ્યું. મુજ સ્વામિને દાન; તે તો મારા પતિએ લીધું, હાથોહાથ નિદાન. ૩૯ તેમાં અરધો ભાગ માગે છે, બ્રાહ્મણ એ મુજ પાસ વળી એ રીતે દે છે ઝાઝો, બહુ વાતોએ ત્રાસ. ૪૦ ત્યારે બ્રહ્મા પુત્રે પુછી, પુનરપિ તેને વાત; રાજાએ શું દાન આપીયું તેતો કહે સાક્ષાત. ૪૧ એવું સાંભળી બ્રાહ્મણી બોલી, શ્રવણ કરો મુનિરાય; અલંકાર સંગાથે આપી, રાજાયે તો ગાય. ૪૨ તેમાં અરધો ભાગ માગે છે પાપીએ દ્વીજ તન; આવી રીતે સોને પીડે, દયા નથી કંઇ મન. ૪૩

એવી વાણી સાંભળી બોલ્યા, બ્રહ્માના કુમાર; અહો શીવ ગૌ જેવી વસ્તુ, નથી ઉત્તમ કંઈ સાર. ૪૪ પુજય વસ્તુમાં તત્વ એહ છે, વેદ તણિ તો માત; આખું વિશ્વ રહ્યું છે એ-માં,ગૌ અંગે સાક્ષાત. ૪૫ તે માંહી વિભાગ લેવાને, ઇચ્છે વિપ્ર કુમાર, આવું મોટું પાપ કર્મથી, નથી ડરતો આવાર. ૪૬ તોપણ કાંઇ શીક્ષા નથી કરતા, પારવતીના નાથ, સેવ-ક જાણી સહન કરો, અતી મોટો અપરાધ. ૪૭ તે વેળા એ શંકર બોલ્યા, સાંભળો ધાતા તન; તમને રૂચે તે પર-માણે, દો શીક્ષા શુભ મન; બ્રાહ્મણ એ સેવક મારો પણ, કીધો અતી અન્યાય;તે માટે શીક્ષા કરવાને, આપું હું આ-જ્ઞાય.૪૯એવું સાંભળી નારદ ચાલ્યા, આવ્યા ચંપા પાસ; વળતી તેને પુછવા લાગ્યા, વાણી સત્ય પ્રકાશ. ૫૦ અરે વૃક્ષ સાચું કહે મુજને, પુનરપી પુછું વાત; કીચો વિપ્ર લેઈ જાએ તારાં,ફુલાં તો સાક્ષાત.૫૧ ત્યારે ચંપો જુઠું બોલ્યો, ગર્વ આણિને મન; પુશ્પ નથી લેઇ જાતો મારાં, બ્રાહ્મણ કેરો તન.૫૨ એવું સાંભળી નારદજીએ, દીધો તેને શ્રાપ; અરે દુષ્ટ બે ફેરા બોલ્યો, જુઠું આપો આપ.૫૩ તારાં પુશ્પ ચઢે નહી શીવને, આજ થકી નીરધાર; મિથ્યા વાણી બો-લ્યો માટે, ફળ ભોગવ આ વાર.૫૪ એવામાં પેલો અન્યા ચી, બ્રાહ્મણ કેરો બાળ; ફુલાં લેવા માટે આવ્યો, છાબડી લેઈ તે કાળ. ૫૫ તેને નારદ કહેવા લાગ્યા, સાંભળ વિપ્ર વરિષ્ઠ; સામાને આપેલા ધનમાં ભાગ લે છે પાપીષ્ટ. ૫૬

રાજાએ ગૌદાન કર્યું છે, રંક વિપ્રને સાર; તેને તું કનડે છે પાપી, ધીક ધીક અવતાર. ૫૭ ચંપક પુશ્પે શીવને પુજી, વશ કીધો ભુપાળ; તેથી તું મન માફક વરતે, અન્યાયે આ કાળ. ૫૮ તે માટે તું રાક્ષસ થઇને, ફરને આણિવાર; પશુ પક્ષીને માણુસ કેરો, કરજે દુષ્ટ અહાર. ૫૯ જયારે ત્રેતાયુગમાં થાશે, રામ તણો અવતાર; તેનું દરશાન થાતાં થાશે, તારો ત્યાં ઉદ્ધાર. ૬૦ રામચંદ્રને હાથે થાસે, મૃત્યુ તારૂં ત્યાંય; તેથી તારો વાસજ થાશે, રૂદ્ર લોકની માંય. ૬૧ એવી રીતે વૃક્ષ વિપ્રએ, બેઉને દેઇ શ્રાપ; નારદજી તો ચાલ્યા ત્યાંથી, પોતે આપો આપ. ૬૩ સુત કહે એ રીતે નીપજી, ચંપક શ્રાપ કથાય; તેને સુણતાં પ્રાશ્ચિત જાય, યજ્ઞ તણું ફળ થાય. ૬૩ વલણ-ચંપક શ્રાપ કથા તણો કિધો આ વિસ્તારરે; દુર્ગા કહે તેને સુણે, તે ઉતરે ભવ પારરે. ૬૪

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
ચંપકશ્રાપ વર્ણનોનામ પંચાશતમોધ્યાયઃ ૪૯

### અધ્યાય ૫૦ મો--ગણેશની ઉત્પત્તિ.

#### રાગ મારૂ.

વળતી શૌનકાદી મુની જેહ, બોલ્યા આનંદ મનથી એહ; અહો સુત સુણો એક વાત, ટાળો સંશય મોટો સાક્ષાત. ૧ પાંચ દેવની પંક્તિની માંય, પેહેલા પુજાય ગણુપતી ત્યાંય; તેનું કારણુ શું મહારાજ; કહો વિસ્તારી સઘળું આજ. ૨ કોના પુત્ર એતો ગણાધીશ, કેમ પેંદા થયા વળી ઈશ; વળી હાથીનું મુસ્તક સાર; કેમ એમને છે નીરધાર. ૩

એવું સાંભળી સુત પુરાણી, બોલ્યા અંત્યંત પ્રીતિજઆણી
તમો સાંભળો સૌ મુનિરાય; કહું હેરંબ જન્મ કથાય ૪ એ
ક સમે ઊમા સતી સાર, બેઠાં હતાં પોતા તણે દ્વાર; તેણે
સમે પોતા કેરી પાસ બેઉ દાસીઓ હતી પ્રકાશ. ૫ તેણે
સતીને કહ્યું વચન; બાઈ સુણો તમે શુભ મન; ઘણા ચાકર
છે તમ ઘેર, ખાન પાન અતિ સુખ ભેર. ૬ પણ પુત્ર નથી
એક સાર, આજ્ઞા વર્તી વળી નિરધાર, માટે અજુક્ત એતો
દેખાય; તેથી ઉત્પન્ન કરો પ્રજાય. ૭ ત્યારે બોલ્યાં કાત્યા
યની વાણ, સુણો સખી તમે નિરવાણ; તમે કહી જે મુજને
વાત, કરીશ પ્રસંગે સાક્ષાત. ૮ વિત્યા તે વાતને બહુ દન,
રહ્યો ખટકો સતીને મન; પછી ન્હાવા બેઠાં નિરધાર, ત્યારે
દિલમાં કીધો વિચાર. ૯ કરૂં ઉત્પન્ન હુંતો પ્રજાય, જેથી
આનંદ ચિત્તમાંથાય;એવોઆદરીનેમનખેલ, ઉતારો નિજ
હાથનો મેલ. ૧૦કર્યો તેથકીપુત્રતોસાર, જેનારૂપતણોનહિ
પાર; જોતજોતામાંએતો બાળ, થયો મોટોવળીતેણેકાળ ૧૧
વેશ બટુકના જેવો ભાસે, દેખી દાક્ષાયણી કહે ઉલ્લાસે;
પછી ગૌરીએ તો તેણે ઠાર, ઘાલ્યા બાળકને અલંકાર. ૧૨
વસ્ત્રાભુષણ સુંદીરજેહ, પહેરાવ્યાં હર્ષ આણીને તેહ; વળ-
તી ભુગળ દ્વાવી જેહ, આપી હાથમાં આયુદ્ધ એહ. ૧૩
પછી મુખથી બોલ્યાં વચન, સુણો વારતા મારા તન; હું
તો બેસું છું નહાવાને કાજ, માટે દ્વારેઊભારહો આજ. ૧૪
કોઇ પેસવા ધામમાં આવે, તેને ખાળી રહેજો અરી દાવે;

એવું સુણીને શૈલકુમારી, બેઠી ન્હાવા માટે સુખકારી. ૧૫ આવ્યા એવામાં સંકરદેવ, સાથે નંદી ભ્રંગી ગણો એવ; તે તો ધામમાં પેસવા જાય, દીઠું બટુકે તે તો તદાય. ૧૬ત્યારે ભુંગળ હાથની જેહ, આડી ધરીને ઉભો જ એહ; તેણે સમે ત્રિલોચનરાય; ક્રોધાવિષ્ટ થયા મહાકાય. ૧૭ પછી મુખથી બોલ્યા વચન, અલ્યા દુષ્ટ તું છે કોનો તન; આ તો શદન મારૂં કહેવાય, જાતે શંકર હું મહાકાય. ૧૮ કેમ ખાળે મુને આણે સ્થાન, નિશ્ચે આવ્યો તારો અવશાન; તોય પારવતિ કેરો બાળ, નવ ત્રાસ પામ્યો તેણે કાળ. ૧૯ ત્યારે શંકરના ગણો જેહ, શમજાવવા લાગ્યા આણી સ્નેહ; અરે બાળ શું કરે છે આમ, હઠ મુકી દેને અભિરામ, ૨૦ આતો શંકર દેવાધિ દેવ, બ્રહ્મા વિશ્નું કરે જેની સેવ; જેની કટાક્ષે કંપે કાળ, સર્વે લોકતણા પ્રતિપાળ. ૨૧ શિશુ જાણી દયા દીલ આણે. નહી તો ઠેર હણે આણે ટાણે; માટે જાવા દે ઘરમાં આજ, જેથી સુધરે સુંદર કાજ. ૨૨ એવાં ગણોના સુણી વચન, ઘણો ક્રોધ ચઢયો સતી તન; પછી ફેરવી ભુંગળ ત્યાંય, મારી નંદીતણા શીરમાંય. ૨૩ ત્યારે બોલિયા શંકર રાય, અલ્યા દુષ્ટ તુ પ્રજાય; માત પિતા વનો મતિ અંધ, શીદ મૃત્યુનો કરે શબંધ. ૨૪ વીના કારણે કરતાં વીરોધ, તને લાભ શો તેને તું શોધ; એવું શાંભળી શતીનો બાળ, બોલ્યો ગંભીર વાણી વીશાળ. ૨૫ અલ્યા જોગટા શંભાળી બોલ્ય, નીકર નહિ રહે તારો તોલ; ઢોંગી ધુતારો તું તો કહે

વાય, વિરૂપઅ્યની અમંગળ કાય. ૨૬ ભુતાં ભેગા ફરે દીન રાત, કેવળ અઘોરીની તારી જાત; આવા વાદીના લેઈને વેશ, પેસે પારકે ધામ મહેશ. ૨૭ છળે છોકરાં તુજને જોઈ પાડેબુમો અતિ એ તો રોઈ; પણ હું તો નથી ડરનાર, તારા જેવાનો કરૂં સંહાર. ૨૮ એવી સાંભળી વાણી વિરોધ, ચઢયો શંકરને અતિ ક્રોધ પછી ગણો પોતાતણા સાર, તેને આજ્ઞા આપી નિરધાર. ૨૯ અહ્યા જોઈ રહ્યા છો શું મુઢ, મારો માર હવે એને ગુઢ; બોલે બાળક એ બારે વાટ, સુણી થાય છે મુને ઉચાટ. ૩૦ એવો સોર બકોર તે સ્થાન, સુણ્યો સતિએ કાનોકાન;ત્યારે સખી પોતાતણિ સાર, કર્યો તેહની સાથ વિચાર. ૩૧ બેની સાંભળને આણિવાર, કર્યો શંકરે અન્યાય સાર; મારા પુત્રને ધમકાવ્યો અતી, વળી મારવાની કરી મતિ. ૩૨માટે કરવું મારે કેમ, તેનો ઉત્તર દે ઘટે તેમ;એવું સુણિ સતિનું વચન,બોલી વિજયા વિચારી મન. ૩૩ બેની થાવાનું હશે તે થાસે, કાં તો મારશે કાં તો મરાશે;પણ પુત્રને આપો રજાય,કરે સંગ્રામ તો આ વેળાય. ૩૪ ત્યારે ગૌરિ વદ્યાં તેણે ઠામ, બેની આપ તું જઇને હામ; જેથી લાજે નહીં મારી કુખ, દૈવ હાથમાં છે સુખ દુઃખ. ૩૫ એવો સુણિ સતિનો વિચાર, આવી વિજયા બારણે સાર; તે તો મુખથી બોલી વચન,ધન્યધન્ય સતિતણા તન. ૩૬ તારી માતાએ કહાવ્યું આજ, પાછો હઠીશ તો જાશે લાજ;એવું શાંભળતાંનિરધાર,કરી બટુકે ગર્જના સાર. ૩૭

વાળ્યો કચ્છને કમર કશી,ઝાલી ભુંગળ હાથમાં હશી; પછી નીકળ્યો મેદાનમાંય, જેવો કેશરી કાનન ત્યાંય. ૩૮

વલણુ—એ રીતે તતબર થયો, કાળી કેરો તનરે; દુર્ગો કહે કેવો લડે, સુણીએ શ્રોતાજન રે. ૩૯

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં,
ગણેશોત્પત્તિકથિનાનામ એકપંચાશતમોઽધ્યાયઃ ૫૨

## અધ્યાય ૫૨ મો. બટુકનું યુદ્ધ.

રાગ સોરઠા-સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૌ મુનીરાય;વિસ્તારી સંભળાવુંહાવે, બટુક યુદ્ધ કથાય. ૧ વળતી ગણપતિ કહેવા લાગ્યો, શીવના ગણુતે વાત, અરે ગણો આવો સૌ સામા, લડવાને સાક્ષાત. ૨ પારવતિનો આત્મજ હુંછું,તમે શંકરના દુત;આપણુ બેમાં કોણુ હારે છે, યુદ્ધવિષે અદ્દભુત.૩એવું સાંભળતામાં ચઢીઓ, ગણને ક્રોધ વિશાળ;તેથી તેણે વૃષ્ટિ કીધી, બાણુ તણિ તે કાળ. ૪ ભુત પ્રેતને પીશાચ કહીએ,તે પણુ તેણે ઠાર; ગણપતિ ઉપર ત્રુટી પડયાં, ક્ષણુ નવ લાગી વાર. ૫ કાળી સુત પણુ ક્રોધ કરીને, મારેભુંગળ ત્યાંય;ત્રાહ્યત્રાહ્ય વરતાવ્યોતેણે,નિશ્રેરણુની માંય. ૬ તે વેળાએ પૃથ્વી કંપી, ડોલ્યા દસે દિગપાળ; મેરૂને કૈ-લાસ હાલીઓ,ખળભળિયાં પાતાળ. ૭ એવું દેખી ઈંદ્રાદીક સૌ, દેવો કહીએ સાર; તેતો સર્વે આવી પહોંચ્યા, આયુદ્ધ લેઇ નિરધાર. ૮ બ્રહ્મા વિશ્નુ સપ્ત રૂષિ ને, ચંદ્ર સુર્ય બળ વાન; તે પણુ સર્વે આવી પહોંચ્યા, જોવા તેણે સ્થાન, ૯ એ સઘળા આવેલા દેખી, ગૌરી પામ્યાં ત્રાસ; જાણ્યું મારૂ

સુતને હણુશે, સર્વે મળી પ્રકાશ, ૧૦ એમ વિચારી પાર-
વતીએ, કીધો મન વિચાર બે શક્તિયોઊત્પન્ન કીધી, ક્ષણું
નવ લાગી વાર. ૧૧ તેમાં પેહેલી શકિત તેતો, હિસંતી વિ
કાળ; ઉચી વિંધ્યાચળના જેવી, કાળી રૂપકરાળ. ૧૨ હાથી
કેરૂં ચર્મ ઓઢીયું, હસ્ત ગ્રહ્યુત્રિશુળ; પહોળું મોઢું કરીને
ઉભી, શીવ સામી અનુકુળ. ૧૩ બીજીશકિત કહીએ તેતો
વિદ્યુત જેવી સાર; તે પણ સુર સેનાના સામી, ઉભી તેણુ
ઠાર. ૧૪ શીવગણુ ને સુર સેના કેરાં, આયુધ કહીએ જેહ;
તેને ભક્ષ કરે છે બેઉ, શક્તિઓ તો એહ. ૧૫ એવામાં ત્યાં
આવી પહોંચી, જોગણીયો વિક્રાળ; તે તો ખાઊ ખાઊ
બોલે, મુખ થકી તે કાળ. ૧૬ જેના હાથની માંહી શોભે,
ત્રિશુળ ને તરવાર; અષ્ટ કાષ્ટની ઇસો તેવી, ઝાલી કોઇએ
સાર. ૧૭ કોઈ મડદા ઊપર બેઠી, કોઇ બગલા પરસાર;કોઇ
કુકડા ને વાઘની ઉપર થઇ છે ત્યાં અસવાર. ૧૮ ત્રીદશના
ઉપર તે તુટી, આણી અડકી રીસ; કોઈનાં મોઢાં કરડી ખા
ધાં, કોઈના છેદ્યાં શીશ ૧૯ એવી રીતે યોગણીઓએ, સુર
સેના હઠાવી; ત્યારે સૌ દેવો સતાયા,શીવનીપાછળ આવી
૨૦ એવું દેખી બ્રહ્મા આવ્યા, ગણપતિ કેરીપાસ; તેતોપોતે
કહેવા લાગ્યા, પામી મનમાં ત્રાસ. ૨૧ અરે બટુક બહુબ-
ળવંતો છે તું, કાત્યાયનીનો તન; તે માટે શાન્તિ કર હાવે,
દયા આણીને મન. ૨૨ એવું સાંભળી સતીના પુત્રે, કળા
કરી તે ઠાર; બ્રહ્માની દાઢી ઉપાડી, ક્ષણું નવ લાગી વાર.

૨૩ વળતી ભુંગળ લેઇને કીધો, તે કાળે પ્રહાર; ત્યારે બ્રહ્મા નાઠા ત્યાંથી, ત્રાસી અપરમપાર. ૨૪ તેતો શીવની પાસે આવ્યા, થરથર કંપે કાય; મુખ થકી તે કહેવા લાગ્યા. બા ળક નહિ જીતાય. ૨૫ તે કાળે ત્યાં સ્વામિ કાર્તિક, શંકર નો કુમાર; સિંહગર્જના કરીને ચાલ્યો, લડવા માટે સાર. ૨૬ તેની પુંઠળ ત્રિદશ ને ગણુ, ચાલ્યા તેણે ઠામ; યુદ્ધ અતિ મડાયું ત્યાં તો, દારૂણુ એ સંગ્રામ. ૨૭ સ્કંદે સઉ યોગણી ઓ ઉપર, મુકયાં ઝાઝાં બાણુ; ચાળણી જેવી કાયા કીધી, સરવેની નિરવાણ. ૨૮ તેત્રીસ કોટી દેવોએ પણ, મુકયાં બહુ હથીયાર; મારો મારો મુખથી કેહેતા, આદિતિના કુ-માર. ૨૯ એવું દેખી યોગણીઓને, ઉપજી અદકી રીસ; તેથી સ્કંદ તણી સેનાનાં, છેદવા માંડવા શીશ. ૩૦ કોઈનાં નાક અને કોઇના કર, કોઇના બેઉ પાય, કડાક લેઈને કાપી નાખે કોઇને તો ગળી જાય ૩૧ વળી ભુંગળ લેઇ રણુમાં કોપ્યો પારવતીનોબાળ;તેણે કેટલીક સેના મારી, ક્રોધ કરી તે કાળ. ૩૨ વળતી સઊ યોગણીઓ તેણે, એકે કાળે સાર; સ્વામિ કાર્તિકને તો માર્યો, ચરિ પાસથી માર. ૩૩ તેથી યુદ્ધ મુકીને નાઠો, મહાબળિઓ એતન;શંકર પાસે આવી ઊભો, નીચું કરી વદન. ૩૪ તે કાળે યોગણીઓ તેણે, કીધો કાળો કેર; વિરભદ્રને મુર્છા કીધી, વાળ્યું નિશ્ચે વેર. ૩૫વિ-શ્નુ ને વાસવ તો નાઠા, એવું જાઈ સાર; તેતો શીવ પુંઠે સંતાયા, બેઊ જણા નિરધાર.૩૬ તે કાળે નારદજી બોલ્યા

શીવની સાથે વાણુ; અહો શીવ આ વખતે લેશે, બટુક સ ઉના પ્રાણ. ૩૭ તે માટે તેને સંહારો, ક્ષણું નવ કરશો વાર; નહી તો આખી દુનિયાં ફેરો, કરશે એ સંહાર. ૩૮ એવું સાંભળી કોપે ચઢિયા, પારવતીના નાથ; સુત સામા લડવાને ચાલ્યા, ત્રિશુળ ઝાલી હાથ. ૩૯ તેની પુંઠે ત્રીદશ ને ગણુ ભુત પ્રેત બળવાન; ભૈરવને ડાકણુ વિરવ્યંતર, ચઢિયાં તેણે સ્થાન. ૪૦ ભયંકર વાજાં ત્યાં વાગ્યાં, ડમરૂ ને વળી ડાક; રણશિંગા ને ઢોલ નગારાં, ગડગડીયાં કરણાટ. ૪૧ તે કાળે ત્યાં પૃથ્વી કંપીઉછળ્યાં સિંધુવાર, દિગપાળો તો ડોલી ઉઠયા, વરત્યો હાહાકાર. ૪૨ આવી રીતે કોપ્યાવળતી, શંકર તેણે ઠામ; તેકાળે ત્યાં ચાલ્યો નિશ્ચે, દારૂણ રણસંગ્રામ. ૪૩ ચાપની ઉપર બાણ ચઢાવી, મુકે શંકર ત્યાંય; તે તો જઇને વાગે વેગે. બટુકના શીરમાંય. ૪૪ તોપણુ એ પાછો નથી હઠતો, પારવતીનો તન; સામો રહીને યુદ્ધ કરે છે સિંહ જેવો બળવન. ૪૫ શંભુએ પણ તેણે કાળે, કીધો ક્રોધ અપાર; શક્તિ સુતના કરથી ભુંગળ, પાડી નાખી સાર. ૪૭ વળી હાથતણાંબે કાંડાંવિંધી નાંખ્યાં ત્યાંય; એટલે હોકારો કરી ગાજયો બાળક રણની માંય. ૪૭

વલણ—બાળક ત્યાંતો ગાજ્યો સિંહની પેઠે સારરે;
દુર્ગા કહે દારૂણ લડયો તેનો કહું વિસ્તારરે. ૪૮

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
બટુકસિદ્ધવર્ણનોનામ દ્વીપંચાશતમોધ્યાયઃ ૫૨

અધ્યાય ૫૩ મો—શીરે બટુકને હણ્યો.

કોપ્યો કોપ્યોરેગણેશ,કોપ્યોકોપ્યોરે ગણેશ. શકિત કેરો દીકરો. એ શોભે બાળેવેશ; શંકર કેરૂં કૃત દેખીએ, બાળક તો ગડગડીયો, ભુંગળ લીધી હાથમાંને, ભડાક દુટી પડીયો. કો. ૧ યોગણીઓ પણ તેણે કાળે, દઈવત ઝાઝું દાખે; મોટા મોટા યોદ્ધા તેને, ઝાલી ચીરી નાંખે. કો. ૨ એવી બે બેશક્તિઓમોટી, તે તો ચોટ નચુકે; જેનેદેખે તેને ઝાલી, નિશ્ચે મોંમાં મુકે. કો.૩ ગર્જે ગદાને ગોળી કેરો, વરસે ત્યાં વરસાદ; આકાશેથી તારા તુટ્યા, વરત્યો ઉલ્કાપાત કો. ૪ રૂધિરનોતો રેલો ચાલ્યો, જાણે નદી પરભાય; જેમાં યોદ્ધાઓનાં માથાં, તરતાં ચાલ્યાં જાય, કો. ૫ બાણુ વછુટે બખતર તુટે, ફુટે ઝાંઝાં શીશ; તેવીરીતે મદઝરમોટા પાડે ચીસાચીસ. કો. ૬ ઊંટ બરાડે અશ્વ હણુહણે, ઉછળે છે તરવાર; યોદ્ધઓતો સેહેતા નથી અંગે, શંકર સુતનો મારકો. ૭ કેટલાને ભુંગળથી મારે, કેટલાને લપડાકે; કેટલાને તો હેઠી પાડયા, હડહડતી તો હાકે. કો ૮ એવી રીતે બાળકનાનું, સૌ દેવોને નડીયું; તે વેળાએ ત્રાસ્યા સૌ ચક મંડળચાકે ચઢીયું. કો. ૯ શેષહાલીયો ધરતી ધ્રુજી, ઉછળ્યાં સિંધુ વાર; દશે દિશાના દિગજ તેતો, કંપ્યા અપાર મપાર. કો. ૧૦એવુંદેખી શંકરે ત્યાં,હિંમત અદકી રાખી, શક્તિ સુતની ભુંગળ તે તો, ભડાક ભાગી નાંખી. કો. ૧૧ એટલે એ બાળક તો દોડી, શંકર સામે આવ્યો; વળતી

મલ્લ યુદ્ધ કરવા લાગ્યો, દાવપેચ દરશાવ્યો. કે૦ ૧૨ ગડદા પાટુ ઢીકા મારે, દૈવત એવું દાખે; વળી પગની આંટી ભેરવીને, શીવને હેઠા નાંખે. કે૦ ૧૩ છાતિ ઉપર બેશી છેવટ બોલાવે ટુંકારે;એવીરીતે હાસ્ય કરીને,મુખમાં ગોદા મારે. કે૦૧૪એવામાં શંકરનો આવ્યો, લાધ વળી તે ઠાર; ત્યારે સુતને ઉછાળીને હેઠો નાંખ્યો સાર. કે૦ ૧૫ ત્યારે પછીથી બાઝયા બેઉ, શંકરને નિજ તન; સામાસામી ઢીકા મારે, શિથળ કરેછે તન. કે૦ ૧૬ બાળકના અંગેથી છુટે,પરસેવા નીરધાર; તેને દેખી દેવ વખાણે, મુખથી વારંવાર. કે૦ ૧૭ એવી રીતે વઢતાં વઢતાં, વીત્યો ત્યાં બહુ કાળ; શંકર કેરૂ અંગ ભાગીયું, જીત્યો એતો બાળ. કે૦ ૧૮ તે કાળે શંકર તો નાશી, આવ્યા વીષ્ણુ પાસ; શ્વાસ નથી માતો મુખ માંહી, અંતરમાંહિછે ત્રાસ. કે૦ ૧૯ વીશ્ણુને શંકર કહે હાવે, નથી રહેવાની લાજ; બાળકનું બળ વાધ્યું ઝાઝું, કથળ્યું સરવે કાજ. કે૦ ૨૦ એવી શંકર કેરી વાણી, સાંભળી વિષ્ણુરાય; કરજોડીને કહેવા લાગ્યા, પોતે તે વેળાય. કે૦ ૨૧ અહો નાથ હું મોહ પમાડું, બાળકને આ દીશ; તે પુંઠળ ત્રિશુળ ઝાલીને, છેદો એનું શિશ. કે૦ ૨૨ એમ કહીને એ બાળકની, પાસે આવ્યા શ્યામ; મોર મુગટ પીતાંબર ધારી, મુખ હસતું અભીરામ.કે૦૨૩ તેને દેખી જોવા લાગ્યો પાર્વતિનો બાળ; એટલે શંકર ત્રિશુળ ઝાલી, આવ્યા તેણે કાળ. કે૦૨૪વળતી પડખે રહિને માર્યું, ત્રિસુળ તેણે દીશ;

તેનાથી છેદાયું ત્યાંતો, શકિત સુતનું શિશ. કો. ૨૫તે કાળે ત્યાં વરત્યો નીશ્ચે,રણમાં હાહાકાર;યોગણિઓને શક્તિતેણે કીધો ત્યાં પોકાર. કો. ૨૬ ગૌરિએ પણ તેણે કાળે, રૂપ કર્યું વિક્રાળ; અંગ થકી અગ્નિ નીકળિયો, ઝડઝડઝાકઝમાળ. કો.૨૭તેણેકરીને બળવા લાગ્યું, વીશ્વ બધું આ સાર; ત્યારે સપ્ત રૂશિ તો નમિયા,આવી તેણે ઠાર.કો. ૨૮ અહો માત અમ ઉપર આવડો, કોપ કરો શું કામ; ક્ષમા કરો નહી તો આ વખતે, બળશે વીશ્વ તમામ. કો. ૨૯ ગુન્હો છે તમ સ્વામિ કેરો, વિચારો તે મન; તે માટે કયમ કરવા બેઠાં, વીશ્વ તણું છેદન. કો. ૩૦ એવાં મુનિનાં વાકય સુણિને, ગૌરીએ તે ઠાર; અગ્નિને સંકેલી લીધો, પોતા માંહી સાર. કોપ્યો ,પ્યોરે ૩૧ વલણ. એ રીતે કાળા તણો, ક્રોધ સમ્યો વિક્રાળરે; દુર્ગો કહે પછી અંબિકારૂદન કરે તે ઠારરેરે.

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
શિવેવ. ખટુકહતો નામ ત્રિપંચાસત્તમોધ્યાયઃ ૫૪

## અધ્યાય ૫૪ મો—પાર્વતિનો વિલાપ.

ઓ વાંસલડી વેરણ થઇ લાગીરે વ્રજની નારને એ પ્રમાણે

ઓ લાડકા લાખેણા જીવડાનું જોખમ થઇ ગયું; હવે શુય કરૂં તું મરતાં મારૂં મૃત્યું કેમ ના થયું. ટેક. તારો તાત ઘણોનિર્દયકહાવે;જેણે જુલમ કર્યો દુશમન દાવે,એને શું કરવું મારે હાવે; ઓ લાડકડા. ૧શઠદેવોએનવકાંઇ ન્યા-ળ્યું, વેણ વ્યસનીનું પ્રીત્યેપાળ્યું; વેર વણવાંકે તેવું વાળ્યું. ઓ. ૨ વાયું પ્રલ્લેનો મુજને વાયો, સુત કયાં જઇનેતું શાં.

તાર્યો; તને કંઈ માતાએ બોલાવ્યો. ઓ લાડકડા. ૩ મારા હસતા મુખના ઉમંગી, ઘણો દેહ શોભે સિંદુર રંગી; તમે તાત જીત્યાં જંગીભંગી. ઓ લાડકડા૦ ૪ સુત અણબોલ્યા શા માટે રહો, મારૂં અંતર ઊંડું કેમ દહો, માતાજી એવું મુખે કહો, એ લાડકડા૦ ૫ હવે દેખીશ મુખ ક્યારે તારૂં, થઈ વંધ્યા આ જનમે વારૂ; પ્રગટ્યું કૃત પુરવનું મારૂ, ઓ લાડકડા. ૬ મણી માણેકને હીરા મોતી રૂડાં રમકડાં ધોતી પોતી, તેની ખોટ જરા તારે નોતીઓ. ૭ સાંચ્યું સંતાડ્યું જે મારૂં તેતો સૌ નાશ થશે સારૂં. નવ સુઝે કંઇ એનું બારૂં. ઓ ૮ દીકરા રૂડીતુજભાગ્ય રતીતને દેખીહું રાજીથતી, વળી પરણાવાની આશ હતી. ઓ૦ ૯ સુત વસમી વાટ એ સ્વર્ગ તણી, જેહપંથે પળાતાં પીડ ઘણી; તેમાં ચાલ્યા શી રીતે આ મણી. ઓ૦ ૧૦ ટેકો તુ ટયો એક આભતણો, જેણે મેળવ્યો જુદ્ધમાં યશ ઘણો; નાનો પણ નિશ્ચેસર્પકણો. ઓ ૧૧ એમરૂદન કર્યુંસતીએ જ્યારે, પૃથ્વીકંપી તેણેવારે; દુર્ગેનોદેવડર્યોત્યારે, ઓ.૧૨

રાગ લલિત છંદ.

અરરર હાયરે આશુંરે થયું, રત્ન માહરૂં યુદ્ધમાં ગયું; તે થી આ સમે હૈયું ફાટશે પુત્ર શોકથી પ્રાણતો જશે, ટેક. ૧ દુષ્ટકાળને આવીનહિં દયા,આજકષ્ટના ઓઘતોથયા; વૈર ભાવનો જોગ આ હશે, પુત્ર. ૨ વ્યર્થ જીવવું વાંઝીયા તણું, શુન્યધામતો તેહનું ગણ્યું; અંતે એહની અવગતિથશે. પુત્ર

૩ નાની વય વિશે પ્રાક્રમ કર્યું, વિષ્ણુ શીવનું માનતો હર્યું; તેથી તાહ્મરી કીરતી થશે, પુત્ર. ૪ હે ર દીકરા કયાં જઈરહયો કઠીણુ આવડો કેમ તું થયો; તું વિનાઆ દેહકેવો શોભશે પુત્ર. ૫ નાત જાત ને લોક લાજમાં, ગામ ધામ ને કામકાજમાં; એક તું વિના શુન્ય લાગશે, પુત્ર. ૬ સંસાર વાતમાં પુત્ર સાર છે, એ વિના બધું વિનાશકાર છે, સુપાત્ર તનથી સુવંશ સોભસે, પુત્ર. ૭ બટુક બાળ તેં મેલ્લી એકલ્લી, જેવી જુથથી વખુટી મૃગલ્લી; મેળાપ તાહ્મરો કયાં હવે થસે, પુત્ર ૮ પુત્ર કારણે પ્રાણી કર્કળે, દુષ્ટ કર્મથી, હામ તો રળે સંગ છોડીને કુસંગી તો થસે, પુત્ર. ૯ પુર્વ કર્મ તો પ્રાણિને નડે, અપાર આપદા આવી સાંપડે; સુત પતિ તણો શોક તે થશે પુત્ર. ૧૦ આ સમે મુને સ્વામી તો નડયા. વિચાર મનના ભાગી સૌ પડયા; તેવી તનમાં આગ ઉઠસે, પુત્ર. ૧૧ કોને હું કહું ને કયાં જઈ રહું, શોકસિંધુ આ શી રીતે સહું; ભીડ મારી આ કોણ ભાગશે, પુત્ર. ૧૨ પુત્ર તું સમી નહીં મળે પ્રજા, કોણ માગશે મુજ કને રજા, આજ્ઞા માહ્મરી કોણ પાળશે પુત્ર. ૧૩ દિવસ ધુંધળો લાગે છે મુને, સુખદુઃખ કે શું હશે તુને; ખાનપાનતે કોણ પુછશે, પુત્ર. ૧૪ તાતમાત તો માહ્મરાં વળી, એ તો નહિ જીવે આ વાત સાંભળી; નગ્ર લોક તો સર્વ સોચશે, પુત્ર. ૧૫ રાજયપાટનેદ્રવ્ય હાથીઆ માત તાત ને મિત્ર સાથીયા; તેહ મુકી સૌતન પુછશે પુત્ર. ૧૬ શઠ સુરે મળી વેર વાળીયું, સુખ માહ્મરૂં સર્વ ટાળિયું;

ભવ કિયા તણુા એ વેરવી હશે, પુત્ર,૧૭ સ્વપ્નકારમાં આ વશે સદા, શાન્તિ નહિ વળે કષ્ટથી કદા; વારેવારે તો ઉદા સી અવિશે, પુત્ર.૧૮ આરીતે રડયા માતપાર્વતિ ત્યારે આ વિયા પાસે ત્યાં પતિ; દુર્ગો કહે હવે કષ્ટ વામશે, પુત્ર. ૧૯

વલણ-પાસે આવી બોલિયા, પશુના પતિ સાક્ષાતરે; દુર્ગો કહે તેણે સમે, રીઝયાં દુર્ગા માત રે રે રે. ૨૦

ઇતી શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
પાર્વતિવિલાપવર્ણનોનામ ચતુઃપંચાશત્તમોધ્યાયઃ ૫૪

### અધ્યાય ૫૫ મો-શીવે ગણેશને સજીવન કર્યો.

રાગ મારૂ-બોલ્યા સુત પુરાણી વચન; સુણો શૌનકાદિ મુનિજન; પછી કૈલાશનાં પતિ જેહ, કહેવા લાગ્યા સતિને જતેહ. ૧ ક્ષમા કરો હવે તમે નાર, કરૂં જીવતો પુત્રનેસાર; એવું સાંભળી કાળિકા માત થયાં પ્રસન પોતે સાક્ષાત. ૨ કર્યું રૂદન બંધ તદાય, લાગ્યા પ્રાણપતિનેજ પાય; વળતી શંકરે તો તેણે ઠાર, ખોળ્યું પુત્રનું મસ્તક સાર. ૩ પણ લાગ્યું નહિ હાથ એહ. પડ્યું ચંદ્રના રથમાં તેહ.ત્યાંથીલેઇ ગઇ અપ્સરા નાર, એવી દૈવગતિ નિરધાર. ૪ થવા કાળ વસ્તુ તે થાય, જવાનું હોય તે નિશ્ચે જાય;હવેશંકરેવિચારી મન, પાસે બોલાવ્યા કિંકર જન ૫ તેનેકહેવા લાગ્યા વળી ત્યાંય, જાઓ ઉત્તર દિશાની માંય, પેહેલો પ્રાણી મળે કોઇ જેહ, દેવ દૈત્ય પશુ નર દેહ. ૬ તેનું કાપજો મુસ્તક સાર, પછી લાવોતેનેઆણે ઠાર; એવું સાંભળી દુત તમામ, ગયા ઉત્તરમાં અભીરામ. ૭ ત્યારે એક દશનવાળો જેહ મળ્યો

પ્રથમ હસ્તી તો એહ; તેનું કાપીયું મુસ્તક સાર, પછી લાવ્યા તેને તેણે ઠાર.૮ સોંપ્યું શંકરને આણી સ્નેહ, અતિ સોભતું સુંદીર દેહ, જોઇ; શંકરે મુસ્તક સાર, આપી દુતને આજ્ઞાં તે ઠાર. ૯ ધડ પ્રથમનું ધુઓ આજ, પછી બતાવું તે કરો કાણ; આજે મુસ્તક હાથીનું જેહ, મુકા ધડની ઉપર એહ. ૧૦ હસ્ત ચર્ણ કપાયા છે સાર,તેને શંધાડોને આણી વાર; એવું સુણીને દુતોએ ત્યાંય, કહ્યુ તેવું કર્યું ક્ષણુમાંય. ૧૧ પછીવિશ્નુ શીવેઅભિરામ,કરયુંતેજનુંસ્મરણ તેઠામ; મુળ તેજ એ તો નિરધાર, થયા એ બેઊ જેમાંથી શાર. ૧૨ તેહ તેજસ્વરૂપી જે ઇશ, તેની સ્તુતિ કરી તેણે દીશ; કહ્યુંતે સ્તુતિમાં શીવે ત્યાંય, પૈસો એ તેજ આદેહમાંય.૧૩ જેથી જીવતો થયો આ બાળ, પામે શંતોષ શતીઆ કાળ; એવી સ્તુતિ કરી ઘણીવાર, ત્યારે તેજ પેઠું તેમાં સાર.૧૪ હાલી તે થકી બાળની કાય, સાંધા ચોટીયા સર્વ તદાય; એમ જીવ્યો સતી તણો બાળ, થયો જય જય તો તેણે કાળ. ૧૫ દીઠુ. સતીયે પુત્ર સ્વરૂપ, ત્યારે પામિયાં ખેદ અનુપ; પેટ મોટુંને ઠુંકડા હાથ, ચર્ણ નાના વળી તેની સાથ. ૧૬ મોટું માથું ભયંકર સાર, સુંઢ દંતુશળ નિરધાર;પશુ જેવું તેનાથી જણાય, નથી સોભતી પુત્રની કાય. ૧૭ એવું દેખી સતી તણે મન; ખેદ ઊપજયો ત્યાં બળવન; તેને દેખી શીવે તેણે ઠાર, પુત્ર ખોળામાં બેસાડયો સાર. ૧૮ પછી મુકયો તણે શીર હસ્ત, આપી સિદ્ધિયો ત્યાંતો સમસ્ત; પછી

શીવ બોલ્યા તેણે ઠામ, સુણો દેવતા તમે તમામ, ૧૯પુત્ર મારો આ ગણપતી જેહ, જયોતી રૂપ સ્વરૂપીજ એહ;પેહું આદી તેજ તેમાં સાર, માટે સૌને પુજય નિરધાર. ૨૦ વિણું હું ને વળી તમે સર્વ તમામે પુજવો મુકીગર્વ; પેહેલી પુજા એની જયારે થાય, પછી સમસ્ત દેવપુજાય.૨૧ વિના પુજન એનું કીધે સાર, પુજે અન્ય પ્રથમ નર નાર; તો તે પુજન નિષ્ફળ જશે, વળી વિઘ્ન કોટીતેને થશે. ૨૨ આદિ પુજન કરસે એનું જેહ, દુર્વા અક્ષત પુષ્પે આણી સ્નેહ; તેનાં સંકટ સર્વ હણાય, અંતકાળે મહા મોક્ષ થાય. ૨૩ સત્ય વિનાયક એનું નામ, કરસે સિદ્ધ એ ધાર્યુંજ કામ; એવાં શીવનાં સુણી વચન, થયા દેવતા સર્વ પ્રસન. ૨૪ બ્રહ્મા વિશ્નુએતો તેણે દિશ, દિધી પુત્રને ઝાઝી આશીશ; વળી દેવોએ ત્યાંતો વિશેક, કર્યો ગણપતિને અભિષેક.૨૫ થયા તે થકી ગણના પતિ, વિઘન હર્તા વિભુ મહામતિ; એવું દેખીને પાર્વતિ માત, ઘણાં રાજી થયાં ત્યાં સાક્ષાત. ૨૬ વળતી શંકરે તો તેણે ઠાર, પેહેલા પુજ્યા ગણેશનેસાર ત્યારે વિષ્ણુએતો પ્રેમ આણી પુજ્યા તે સમે ત્યાં નિરવાણી. ૨૭ એવું દેખીને આશ્ચર્ય એશ, બ્રહ્માદિ દેવે પુજયા ગણેશ; સતિયે પણ આણી ઊમંગ, પુજયું પોતાના પુત્રનું અંગ. ૨૮ વાગ્યાં તે શમે વાજીંત્ર શાર, નાચી અપ્શરાઓ નિરધાર; કર્યું ગાંધર્વ લોકોએ ગાન, પુષ્પ વરશાવ્યાં દેવે નિદાન. ૨૯ પછી ગણપતિને તેણેઠાર, કહેવા લાગ્યા શીવા

ભરથાર; અહો પુત્ર તું સાંભળ વાત, કહું પ્રીતી આણીને શાક્ષાત. ૩૦ માર્ગ શીર્ષ વદી પક્ષમાંય, તીથી ચોથ હતી શુભ ત્યાંય; થયો તે દહાડે ઊત્પન્ન તુંય, એહ વારતા જાણું છું હુંય. ૩૧ માટે તે દહાડે આણીને સ્નેહ, કરશે પુજા તારી કોઇ જેહ; તેનાં સંકટ સર્વ પળાસે, ધન ધાન્ય તણી વૃદ્ધિ થાશે.૩૨ પ્હોર રાત્રિ જતાં વળી શાર, ચંદ્ર ઉગતાં તો નીરધાર;કર્યો કાળીયે તુને ઉત્પન્ન, માટે તે સમે કરવું પુજન. ૩૩ વૃત કરનારો પ્રાણી જે હોય, દેવ મનુષ્ય આદીજ સોય; તેને તે ચોથથી તો હમેશ, તને પુજવો ટાળીને ક્લેશ.૩૪ માસે માસે વદી ચોથ માંય, કરવી તારી પુજા વળી ત્યાંય; સંસારી થઇ પુજે ન તુને, શત્રુ, જેવો લાગે એહ મુને. ૩૫ તને પુજવા કારણુ સાર, કરવી મુર્તિ વળી નીરધાર; કહું તેહ તણો ઇતિહાસ, સુણતાં સર્વને થાય ઉલ્લાસ. ૩૬ ધાતુ માટીને પાષાણુ જેહ, અર્ક મુળ પ્રવાળ જ તેહ; કરવી તેહ તણી પ્રતીમાય, પછી પુજવી તેને સદાય. ૩૭ વદી ચતુર્થિએ નીરધાર, સર્વે ચઢાવવા ઊપચાર; તીર્થ વારી પંચામૃત આણી, કરવો અભીષેક નીરવાણી. ૩૮ સીંદુર ચંદન અક્ષત સાર, દુર્વા અંકુરથી નીરધાર; કરે પુજન પ્રાણીજ જેહ, પામે પાંચ પદારથ તેહ. ૩૯ પુજન કરવા સમે તેણે ઠાર, ધરવું નૈવેદ્ય તો નીરધાર; તે તો મોદક કેરૂ ધરાય, સાથ ઉત્તમ દુધ સદાય. ૪૦ શશી વિપ્ર તણી વળી સાર, કરવી પુજા તેની નીરધાર, પછી જમાડવું મીષ્ટ

અન્ન, દેવી દક્ષણા તે શુભ મન્ન.૪૧ આવી રીતે તને મારા બાળ, જે કોઇ પુજશે પ્રાણી દયાળ; તેનું કલ્યાણ તું તો કરીશ, શોક સંકટ વિઘ્ન હરીશ. ૪૨ એવું આપુંછું હું વરદાન, સર્વે સાંભળતાં આણે સ્થાન; એવું કહી તનુજને શીશ, શીવે હાથ મુકયો તેણે દીશ. ૪૩.

વલણ. ત્યાર પછી સૌ દેવતા, આવ્યાતા સીરદારરે; દુર્ગો કહે તે તો ગયા, પોતપોતાને ઠારરેરેરે. ૪૪

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં, શીવેન ગણેશસંજીવન કૃતો નામ પંચપંચાશતમોઽધ્યાયઃ ૫૫

અધ્યાય ૫૬ મો—ગણેશ લગ્ન.

રાગ સામેરી.

સુત પુરાણી પ્રત્યે બોલ્યા, શૌનક તેણે ઠાર; અહો સુત સંભળાવો બીજો, શીવ મહીમા આ વાર. ૧ ત્યારે સુત વધા તે ઠામે, સાંભળો સર્વે વીપ્ર; વીસ્તારી કહું શીવનો મહીમા, તમને તો વળી ક્ષિપ્ર.૨ સર્વે દેવ ગયા નિજ ધામે, આજ્ઞા માગી સાર; ત્યાર પછી ત્યાં શીવ પારવતિ, હરખ્યા અપરમપાર.૩ સ્વામી કાર્તિક સત્ય વિનાયક, એ બેઉ સંતાન; તેને દેખી રાજી થાયે, માત પિતાતે સ્થાન. ૪ ગણપતી ને સ્વામી કાર્તિક તો, કરવા લાગ્યા વાદ; એક એકના સામું બોલે છે, આણીને આલ્હાદ. ૫ ગણપતિ કહે છે પેહેલો હું તો, પરણીશ મારા ભ્રાત; તેવી રીતે સ્કંદ કહે છે, હું પરણીશ સાક્ષાત. ૬ એવું દેખી સતીને

શીવે કીધો મન વિચાર; આ બેમાંથી કોને પહેલો, પર-
ણાવીશું સાર.૭ તે વેળાએ શંકરે તો, આણીને ઉલ્લાસ; બે
પુત્રોને પાસે તેડયા, પુછવા વાત વિલાસ. ૮ વળતી તેને
કહેવા લાગ્યા, નીતિ કેરો ન્યાય; આ વખતે માનો તમે બેઉ,
મારી તો આજ્ઞાય. ૯ પૃથ્વી પ્રદક્ષિણા કરવા જાઓ, બેઉ
જણા સંતાન;વળતી મારી પાસે આવો, વેહેલા આણેસ્થાન.
૧૦ પ્રથમ આવી મુજને નમશે, બેમાંથી જે બાળ; તેને
પેહેલો પરણાવીશ હું, નિશ્ચે આણે કાળ. ૧૧ એવું સાંભ-
ળી કાર્તિક સ્વામિ, નિકળ્યા તેણે ઠાર, મોર ઉપર બેશી
ને ચાલ્યા, ક્ષણું નવ લાગી વાર. ૧૨ ગણપતિયે વિચાર
કર્યો મન, શી રીતે ચલાશે; અરધાકોશની અંદર જાતાં,
થાકી તો જવાશે.૧૩ તે માટે શી રીતે કરવો,મારે તો ઉપાય;
જેણે કરીને પેહેલો પરણું, નિશ્ચે આ વેળાય. ૧૪ વેદ શા-
સ્રમાં એવું કહયું છે, પુજે માત પિતાય; તો તેને પૃથ્વી ફર-
વાથી, અદકું ફળ પમાય. તે માટે હું સ્નાન કરીને, કરૂં
એવું એ કામ; વળતી શંકરને સંભળાવું, ન્યાય વચન અ-
ભિરામ. ૧૬ એમ વિચારી સ્નાન કરીને, પુજયાં માત પિ
તાય ત્યાર પછી પરિક્રમા કીધી, સાતતો તે વેળાય. ૧૭.
વળતી મુખથી કહેવા લાગ્યો. સાંભરો શંકર તાત; પૃથ-
વીની પ્રકંબા, કીધી, આ વેળા મેં સાત.૧૮ માતપિતાની
પ્રકંબા, પૃથ્વિનું ફળ થાય; વેદ વિષે વિચારી જુઓ,નિશ્ચે
એતો ન્યાય. ૧૯ તે માટે પહેલો પરણાવો, મુજને આ ગ્રી

વાર; નહી તો સત્ય તમારૂં જાશે, સત્ય કહું ત્રિપુરાર.૨૦ મા તપીતાની સેવા મુકી, તીરથ કરવા જાય; તેને શીર ત્રણુ હત્યા બેસે, પુન્ય કશું નવ થાય. ૨૧ એવું સાંભળી શીવ પારવતી, વિસ્મય પામ્યાં મન; ન્યાય વાતમાં અન્ય શું કહેવું, શાચું પુત્ર વચન. ૨૨ તે ઠેકાણે ગણુપતિને કહે,પુત્ર તને શાબાશ; તુજ બુદ્ધિ બહુ નિર્મળ કહાવે, તરણી તુલ્ય પ્રકાશ. ૨૩ શાસ્ત્ર પ્રમાણે તેં તો કીધું, સુંદીર મોટું કામ; તે માટે તુજને પરણાવું, પહેલો આણે ઠામ. ૨૪ એવું સુતને મોઢે કહીને, શંકરે તે ઠાર;વીશ્વકર્માને બોલાવ્યા, ત્યાં ક્ષણું નવ લાગી વાર. ૨૫ તેને બે પુત્રીઓ સુંદર, સિદ્ધિ બુદ્ધિ નામ; રૂપ વીશે ઇંદ્રાણી જેવી, હૈયે મોટી હામ. ૨૬ તે માટે તેને બોલાવી, બોલ્યા શંકર વાણ; અહો દેવના ઠાર પધારો, શીલ્પી શાસ્ત્રના જાણ. ૨૭ તમારી જે બે કન્યાઓ, શિદ્ધિ બુદ્ધિ સાર; તે મારા સુતને પરણાવો, આ વખતે નીરધાર. ૨૮ એવું સાંભળી વિશ્વકર્માને ઉપજ્યો અતી ઉલ્લાશ; વળતી તે નિજઘેર પધાર્યો,લીધું લગ્ન પ્રકાશ. ૨૯ તે દહાડે શંકર પણ સુતની, જાન લેઇ રાજન; સ્વર્ગપુરીમાં આવી પહોંચ્યા, હેલામાં બળવાન. ૩૦ તે ઠેકાણે દેવને ઠારે, કીધી સ્વાગત શાર;જાન જમાડી કન્યા આપી, બેઉ તેણે ઠાર.૩૧ તે કન્યાઓ લેઇને આવ્યા,કપાળી કૈલાશ; એવી રીતે સુત પરણાવી, શીવ પામ્યા ઉલ્લાશ. ૩૨ એવામાં ત્યાં પૃથ્વી ફરીને, સ્વામી કાર્તિકવીર; માતપીતાને

નમવા આવ્યો, રાજી થઇ રણધીર. ૩૩ તે વેળાએ નારદ-જીએ, સાધ્યો ત્યાંતો લાગ; શીવસુતને સમજાવા લાગ્યા, આણીને અનુરાગ.૩૪ અહો સ્કંદ તુજ માત પીતાએ, કર્યો ઘણો અન્યાય; ગણપતીને પરણાવી પેહેલી, સુંદીર બે કન્યાય. ૩૫ તુજને ફરવા મોકલી કીધી, વસમી વિપરીત વાત; તે માટે તેને કેમ જાઉં છું, નમવા તું સાક્ષાત. ૩૬ માત પીતા થઇ આવો કીધો, જુલમ અતિ રાજન; ત્યાં આગળ તે શું કહેવાનું, બીજું તો વચન. ૩૭ તે વેળાએ સતી નંદનને, ઉપજ્યો દિલમાં કાળ; બોલ્યા વિના પાયે લાગ્યો, માત પીતાને બાળ. ૩૮ ત્યાર પછીથી ત્યાંથી ચાલ્યો, સ્વામી કાર્તિક સાર; ત્યારે માત પીતાયે વાર્યા, વિનય કરી અપાર. ૩૯ તો પણ તેણે માન્ય કર્યું નહિ, તેહ તણું વચન; અંતરમાં ઉદવેગ આણીને, ચાલ્યા સતીના તન. ૪૦ ક્રોચા પર્વત ઉપર આવી, વસીયા એ બળવાન; હજી સુધી પણ ત્યાંજ બીરાજે, નિશ્ચે તેણે સ્થાન. ૪૧ પરણાવામાં માત પીતાએ, કપટ કર્યું નિરધાર; તે માટે પરણ્યા નહિ પોતે, નામ પડયુ કુમાર. ૪૨ કાર્તિક શુદી પુનમને દીન, મેળો ત્યાં ભરાય; આસપાસના લોકો આવે, દર્શનની ઈચ્છાય. ૪૩ કાર્તિક શુદી પુર્ણિમાએ,કૃતિકા બળવાન; હોય નદિ નક્ષત્ર એહતો, મોટું પર્વ નિદાન. ૪૪ તે દહાડે સ્વામી કાર્તિકનું, કરશે દર્શન સાર; તો તે પ્રાણી દ્વિજ અવતરશે, ઉત્તમ કુળ નિરધાર. ૪૫ શંકર સુતનું

દર્શન કરતાં, સર્વે પાપ પળાય; આ લોકે સુખ ભોગવે ઉત્તમ, અંતે મોક્ષપમાય. ૪૬

વલણ. એ રીતે સુતે કહ્યો, ગણપતિનો વિવાયરે; દુર્ગા કહે તેને સુણે, તે નરપાવન થાયરે. ૪૭.

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં,
ગણેશ લગ્નવર્ણનો નામ ષડપંચાશત્તમોધ્યાયઃ ૫૬

ઇતિ પુર્વાર્ધ સંપુર્ણમ.

# અથ શિવ પુરાણ ઉત્તરાર્ધ પ્રા.॥

અધ્યાય ૫૭ મો.

રાગ મારૂ. સુણી ગણપતિ લગ્ન કથાય, ઘણા રાજી થયા મુનિરાય; પછી સુતને કહે છે વચન, અતિ ઉતકંઠા આણીને મન. ૧ અહો સુત સુણો એક વાત, વ્યાસ શિષ્મ તમે છો સાક્ષાત; ઘણા ગુણવંતને સુખરાશી, જ્ઞાન દીપક કેરા પ્રકાશી. ૨ માટે જ્યોતિ લિંગની કથાય, કહો કૃપા કરી આ વેળાય; જેને સુણતાં આનંદ થાશે, ગર્ભવાસ તણું દુખ જાશે. ૩ કીયાં જ્યોતિલિંગ સાર, કીયે કીયે સ્થળે નિરધાર; તેમ કોને કોને માટે ઈશ, રહ્યા તેતે સ્થળે જુગદીશ. ૪ તેહ સર્વે કહો આણે ઠામ, વિસ્તારીને વળી અભિરામ; એહ વારતા થાસે પ્રખ્યાત, તેણે સુણસે ભક્ત સાક્ષાત. ૫ તેથી સંકટ તેનાં હણાસે, અંતકાળે વળી મોક્ષ થાસે એવાં વિપ્રનાં સુણી વચન, થયાંસુત પુરાણી પ્રસન્ન. ૬ ધન્ય ધન્ય તમે દ્વીજ જાત, રૂડી પુછી તમે મને વાત; જ્યોતિલિંગ બધાં મળી બાર, નથી તેરમું તો નિરધાર, ૭ કહું તેહનાં વિસ્તારી નામ, સ્થાન સુદ્ધાં વળી અભિરામ; સોરઠ દેશમાંહી સોમનાથ, ઝાલે ભકતનો બુડતાં હાથ. ૮ તેવાં શ્રી શૈલડુંગરમાંય, મલ્લિકાર્જુન બિરાજે ત્યાંય; ઉજેણુમાંહી વસ્યા મહંકાળ, આખાવિશ્વતણા પ્રતિપાળ. ૯ એમ ઓંકાર ક્ષેત્રની માંય, ઓંકારેશ્વર ઈશ્વર ત્યાંય; હીમ પૃષ્ટે કેદારેશ સાર, જ્યાં છે શીત અતિ નિરધાર, ૧૦ ભી મશંકર ડાકીની માંય, ભારે પરચો ચાલે તેનો ત્યાંય; કા-

શી નગ્ર વિષે વિશ્વનાથ,કાળ ભૈરવછે જેની સાથ. ૧૧ સમીપ ગંગા નદી વેહેછે સાર, સ્નાન કરવાથી આપે ઉદ્ધાર; ગૌ-તમીને ત્રટે ત્રંબકેશ, જેનું શાસ્ત્રમાં મહાત્વ અશેષ. ૧૨ વૃક્ષ ખંડ વીષે વૈજનાથ, જેણે દૈત્ય હણ્યા નિજનાથ; નાગેશ વસ્યા છે દારૂકાવન, જાય જાત્રાળુ ઝાઝા ત્યાં વન. ૧૩ સેતુ બંધે રામેશ્વર દેવ, જેની રામચંદ્રે કરી સેવ; શીવાલયે શ્મે-શ્વર સાર, થયાં જયોતિર્લિંગ એતો બાર. ૧૪ તેનું સ્મરણ કરતાં સદાય, ભકિત મુકિત એ બે ઊપમાય; હવે સોરઠમાં શીવરાય, કેમ આવી વસ્યા મહાકાય. ૧૫ કહું તેહ તણો ઇતીહાસ, સુણો બ્રાહ્મણ આણી ઉલ્લાસ; પુત્ર બ્રહ્માનો પાટવી જેહ, દક્ષ પ્રજાપતી નામે તેહ. ૧૬ તેને હતીજ સાઠ કન્યાય, રૂપગુણ વતી તે કહેવાય; તેમાં સત્તાવીશ ચંદ્રને આપી, એવી ઊલટ અંતર વ્યાપી. ૧૭ તેણે કરી શોભ્યો નિશાનાથ, જેવો આખંડલ શચી સાથ; હવે સતાવીશમાં નીરધાર, વ્હાલીચંદ્રને એકજ સાર. ૧૮ નામ રોહિણી તેનું કહેવાય, અતિરૂપવતી એ દેખાય; તેની જોડે રમેરંગ તેહ; બીજી સાથે જરા નહિ સ્નેહ, તેથી દક્ષની કન્યાઓ સાર, અતિ ઊદવેગ પામી તે ઠાર; સર્વે સુંદરી તૂરૂ ણુ કાવે, તેથી મન્મથ તન પાવે. ૨૦ થઈ વ્યાકુળી તેથી કીનારા, આવી તાત તણે દરબાર;પછી માતાને મોઢે તમામ, કહ્યુ કષ્ટ એતો અભિરામ.૨૧ ત્યારે માતાએ પામીને દુઃખ, કહ્યું દક્ષને મોઢે પ્રમુખ;ચઢયોતેથકિ દક્ષને કાળ, થયાં લોચન

ઊભયલાલ. ૨૨ પણ શાન્તિ રાખી નિજમન, આવ્યા ચં-
દ્રપાસે બ્રહ્મ તન; પછી તોડીને મરજાદા સાર, કહ્યુ જમા-
ઇને તેણે ઠાર.૨૩અહો ચંદ્ર કરોન અન્યાય, સમદષ્ટિ ગ્રહોને
સહાય; એક સાથે રાખો અતિ પ્રેમ, અન્ય સાથે વિરોધજ
તેમ. ૨૪ એતો મહા નહીસે અન્યાય,થસે લોકની માંહીનિ
દાય;માટેસમાનજુઓ ને તમે,જેથી સંતોષ પામીએ અમે.
૨૫કહેવા યોગ્યનહી હુંઆવાત,પણુતમે કહેવરાવીસાક્ષાત;
તોયે ચંદ્રે ન માન્યુ લગાર, જેની રોહીણીમાં પ્રીતિસાર.
૨૬ ત્યારે દક્ષે ત્યાં દીધોજ શ્રાપ, ક્ષય રોગી થજે મતિપાપ
એવું કહી આવ્યા દક્ષઘેર, થયુંતેદીનથી એમવેર.૨૭વળતી
ચંદ્ર તણો દેહ માંય ક્ષય, ઉત્પન્ન થયોજત્યાંય તેથી હણાયું
તેજ તમામ, દેહ ગળવા માંડયો અભિરામ. ૨૮ અરૂચિને
અશક્તિ અપાર, ત્રષ્ણા મંદાગ્નિ વ્યર્થ વિચાર; તાવ ઉધર
સનેભારેશીશ, બહું દાહઅને બહુ રીશ.૨૯ થયોનિંદ્રાતણો
તેમ નાશ વધ્યોવેહેમનેચિંતા પ્રકાશ;આવ્યાં લક્ષણ વ્યાધી
નાંજેહ,થયાં તમામપ્રાપ્તજતેહ.૩૦ ત્યારે હીમાં સુતો ગભ
રાયો,તેથીશુક્રનેશરણે આવ્યો; કહી સ્વર્ગપતીને એ વાત,
સુણી ઈંદરે કર્યો આંસુંપાત. ૩૧ દેવ તમામ બેઠાતા જેહ,
સર્વે દુઃખપામ્યાવળી તેહ; રૂપીમંડળ આદિતમામ, ચિંતા
કરવા લાગ્યા તેણે ઠામ. ૩૨ પછી ચંદ્રનેતેડી સંગાથ આવ્યો
બ્રહ્માપાસેસ્વર્ગનાથ; તેડી પુંઠેરૂષીદેવોસાર,આવ્યા તે પણ
ત્યાં નિરધાર. ૩૩ હવે પરમેષ્ટિને તેણે ઠામ, ઈન્દર કહેવા

લાગ્યો અભિરામ; અહો વિધાતાદીન દયાળ; સુણો અરજી મારી આણેકાળ. ૩૪ રાત્રી નાથ આ ચંદ્ર કહેવાય ક્ષય રોગી થયો આ વેળાય; દીધો તમારા પુત્રેજ શ્રાપ, તેથી નાશ થશે એનું પાપ. ૩૫ રહેશે રાત્રી વિષે અંધકાર, શાન્તિ નહિ વળે કોઈને સાર; જસે જક્તથી શીતળતાય; માટે બતાવો એનો ઉપાય. ૩૬ સુણી સ્વર્ગપતિનું વચન, બોલ્યા બ્રહ્મા આણી ક્રોધ મન; અહો સ્વર્ગપતી સુણવાત, દુષ્ટકર્મી એ ચંદ્ર સાક્ષાત. ૩૭ એણેબૃહસ્પતી કેરીજ નાર, હર્યું કરી વળી નિરધાર; ગુરૂ પત્નિ સાથે કીધો સંગ, કર્યું સતીનું અશુદ્ધ અંગ. વળી પરણ્યો સત્તાવીશ કન્યાય તેમાં જોયો નહી ધર્મ ન્યાય; એક વ્હાલી માની નિરધાર, કર્યો અન્યને તિરસ્કાર. ૩૯ એવાંઅનેક એહનાં કર્મ, અનાદિથી કરે છે અધર્મ; માટે પામિયોદારૂણશ્રાપ, તેથી નાશ થસે એનું આપ. ૪૦ એવું સાંભળીને તેણે દીશ, બોલ્યો વાસવ નામીને શીશ; અહો બ્રહ્મા વિચારોને ન્યાય, શરણે આવ્યાની કરવીજ સ્હાય. ૪૧ માટે ક્ષમા કરી એનાં કૃત્ય, હણો અવસાન કેરી વિપત્ય; જક્ત સામું જોઈ આણીવાર, કરો કૃપા એનાપર સાર. ૪૨

વલણ. એવુંસુણીનેબોલિયા, સૃષ્ટિના સરજનહારરે, દુર્ગો કહે એતો કરે, ચો મુખે ઉચ્ચારરેરેરે. ૪૩

ઇતિ શ્રી શિવ પુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં, ચંદ્રસ્યક્ષશ્રાપ વર્ણનો નામ સપ્તપચાશતમોઽધ્યાય; ૫૭

## અધ્યાય ૫૮ મો—પ્રથમ જ્યોતિર્લિંગ મહિમા

### રાગ સોરઠ.

સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૌ રૂષીરાય; વળતી બ્રહ્મા બતલાવે ત્યાં, સુરપતિને ઊપાય.૧ અહો ઈંદ્ર સુણજો એક ચિતે, હું કહું તે નિરધાર, ચંદ્ર તણો વ્યાધિ મટવાને સેવોને ત્રિપુરાર. ૨ પ્રભાશ પાટણ માંહી જાઓ, ચંદ્રને લેઇ સંગ; વળતી ત્યાં પાર્થીવલિંગ, કરજો આણીને ઉમંગ. ૩ મૃત્યું જયના મંત્ર તણો વળી, જપ કરવો તે ઠાર; એવી રીતે નિત્યે કરવું, આણી પ્રેમ અપાર. ૪ રૂષા મંડળને શર્વે દેવો, તમ સુદ્ધાં રાજન; ચંદ્ર તણો વ્યાધી મટવાને, કરજો શીવ પુજન. ૫ ત્યાર પછી તે પુજા કેરૂં, પુન્ય તો જે કહેવાય, તેતો શશીને સોંપી દેજો, નિશ્ચે તે વેળાય. ૬ વળી હું કહું છું તે પરમાણે, કરાવજો તે પાસ; તેણે કરીને રોગ ટળશે, કૃપા કરી અવિનાશ.૭એવું સાંભળી સર્વે દેવો, ચંદ્રને તેડી સંગ; પ્રભાશ પાટણમાંહી આવ્યા, આણીને ઉમંગ. ૮ ઠેકાણે ખાડો ખોદી, બેઠા સર્વે દેવ; તીર્થ તણું આ વાહન કીધુ, તેમાંહી તતખેવ. ૯ ત્યાર પછી ત્યાં પાર્થીવેશ્વર, કરવા માંડયા સાર; મૃત્યું જ-ય તો મુખથી ભણતા, આણી પ્રેમ અપાર. ૧૦ શશીને પણ ત્યાં તેવી રીતે, કરાવીયું શુભ કર્મ; તેણે કરીને પાપ હણાયું, શાન્તિપામ્યો મર્મ. ૧૧ એવી રીતે પુંજા કરતાં, વિત્યા જ્યાં ખટમાસ; ત્યારે ત્યાં પ્રત્યક્ષ આવીયા, શ કરતો

અવિનાશ. ૧૨ તેતો શશીને કહેવા લાગ્યા, કૃપાકરી ભગવાન; માગ માગ મુજ પાસે તું તો, આ વખતે વરદાન. ૧૩ ત્યારે અત્રીનો સુત બોલ્યો, સાંભળોને મહારાજ, ક્ષય વ્યાધીની પીડા ટાળો, કૃપા કરીને આજ. ૧૪ ત્યારે શિવ કહે વિપ્ર શ્રાપતો સમુળા નહિ જાય, પણ તારી પંદર દીન સુધી વૃધિ થશે કળાય. ૧૫ તેવી રીતે બીજા પંદર, માંહી ઘટશે સાર; છેવટ એક દિવસ એ નડશે, વ્યાધી તો નિરધાર ૧૬ તોપણ તારૂં મુજ વરદાને, મૃત્યું તો નહિ થાય પ્રતિપદાથી આરંભી પાછી, વધસે પૂર્ણ કળાય. ૧૭ એવી રીતે શીવે આપ્યું,શશીને ત્યાં વરદાન; ત્યારે સૌ દેવોને મુની, બોલ્યા તેણે સ્થાન.૧૮ અહો ઈશ તમનેઅમારા,સર્વનોપરિણામ; શશીને જીવતદાન આપીયું, કૃપા કરીઆઠામ.૧૯તે માટેઆસ્થાનકમાંહી,રહોકરીનેવાસ;જેથી અવિચળ કીર્તિ રહેશે.વિશ્વનીમાંય પ્રકાશ. ૨૦ એવું સાંભળી શંકર બોલ્યા, આણી પ્રેમ અપાર; અહો મુનિતમ ઇચ્છા છે તો, રહુંછું આણે ઠાર. ૨૧ એમ કહીને લિંગ સ્વરૂપે,બનિયા શંકરદેવ; પારવતી પ્રતીમા થઇ બેઠાં,નીશ્ચે ત્યાં તતખેવ.૨૨ તે કાળ બ્રહ્માએ આવી, સ્થાપન કીધું સાર, વળતી જળની ધારા કીધી, વરત્યો જયજયકાર.૨૩ ત્યારપછી તે શીવનું પાડયું, બ્રહ્માએતો નામ; સોમનાથ સોરઠેની માંહી, જયોતિલિંગ અભીરામ. ૨૪ પ્રથમ ખાડ ખોધો તો સર્વે જળ ભરવાને સાર; તેમાં તિર્થ તણું ભરીયુંતું, પાણી તો નિરધાર.

૨૫ તે પાણીએ શીવના ઉપર, કરતા સૌ અભિષેક; ચંદરકુંડ એવું તો પડીયું, તેનું નામ વિષેક. ૨૬ તે કુંડ માંહી ખટ મહિના જો, સ્નાન કરે નર નાર; તો સૌ તેના રોગ હણાએ; કષ્ટદિક નિરધાર, ૨૭ ચંદ્ર કુંડમાં સ્નાન કરીને, શીવને લાગે પાય; તો તે મનવાંછીત સુખ પામે, શીવ કરસે કરૂણાય. ૨૮ ત્યાર પછી બ્રહ્માદિક દેવો, આવ્યાતા સૌ જેહ; તેતો પોતપોતાને ઠામે, પરવરીયા વાળ એહ. ૨૯ અત્રી સુત પણવરપામીએ, આવ્યો પોતાને ઠામ; એવી રીતે અવિનાશીએ કર્યું ભકતનું કામ. ૩૦ સુત કહે સરવે બ્રાહ્મણને,સાંભળોવિપ્રકુંમાર; આદિજયોતિ લિંગની આતો, ઉત્પત્તિ કહી સાર. ૩૧ તેને જે કોઇ ભાવ કરીને, શ્રવણ કરે હમેશ; તો તો શંકર તેને ફળશે, ટાળે દુઃખને કલેશ. ૩૨

વલણ. આદિજયોતિ લિંગનો, કીધો આ મહિમા-યરે; દુગો કહે તેને સુણે, તે નર મોક્ષે જાયરેરેરે. ૩૩

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં, પ્રથમ
જ્યોતિ લિંગમહિમા વર્ણનો નામ અષ્ટ પચાશતમોઽધ્યાયઃ ૫૮

## અધ્યાય ૫૯ મો દ્વિતિય જ્યોતી મહિમા.

### રાગ સામેરી.

સુતપુરાણી એણી પેર બોલ્યા, સાંભળો સૌ રૂષિરાય; વિસ્તારી સંભળાવું તમને, દ્વિતિય લિગ મહિમાય. ૧ એહ કથાને શ્રવણ કરે છે, જે કોઇ નરને નાર,તે પ્રાણી તો મુક્તિ પામે, તેમાં ફરે નફાર. ૨ જેના મુખમાં શિવ શિવ એવી,

વાણી નથી હમેશ; વળી વિભુતિ ભાળ વિષે નહિં, તેનો ભ્યંડળ વેશ. ૩ કંઠ વિષે રૂદ્રાક્ષ તણો તો, એક મણકો સાર; નથી ધારણ કરતો જે પ્રાણી, તે પાપી અપાર. ૪ વિભુતિ રૂદ્રાક્ષ માળને શંકર એવું નામ; એ ત્રણે નથી જેની પાસે, તે નર પ્રેત સમાન. ૫ વિષ્ણું દિક્ષા હોયે તેને, તુળશી કેરો હાર ઉર્ધ પુંડ્રને વિષ્ણું એવું, નામ મુખે નિરધાર. ૬ તે ત્રણે નવ હોયે પાસે, તે અંત્યજ કહેવાય; તેનો સ્પર્શ થતાં તો ન્હાનું, વેદ તણો એ ન્યાય. ૭ શીવ વિષ્ણુમાં ભેદ જાણશે, તેતો કેવળ ઢોર; ભકત હશે પણ ભેદ બુદ્ધિથી, ઇશ્વર ગણશે ચોર. ૮ શીવનો ભકત થઈને કરશે, વિષ્ણુની નિંદાય; તેને કદીએ મોક્ષ મળે નહીં, પામે નર્ક સદાય. ૯ તેવી રીતે વૈષ્ણવ થઈને શિવથી રહે વિમુખ; તેને યમના દુતો તાણે, નર્કમાં પામે દુઃખ ૧૦ લોક તણી શિક્ષાને માટે, વિષ્ણુને પશુપાળ; એક એકની ભકિતઆચરતા,અન્યો અન્ય દયાળ ૧૧ બેઉ જણાતો ભકિત આપે, બેઉ કરશે શિક્ષાય; તે માટે કોઇની નવ કરવી, પ્રાણીને નિંદાય. ૧૨ એકની મરજાદા તેતો, તોડે નહિ કોઈ કાળ; સમયે સેવક સમયે સ્વામી, થાયે એ પ્રતિપાળ. ૧૩ એક નદીના ઉભય પ્રવાહો; ચાલે છે કોઈ ઠાર; પણ કીયો નવ પાપ પ્રજાળે, સ્નાનં કર્યે નિરધાર,૧૪ એવું સમજી શીવ વિશ્નુમાં, ભેદ ન ગણવો સાર; બેઉ જણ કેરી ભકિત કરવી, આણી પ્રેમ અપાર. ૧૫ સુત કહે સૌનકને વળતું, સાંભળો શ્રી મુનિ-

ગાય; બીજ જ્યોતિ લિંગ તણો કહું, વિસ્તારી મહિમાય; ૧૬ જેને સુણતાં આનંદ થાયે, સંકટ સર્વ હણાય; વળી ભક્તિ ને જ્ઞાન સાંપડે, અંતે મુક્તિ થાય ૧૭ જે દિનથી સ્વામી કાર્તિક તો, રીસાઈ ચાલ્યા સાર;તે દિનથી કાત્યાયનીને મન, ઉદ્વેગ અપરમપાર.૧૮ પુત્ર સમો નહી લાભ જગતમાં, પુત્ર સમું નહિ ધન, પુત્ર સમું નહિ સગું સાગવું, પુત્રથી ઘર પાવન. ૧૯ પુત્ર વિના તો રૂણ નવ છુટે, નવ થાયે ઉદ્ધાર; તેવો પુત્ર વિનાનો સુનો, સઘળો આ શંસાર ૨૦ પુત્ર વિના મેલું શીર મોટું, પુત્ર વિના પિડાય; તેવું પુત્ર વિયોગે કરીને, અંતરતો શેકાય. ૨૧ તે માટે શંકરને તેડી, સુતને મળવા સાર; ક્રૌંચા પર્વત ઉપર આવ્યાં, અંબિકા નિરધાર. ૨૨ ત્યારે સ્વામિ કાર્તિક ત્યાંથી, દીલમાં થઈ ઉદાસ; સ્થાનક મુકી છેટા નાઠા, તજી સ્નેહનો પાશ. ત્યારે સૌ દેવોએ કીધી, સ્તુતિ તેણે ઠાર; તોપણ ત્યાંથી વસીયા છેટા, ગાઉ તો વળી બાર. ૨૪ તે કાળે ઇંદ્રાદિક દેવે, શંકરસુતનોસાર; ક્રોધસમાવ્યોજ્ઞાન આપીને, નિશ્ચે તેણે ઠાર. ૨૫ ત્યારે માતપિતાને લાગ્યા, સ્વામિ કાર્તિક પાય; જેજેકાર થયો તે વેળા, આનંદ અંગ ન માય. ૨૬ તે દીનથી જ્યોતિર્લિંગ થઇને, વશાવ્યાશંકર ત્યાંય; મલ્લિકાર્જુન નામ તેમનું, પ્રસિદ્ધ પૃથ્વી માંય ૨૭પારવતિ પણ પતિમા થઈને, બેઠા તેણે ઠાર; સુતની પાસે વસીયાં પોતે, એવી રીતે સાર. ૨૮ હમેશાં અમાસને દિવશે, સુતને મળવા

સાર; પોતાના સ્થાનકથી જાએ, શંકર તેણે ઠાર. ૨૯ તેવી રીતે પુર્ણિમાને,દિવસે તો સદાય;પારવતી સુત પાસે આવે, આણી ઉત્કંઠાય. ૩૦ આવી રીતે દ્વીતિય લિંગની, ઉત્પત્તિ આ સાર; સુતે કહી શૌનકના પ્રત્યે, આણી પ્રેમ અપાર. ૩૧ તેને જે કોઇ સુણશે પ્રાણી; તેનું થશે કલ્યાણ; ગર્ભવાસ માંહી નહિ આવે, પુનરપિ તે નિરધાર. ૩૨

વલણ—જ્યોતિલિંગ બીજા તણું,કીધું આ આખ્યાનરે, દુર્ગા કહે તેને સુણે, તે નર પામે જ્ઞાનરેરેરે. ૩૩

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
દ્વીતિય જ્યોતિલંગ મહિમા વર્ણનોનામ એકોનષષ્ઠીતમોધ્યાયઃ ૫૯

## અધ્યાય ૬૦ મો—તૃતિય જ્યોતિલિંગ મહિમા.

રાગ મારૂ બોલ્યા સુતપુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; હવે ત્રીજું જ્યોતિલિંગ જેહ; મહંકાળ જાણો નામે તેહ.૧ કહું તેહની સર્વ કથાય, જેને સાંભળે સંકટ જાય; નદી ક્ષીપાને કાંઠે સાર, પુરી અવંતી છે નીરધાર. ૨ નામ ઉજેણ તેનું કહાવે, જોતાં પ્રેમ અતિશય આવે; વસે તમામ વર્ણ તેમાંય વિપ્ર આદી ઊંચી નીચી ત્યાંય. ૩ તેહ નદીને કીનારે સાર, વસ્યા મહંકાળ ત્રિપુરાર; આજુબાજુ અનેક છે બાણ, એકકોણ સુધી નીરવાણ. ૪ વળી વસે ત્યાં હરિસિદ્ધમાત, કરે ભક્તનાં કામ અઘાત;વળી ગંધ્રપીયું છે મશાણ, સિદ્ધવડે તે ઠેકાણે જાણ. ૫ વસે ભુનાવળી ત્યાં અપાર વીર વૈતાળ આદિજસાર;નૃ વિક્રમનોએ મુકામ, અતિરમ્ય જ[illegible] અભીરામ.૬ એહ પૂરીમાં પૂરવેસાર, ઘાણા વિપ્ર રહેતા નિર-

ધાર; તેમાં બ્રાહ્મણુનો એકબાળ,શીવભકિત કરે ત્રણ કાળ. ૭ વદવિહિતઆચરે કર્મ, પાળેપોતાતણો શ્રેષ્ટ ધર્મઅગિન હોત્ર છે પોતાને ઘેર, કરે પાઠ સેવાખુશીભેર.૮ વળિપાર્થિવ પુજતો જેહ, કરે પ્રિતી આણી નિત્યતેહ; આત્મ જ્ઞાનીસદા અભિરામ, કરે નિષ્કામકર્મ તમામ ૯ તેને પુત્ર થયા શ્રેષ્ટ ચાર, તે પણ તેજસ્વી જ્ઞાની અપાર; કહું વિસ્તારી એહનાં નામ, સુણો શ્રોતા તમે આણે ઠામ. ૧૦ વેદ પ્રિય નામેપેહે-લોતન, પ્રિયમેઘાબીજો બળવાન; ત્રીજો સુવૃતનામે કહેવાય ચોથોધર્મ વાદી મહાકાય. ૧૧ એહ ચારે તો બાળક જેહ, થયા શંકરના ભક્ત એહ; શીવશીવ જપે એવું નામ, બીજા સાધન છોડીતમામ. ૧૨ પિતા કરતાં એ બાળક ચાર, થયા ભકતઅતિષયસાર; તેણે કરીને સર્વ પ્રજાય, રહેસુખનીમાંય સદાય. ૧૩ શોક વ્યાધિને દારિદ્ર જેહ,નથી અવંતિપૂરીમાં તેહ; મહા મારી આદિ ભીતિસાર,નથી તે પણ ત્યાંનિરધાર ૧૪ એવામાં એક અસુર જેહ થયોદુશાણ નામેજ તેહ;રત્ન માળ ગિરિપર સાર, એણે વાસ કર્યો નિરધાર. ૧૫ મળ્યા આવી ત્યાં દૈત્યઅનેક, તેતો કેવળપાપીષ્ટછેક. પછી દુશાણ સુરેતોસાર,હિંસાકરવામાંડી અપાર.૧૬ રાખે બ્રાહ્મણ ઉપર દ્વેષ, તોડેદેવાલય તો હમેશાં આખી પૃથ્વી વિષે તેણે સાર, વરતાવા માંડયો હાહાકાર.૧૭ પછી ફરતો ફરતો પાપી એહ આવ્યો ઊજજેણ નગરીમાં તેહ; તેણે દીઠો ત્યાં ધર્મઅપાર, શીવપુજન આદિજ સાર. ૧૮ વળી બ્રાહ્મણનું બળ અતિ,

દીઠું તે પણ ત્યાં તો દુરમતિ ત્યારે ઉપજયો તેહને ક્રોધ, તેથી આચર્યો ત્યાં વિરોધ. ૧૯ દૈત્ય પોતાના હતા તમામ, તેને બોલાવિયા તેણે ઠામ; પછી ઉજેણી નગ્રમાં સાર, પેઠા પાપીએતો નિરધાર. ૨૦ મારે લોકોનેમાર અતુળ, કાઢે દેવાલયોતનું મુળ; કરવા માંહી ત્યાં ગૌનિહત્યાય, લેવાલાગ્યા સતીની લજજાય. ૨૧ એવો દેખીને કેર પ્રકાશ, આવ્યા લોકો પેલા વિપ્ર પાસ, ત્રાહે ત્રાહે કહેતો મુખે સાર; લાગ્યા ચર્ણે તમામ તે ઠાર. પછી બોલિયા એતો વચન, રાખો શર્ણે તમે દ્વીજ તન; આવ્યા કોકી અસુરના બાળ, પેઠા નગ્રમાં તે આણે કાળ. ૨૩ તેમાં દુશણાસુર બળિષ્ટ, તેણે આણ્યાં ઘણાં તણાં રીષ્ટ; લીધા ગાયો તણા વળી પ્રાણ તોડયાં દેવળતો નિરવાણ ૨૪ મળમુત્ર તણો વરસાત, તેતો નગ્રમાં ઠીધો સાક્ષાત; માટે ઊગારોને દ્વીજ બાળ, જેથી શાન્તિ આવે આણે કાળ. ૨૫ એવું સાંભળીને દ્વીજ તન, બોલ્યા શ્રીમુખથી ત્યાં વચન; ધરો ધૈર્ય તમે સઊ લોક, હણુશે ઇશ્વર આપણો શોક. ૨૬ જેને શરણે રહ્યા છીએ સાર, તેતો ઉગારશે આણીવાર; એવું કહીને બ્રાહ્મણ બાળ, ધ્યાન ધરવા બેઠા તેણે કાળ. ૨૭ આણ્યા અંતર માંહી મહેશ, શીવ શીવ જપે મુખે એશ; પછી ધ્યાન વિષે અભિરામ, કહ્યું દુઃખ પોતાનું તમામ. ૨૮ ઘણી સ્તુતિ કરી તેણે ઠાર, ત્યારે રીઝયા પોતે ત્રિપુરાર; સુણી વિપ્રતણી ફરીયાદ, કર્યો અટ્ટાટ પોતે જનાદાર. ૨૯ પૃથ્વી ફોડી પછી ત્યાં દયાળ, નિકળ્યા બારણે શ્રી મહંકાળ; ગ્રહ્યું હાથની માંહે ત્રિશૂળ,

કોટી વિદ્યુતનું એહ મુખ. ૩૦ તેણે કરીને કરીને દઇત્યત-
મામ, કીધા નાશપોતેઅભીગ્રામ; હોકારે કરી કેટલા સાર.
હણ્યા રાક્ષસ તો નિરધાર. ૩૧ માર્યા ચર્ણુંથી કેટલાપાપી,
નાખ્યા ત્રીગુળે કેટલા કાપી; પછી દુશાણા સુરની સાથ,
ઘણું યુદ્ધ કર્યું યોગીનાથ ૩૨ તેમાં હાર્યો એ દૈત્યકુમાર;
જ્યારે શંકરે કીધો સંહાર, મુઓ દુષણાસુર જેવારે; વાગ્યાં
દેવનાં દુંદભી ત્યારે, ૩૩ થઇ ચંદન વૃષ્ટીતેઠાર,પુષ્પવૃષ્ટીવળી
નીરધાર; પછી બ્રાહ્મણના જેહ તન, તેણે સ્તુતી કરી શુભ
મન. ૩૪ ત્યારે બોલીયા શંકર રાય, માગો વીપ્ર તમે આ
વેળાય; તમે માગો તે આપું હું આજ, પુરૂં સર્વ મનોરથ
કાજ.૩૫ એવું સાંભળી ઇષ્ટ વચન, બોલ્યાચારેત્યાં બ્રાહ્મણ
તન; અહો નાથ કૃપા કરી સાર, આપો મુકતી તમે આ
ણીવાર. ૩૬ જેથી સંકટ કશું ન નડે; ગર્ભવાસમાં આવવું
ન પડે; વળી તમે રહો આણે ઠાર, લોકનાહીત માટેજ સાર.
૩૭ જેથી અમને મળ્યાની આ ઠાર, રહે નીશાની તો નીર
ધાર; એવું સાંભળી શંકર દેવ થયા લિંગરૂપે તતખેવ. ૩૮
મુર્તી રૂપ થયાં મહાકાળી; જકત ભક્ત તણી પ્રતી પાળી,
ત્યારે બ્રાહ્મણોએ સ્નેહ; કર્યું સ્થાપનતો લિંગ એહ ૩૯
જ્યોતિ લિંગ થયું એતો સાર,મહંકાળનામે ત્રિપુરાર જેની
પુજા કરતાંમળેજ્ઞાન,મટે ત્રિવિધો તાપ નીદાન.૪૦અંતકાળે
મળે શીવ લોક; જશે જન્મ મૃત્યુતણો શોક હવે બ્રાહ્મણના
પેલા બાળ, પામ્યા મુક્તી પોતે તતકાળ. ૪૧ થયા સુખી.

યા લોક અપાર, વરત્યો નગ્રમાં જયજયકાર; ત્રીજા જ્યોતી લિંગ તણિ વાત, કહી વીસ્તારી તમને સાક્ષાત. ૪૨

વલણ-જ્યોતિ લિંગ ત્રીજા તણો, કીધો આ વિસ્તારરે; દુર્ગો કહે તેને સુણે, તે ઉતરે ભવ પારરેરેરે. ૪૩

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં તૃતિય જ્યોતિ લિંગ વર્ણનો નામ ષષ્ટીતમોઽધ્યાયઃ ૬૦

### અધ્યાય ૬૧ મો—ચતુર્થ જ્યોતિર્લીંગ મહીમા.

### રાગ સામેરી.

સુતપુરાણી એણીપેર બોલ્યા, સાંભળોનેઋષિરાય; વીસ્તારી સંભળાવું હવે, ઓંકારેશ કથાય. ૧ એક સમે બ્રહ્માના દીકરા, નારદજી પ્રકાશ; વીંધ્યાચળની પાસે આવ્યા, આણીને ઉલ્લાસ. ૨ તેને દેખી વીંધ્યાચળે, આપ્યું ઝાઝું માન; અર્ઘ્ય પાદ્યથી પુજા કીધી, મુનીની તેણે સ્થાન. ૩ તે ઠારે નીશ્વાસ મુકીને, બેઠા ત્યાં રૂષીરાય; શીશ ધુણાવી કંઇ નવ બોલ્યો, પોતે ત્યાં મહાકાય. ૪ એવું દેખી વીંધ્યાચળ તો, બોલ્યો તેણે ઠામ; અહો મુની કેમ શીશ ધુણાવ્યું, તેતો કહો અભીરામ. ૪ ન્યુન નથી કંઇ વસ્તુ કેરી, મારે ત્યાં મહારાજ; ખામી શી દીઠી તમ દ્રષ્ટે, તેતો કહો વળી આજ. ૬ ત્યારે મુનીવર કહેવા લાગ્યા, સાંભળોને નગ રાય; તુજ કરતો મેરૂ ઉંચો છે, મુજને એ ચીંતાય. ૭ તે માટે તેનાથી તું તો, વધુ ઉંચો રાજન; તે વેળાએ મનડું મારૂં, થાયે ખુબ પ્રસન. ૮ એવું સાંભળી શૈલ બોલીયો, વીંધ્યાચળ તે ઠાર; અહો મુની હું તપ કરી થાઉં ઉંચો આણીવાર. ૯ તે માટે

મુજને તમે આપો, શીવનો મંત્રજ સાર; શંકરનું આરાધન કરીને પ્રસન્ન કરૂં પશુપાળ. ૧૦ વળતી હું વરદાન માગીને, વધુ ઉંચો આ કાળ; મેરૂથી ઉંચો હું થાઉં, તેમાં ફેરનફાર. ૧૧ એવું સાંભળી નારદજીએ, આપ્યો શીવનો મંત્ર; તે રીતે ઓંકાર મંત્રનો, બતલાવ્યો સૌ તંત્ર. ૧૨ ત્યાર પછીથી ચાલ્યા ત્યાંથી, બ્રહ્માના કુમાર; બ્રહ્મ લોકમાં આવ્યા એતો, બ્રહ્મા પાસે સાર. ૧૩ વળતી ત્યાં વિંધાચળે તો, તપ આદર્યું નિર્વાણ; મૃતિકાનું કીધું સુંદર, પૂજવા માટે બાણ. ૧૪ એ રીતે ઓંકાર ક્ષેત્રમાં, કીધું આરાધન; તેણે કરીને ખટમહિનામાં, શીવ થયા પ્રસન. ૧૫ તે કાળે યોગીના સ્વામિ, પ્રગટયા તેણે કાળ, રૂપ અનોપમ દીસે જેનું, પંચ વદન વિશાળ.૧૬ માગ માગ એમ કહેવા લાગ્યા, મુખથી એતો ઈશ; તે કાળે વિંધ્યાચળે તો, નામ્યું નિશ્ચે શીશ. ૧૭ સ્તુતિ કરીને કહેવા લાગ્યો, સાંભળો શીવ મહારાજ; વર્ધ ગામિની વિદ્યા એતો, આપો મુજને આજ. ૧૮ મેરૂથી ઉંચો વધવાની, અંતરમાં છે આશ; તે પૂરણ થાવાને માટે, વેઠયું કષ્ટ પ્રકાશ. ૧૯ એવું સાંભળી શંકર બોલ્યા, કૃપા કરી તે ઠાર; તુજ ઇચ્છા પ્રમાણે તુંતો, વૃદ્ધિ પામિશ સાર. ૨૦ એ રીતે વરદાન આપીયું, નગને જે વેળાય;તે કાળે ત્યાંના સૌ મુનિયો, આવી લાગ્યા પાય. ૨૧ પ્રણય મંત્રથી સ્તુતિ કીધી, તે સઘળાએ ત્યાંય; તેણે કરીને શંકર પોતે, પ્રસન થયા મનમાંય. ૨૨ એટલે તે વિ-

મોને કહે છે, માગો કંઈ મુજ પાસ; ઈચ્છા હોય તે પુરી પાડું, આણીને ઉલ્લહાસ. ૨૩ એવું સાંભળી બ્રાહ્મણ સર્વે, બોલ્યા ત્યાં અભિરામ; અમ ઉપર કરૂણા હોયે તો, સદા રહો આ ઠામ. ૨૪ તે કાલે શંકર તો બનીયા, લીંગરૂપે પશુ પાળ પારવતી પ્રતીમા થઈ બેઠાં નિશચે તેણુ કાળ. ૨૫ બીજું લિંગ કરયું તું શૈલે, પાર્થિવ કેરી માંય; તે પણ તેના જેવું બનીયાં, સુંદીર તેણે ઠાર; ઓંકારેશ્વરને અમરેશ્વર બેઉ શંકર સાર. ૨૭ તે કાલે સહુ વિપ્રે મળીને, સ્થાપન કીધાં એહ; જ્યોતિર્લંગ એ ચોથું કહાવે, તેમાં નહિં સંદેહ. ૨૮ ઓંકારેશ્વર અમરેસ્વરની, ઉત્પત્તિ કહી સાર; તેને જે કોઇ શ્રવણ કરે છે, તે પામે પદારથ ચાર. ૨૯ આ લોકે સુખ ભોગવી સારૂ, અંતે મોક્ષે જાય; જ્ઞાન ભક્તિ વૈરાગ્ય પામશે, સંપત્તિ સદાય. ૩૦ વળતી વર પામિને વધિયો, વિંધ્યાચળ તે ઠાર; તેણે કરીને વિસ્વની માંહી, થયો અતિ અંધકાર ૩૧ તરણી મંડળ ઢાંકવા માંડયું જે કાલે રાજન; તે કાલે દેવોને પ્રગટી, ચિંતા ઝાઝી મન. ૩૨ તેથી સર્વે ત્રાસ પામીને, ઈંદ્રાદિક દિગપાળ; અગસ્ત મુનિની પાસે આવ્યા, સત્વર તેણે કાળ. ૩૩ તે તો મુનીને કહેવા લાગ્યા, પાયે લાગી સાર; અહોરૂષીવર વિંધ્યાચળને સુવાડો આ વાર. ૩૪ તમારો યજમાન એ માટે, માને તમારી વાત; તેથી તેની પાસે જઈને, કાર્ય કરો સાક્ષાત.૩૫ એવું સાંભળી મુનિવર કહે છે, સાંભળો સર્વે દેવ, થોડા દિનમાં કાર્ય ત-

મારૂં, સાધી સહુ તતખેવ. ૩૬ એવું કહીનેમુનિશ્વર આવ્યા પર્વતકેરી પાસ; વળતીતેનેકહેવાલાગ્યા, આણીને ઉલ્લાસ. ૩૭ અહો શૈલ કયમ વૃદ્ધિપામે, ઉંચો ઉંચો સાર; તુજને નવ કોઇ કન્યા આપે, આ વખતે નિરધાર ૩૮ તે માટે મારૂં કહ્યું માની, સુઇ જા આણે કાળ; હુંતો કન્યા ખોળી લાવું, સુંદર રૂપવિશાળ. ૩૯ મારા આવ્યા વિના તુંતો, ઉભો થાઈશ વીર; તો તો બળીને ખાખ થશે વળી, તારૂંતો શરીર. ૪૦ એવું સાંભળી પર્વત સુતો, પુથ્વી ઉપર સાર; વળતી મુનિને કહેવા લાગ્યો કરજોડી તે ઠાર ૪૧ અહો રૂષીવર વહેલા આવો, કન્યા લેઇ આ ઠામ; ત્યાંસુધી સુતો છું હું તો, શાન્તિથી અભીરામ. ૪૨મુનિવર કહે છે વહેલો આવીશ, સુણુ મારા યજમાન; એવું કહીને બ્રાહ્મણ એતો, આવ્યા પોતાને સ્થાન. ૪૩.

વલણ. ચોથા જયોતિર્લિંગની, સુતે કહી વાતરે; દુર્ગો કહે તેને સુણે, તે દેવી સાક્ષાતરેરેરે. ૪૪

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે ભાષાનસહિતાયાં,
ચતુર્થ જયોતિર્લિંગ મહિમા વર્ણનો નામ એકોનષષ્ટીતમોધ્યાયઃ ૬૧

અધ્યાય ૧૦ મો—પંચમ તથા ષષ્ટમ જ્યોતિર્લિંગ મહિમા.

રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિ જન; કહું પાંચમા લિંગની વાત, જેણે સુણતાં થશે સુખ શાત. ૧ થયા બ્રહ્માથી મનુશ્રુપાળ,અતિપ્રતાપી બુદ્ધિ વિ-

શાળ; તેને પુત્ર થયા બે સાક્ષાત, પ્રીય વૃતને ઊત્તાનપાત. ૨ તેમાં પ્રિયવૃત્ત તણો સાર, નામ અગ્નિધ્ર જેષ્ટ કુમાર; થયો તે થકી નાભિરાજન; રૂષભદેવ તેના જેષ્ટ તન. ૩ તેથી પુત્ર થયા શત સાર; તેમાં ભરત જેષ્ટ કુમાર, મહા જ્ઞાનિ વિચિ-ક્ષણ તેહ; પુન્યશાળીને પવિત્ર દેહ. ૪ તેણે આ ખંડમા કર્યું રાંજ, રાખી રૈયતની અતિ લાજ; તેથી આ ખંડનું આણે ઠામ, ભર્તખંડ એવું પડયું નામ. ૫ હવે આ ખંડની માંહી સાર, ધર્યો વિષ્ણુએ તો અવતાર; નામ નર નારાયણ ક-હાવે, ધર્મ પુત્ર થયા પોતે ભાવે. ૬ તેતો લોકના હિતને કાજ, તપ કરવા ચાલ્યા મહારાજ; આવ્યા હિમાચળ ગિરિ માંહી, શીખર કેદાર છે તેનું જયાંહી. ૭ જગા સુંદર છે તેણે ઠાર, વૃક્ષ ઉત્તમ વિહંગ સાર; બેઠા તે ઠેકાણે દિવ્ય દેહ, તપ કરવા માટે આણી સ્નેહ. ૮ કરે પાર્થિવેશ્વર તેણે ઠાર, પછી ચઢાવે સૌ ઉપચાર; ધુપ દીપને નૈવેધ જેહ, ધરી શીવ પાસે આણી સ્નેહ. ૯ એમ કરતાં વિત્યું વર્ષ એક, તોય વિષ્ણુના ચુકીયા ટેક; ત્યારે રીઝયા ઘણું ત્રિપુરાર, તેથી દર્શન દીધું તે ઠાર. ૧૦ બેઠા વૃષભ ઉપર નાથ, ગ્રહ્યું ત્રિશુળ તો વળી હાથ; ખોળામાંહી છે શૈલકુ મારી સાથે નંદી ભ્રંગી સુખ-કારી. ૧૧ એવા દેખીને શંકરરાય, નરનારાયણ લાગ્યા પાય; કરી સ્તુતિ અતિ મુખે ત્યાંય, મુકયું મુસ્તક ચર્ણની માંય. ૧૨ ત્યારે શંકરે ઝાલીને હાથ, ઉઠાડયા ત્યાં વળી વિશ્વનાથ; પછી કહેવા લાગ્યા મુખે એહ, સુણો નારાયણ

આણી સ્નેહ. ૧૩ તમો જકત તણા પ્રતિપાળ અતી એ-શ્વર્ય તેજ વિશાળ; કરો કલ્યાણ પ્રાણીનું સાર, આપો મુ-કિત વળી નિરધાર. ૧૪ તદપી શું રહ્યુછેજ બાકી, જેથી પુજા કરી મારી પાકી; માટે માગો હવે વરદાન, આપું ઈચ્છિત વસ્તુ આસ્થાન. ૧૫ એવું સુણી શંભુનું વચન, બોલ્યા નારાયણ બ્રહ્મ તન; અહો શીવ રહો આણે ઠાર, જયોત-લિંગ સ્વરૂપેજસાર. ૧૬ જેથી પુજાકરૂં હું હમેશ, જાઉ ત્રિ-કાળ દ્રષ્ટિથી એશ; યાત્રા વાસી આવે આણે ઠામ, નિરખે તમને મને અભિરામ. ૧૭ તેથી દગ્ધ થશે તેનાંપાપ ઓળખે પોતાતણું શુદ્ધ આપ; એવું સુણીને સ્કંદના તાત થયા લંગ સ્વરૂપે સાક્ષાત. ૧૮ બન્યાં મુર્તિરૂપે મહાકાળી, જેને નાકે છે નિર્મળવાળી; તેણે સમે નારાયણે ત્યાંય, કરી સ્થાપના મહુરત માંય. પછી સ્વહસ્તે કરીને સાર, પુજયા પ્રીતી આણિ ત્રિપૂરાર; તેની પુંઠે મુનિ જે તમામ તેણેપુજા કરી અભિરામ ૨૦ વળી સ્તુતિ કરી લાગ્યા પાય, ધર્યું ધ્યાન તમામે તદાય; એતો પાંચમું પ્રગટ સાર, જ્યોતિ-લિંગ કહ્યુ નિરધાર. ૨૧ કેદારેશ્વર એહ કહેવાય, જેના દર્શ-નથી મોક્ષ થાય; કહે સુત સુણો મુનિવ્રાત, યાત્રાવાસીત્યાં જાયે સાક્ષાત. ૨૨ તેતો શીવ વિષ્ણુંને લાગી પાય પેહેરે કંકણ પોતે તદાય; શીવ વિષ્ણુનું અંકિત એહ, તેને પેહેરે જે આણી સ્નેહ. ૨૩ તો તો સંકટ સર્વ પળાય, અંતકાળે પ્રભુ લોકે જાય; હવે છઠ્ઠાલિંગ તણી વાત કહું તમને હુંતો

સાક્ષત. ૨૪ જેને સાંભળતાં અભિરામ ટળે ત્રિવિધિ તાપ તમામ; દેશ કામરૂ મોટો વિશાળ, જેમાં ઔષધી ખુબ ર-સાર ૨૫ તેના ગુણુ તો શ્રેષ્ટ કહેવાય, વશીકર્ણાદિ ચાલે ઉપાય; એહ દેશની માંહીજ સાર, પુરી ડાકિની છે નિરધાર ૨૬ તેનો રાજા થણો શીવ ભક્ત, જેને જાણે છે બધું આજ-ક્ત; અતિ શુરો અને મહાકાય, ધર્મ રીતે કરે નિત્ય ન્યાય. ૨૭ તેને સંકટ આવીયું જેહ, કહું વિસ્તારીને હવે તેહ; ગિરિ સિંહાદ્રિ ઉપર સાર, ભીમ દૈત્ય થયો નિરધાર ૨૮ એ તો કુંભકરણનો તન, તાત જેવો મહા બળવન; તેણે બ્રહ્માનું આદર્યું તપ, વેઠયું કષ્ટ આણી અતિ ખપ. ૨૯ ત્યારે બ્રહ્મા આવ્યા તેણે સ્થાન, આપ્યું ઈચ્છીત તો વરદાન તેથી રાક્ષસી કેરો કુમાર, થયો બળવાન ત્યાં તો અપાર. ૩૦ પછી પ્રથ્વી વિષે ફર્યો એહ, કરવા લાગ્યો અતિશે અન્યાય; તોડી વેદની ત્યાંતો મઝાય. ૩૧ હણે ગાયને નિ દે પુરાણુ, યજ્ઞ બંધ કર્યા નિરવાણુ; લેવા માંડી સતી તણી લાજ, કરેકુત્સિત એવાંજ કાજ. ૩૨ એમ ફરતો ફરતો બધે ત્યાંય, આવ્યો કાકીની પુરીની માંય; ત્યાં તો શીવ ભક્ત દીઠા ભુપાળ, ત્યારે ચઢયો અતિશય કાળ. ૩૩ તેથી યુધ કર્યું તેની સાથ, જીત્યો હેલ્લામાંહી નરનાથ; પછી કેદ કર્યો તેહ ઠાર, એહ નગ્રના ભુપને સાર. ૩૪ લી-ધી ત્રીજોરીલુટી તમામ, માર્યા રક્ષકોને તેણે ઠામ; તેહ કાગે રાજાએ તો ત્યાંય, ભજયા શંકર કેદની માંય. ૩૫ કર્યું મૃ-

તિકાનું એક બાણુ; અતિ સુંદર તે નિરવાણુ;તેની માનસી
પુજા તો જેહ, કરે હમેશ આણીને સ્નેહ. ૩૬ દીઠું ચોકી-
દારે એહ ઠામ, શીવપુજન તો અભિરામ; ત્યારે આવીને
દઈત્યની પાસ, કહયું નૃપનું કૃત્ય પ્રકાશ. ૩૭ કરે કેદમાં
શીવપુજાય, તમને હણુવા માટે આ વેળાય; એવો દુતનો
સાંભળી બોધ, ચડયો અત્યંતદઈત્યનેક્રોધ. ૩૮ ત્યારેઉઠયો
ત્યાંથી નિરધાર, આવ્યો કેદખાના માંહી સાર; પછીજોયું
તપાસીને ત્યાંય, તો તો બાણુ દીઠું કેદમાંય. ૩૯ એટલે
ભુપતીને પુછી વાત અલ્યા શું કર્યું છે આ સાક્ષાત કીયો
દેવતો આતો કહેવાય, કેમ કરે છે એનીસેવાય ૪૦ એવાં
દુષ્ટનાં સુણી વચન, બોલ્યો ભુપતિ તો મહા મન. ૪૧
અહો દુષ્ટ શું પુછેછેવાત, એતો સ્વામિ મારા છે સાક્ષાત.
૪૧ નામ શંકર એમનું કહાવે,બ્રહ્મા વિસ્નુપુજે જેને ભાવે;
એતો કરશે મારીજ સહાય, તને હણુશે નિશચેઆ વેળાય.
૪૨ એવા રાજાના સુણી વચન,અતિ કોપ ચઢયો દઈતતન;
તેથી હાથમાં લઈ તરવાર, કર્યો બાણુની માંહી પ્રહાર. ૪૩
એટલે પ્રથવી ફાટી તેણે ઠામ,પ્રગટયા શંકરતો અભિરામ;
મહા વિકરાળ જેનું સ્વરૂપ, ઓઢયું વાઘાંબર તો અનુપ.
૪૪ જાણે સૃષ્ટિ તણો આણીવાર, કરશે પ્રલયતો નિરધાર;
પછી શંકરે દઈત્યની સંગ કર્યું યુધ્ધ તો આણી ઊમંગ.
૪૫ માર્યા રાક્ષસ કોટાનકોટી જેનીયુધમાં સાખજ મોટી;
વળતીહોકારોકર્યો તે ઠાર, તેથીઅગ્નિપ્રગટ થયો સાર. ૪૬

તેણે કરી ભીમાસુર પાપી, બળી ભસ્મ થયો ત્યાં પ્રતાપી; તેની પૃથ્વીમાં પડી રક્ષાય; તેમાં ઓષધી ઊગીતકાય; ૪૭ તેણે કરીને કામ થાશે, વશીકર્ણાદી સર્વ પ્રકાશે; વળી ઔષધી તો એહ સાર, રાખે પાસે સદા નરનાર. ૪૮ તોતે પ્રેતાદી દોષ તમામ, નથી નડતા વળી અભીરામ; મુઓ ભિસ્માસુર જેણીવાર, ત્યારે વરત્યો ત્યાં જયજયકાર. ૪૯ આવ્યા બ્રાહ્મણ સૌ તેણે ઠાર, કરવા શીવનાં દર્શન સાર; તે તો સ્તુતી કરી તેણે ઠામ, નમ્યા શંકરને અભિરામ. ૫૦ બહુ વખાણ નિર્ગુણ દેવ, સ્તોત્ર પાઠ કરે તળી સેવા; હવે ભુપતિ ને તે વેળાય, કહેવા લાગ્યાપોતેશીવરાય. ૫૧ અહો ભુપતિ તું માગઆજ,પુરૂ તારામનોરથ કાજ;ત્યારે ભુપતિ બોલ્યા વચન, સુણો આ સમે પંચ વદન, ૫૨ આપો ભક્તિ તમારીજ સાર, બીજું ઇચ્છું નહિ હું લગાર; વળીઆ ઠેકાણેકરીવાસ;રહો નિરંતર અવિનાશ.૫૩ જેથીભકતકરીને પુજાય; પામે લોક તમારો સદાય એવી રાજાની સાંભળી વાણી થયા લિંગ પોતે શુળ પાણી. ૫૪ બન્યાં મુર્ત્તિ મહાકાળી માત, સ્વામિ પાસ રહેવાને સાક્ષાત; ત્યારે ભુપતિએ તેણે ઠામ. સ્થાપ્યા શંકરને અભિરામ. ૫૫ વેદ મંત્રે કરી નિરધાર, કરિ પ્રતિષ્ઠા પુરણ સાર; છઠું જયોતિ લિંગ કહેવાય, ભીમશંકર એવી આખ્યાય. ૫૬ તેનાં દરશનથી દુઃખ જાશે, અંતકાળે તો મોક્ષ પમાશે; સુણે જયોતિલિંગની કથાય, તેના ત્રિવિધ તાપ હણાય.

વલણ. પાંચમું ને છઠું વળી, જ્યોતિલિંગ મહાકાંથરે,
ગા કહે તેનો કથો, પુરો આ મહિમાથરે. ૫૮

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે ગ્નાન સહિતાયાં, પ્રથમ
પંચમ તથા ષષ્ટમજ્યોતિલિંગ વર્ણનોનામ દ્વિષ્ટીતમોધ્યા ષચાશતમોઽધ્યાયઃ ૬૨

અધ્યાય ૬૩ મો પંચક્રોશીની ઉત્પત્તિ.

રાગ સોરઠ.

સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૌ રૂષિરાય;
સ્તારી સંભળાવું હાવે, કાશીનોમહિમાય. ૧ કાશી પુંઠે
ંચપાંચ ગાઉ, પૃથ્વી દીસે સાર, પંચક્રોશીએ તો કહાવે,
ક્ષ ભુમિ નિરધાર. ૨ એક દિવસના સમાયોગમાં, અંતર
ાણી પ્રેમ; પારવતીએ શીવને પુછ્યું, પ્રશ્ન તોસુંદીર તેમ.
અહોનાથ આ પંચ કરોષી કાશી જે કહેવાય; તેની તો
ત્પત્તિ કહોને, વળી તેનો મહિમાય. ૪ એવું સાંભળી
ંકર બોલ્યાસાંભળોનારી વાત; મોક્ષપૃથ્વી એપંચકરોશી,
તમ છે સાક્ષાત. ૫ પ્રલ્લેમાં પણ એ પૃથ્વીનો નથી થાતો
ળી નાશ; મારા ત્રીશુળ ઉપર એને, રાખું નિત્ય પ્રકાશ.
પુર્વે તેજોમય હું હતો, વ્યાપક વિશ્વાધાર; તે વારે
ારાથી પ્રગટયાં એક પુરૂષ એક નાર. ૭ તેને મન વિચાર
યો, ત્યાં સાંભળ અબળા વાણ; કોનાથી પ્રગટયાં આપ-
બે, કર્તા કોણ પ્રમાણ ૮ તે કાળે નભમાંથી પ્રગટી,
ણી તેણે ઠામ; તપકર તપકર એવું સુચવ્યું, તે માંહી
ભિરામ. ૯ એવું સાંભળી પુર્ષ પ્રકૃતિ, બોલ્યાં તેણે ઠામ
પ કરવાનું સ્થાનક અમને, નથી જડતું અભિરામ, ૧૦

તે વખતે શંકર કહે મારા, તેજ તત્વથી ત્યાંય; પંચક્રોશી ઉત્પન કીધી, પૃથ્વી હેઠા માંય. ૧૧ તેને નીચે મોકલી વળતી; નિશ્ચે અંતરિયાળ; તેમાં તપ કરવા તે બેઠાં, દંપતિ તેણે કાળ. ૧૨ ઘણા કાળ સુધી તપ કીધું, વિશ્ણુએતે ઠામ; ત્યારે તેના વપુથી છુટયું, વારી તો અભિરામ. ૧૩ તે વારી ફેલાયું ઝાઝું, જળ જળ બંબાકાર; એટલે વિશ્નુ વિસ્મય પામ્યા, મનમાં તેણે ડાર. ૧૪ તે કાળે તેની પાસે હું, જઈને ઉભો નાર; વળતી શીશ ધુણાવ્યું મેંતો, પામી હર્ખ અપાર. ૧૫ તે વખતે મુજ કણથી પડીયો, મણી હેઠા નિરધાર એ સ્થાનકને હાલ કહે છે, મણિ કર્ણિકા સાર, ૧૬ ઘાટ બન્યો એ ઉત્તમ નારી, ઓ વારો શુભ ત્યાંય; તે ઠેકાણે સ્નાન કરે તે, આવે નહિ જગમાય. ૧૭ વળતી વિશ્નુ મુજ આજ્ઞાથી, સુતા જળની માંય; તે વેળાએ પ્રકૃતિ પેઠી, નિદ્રા થઈને ત્યાંય. ૧૮ એવામાં વિશ્ણુ નાભિથી, કમળ થયું તે ઠાર; તેમાં બ્રહ્મા પ્રગટયા પોતે, મુખ જેને છે ચાર. ૧૯ તે બ્રહ્માને વિશ્નુએ બે, પિતા પુત્ર કહેવાય; તેની પુર્વે કહી છે સુતે, શૌનકને કથાય. ૨૦ બ્રહ્માએ વિચારયુવળતી, અંતરમાં તે ઠાર; ઉરતા મારો કોણ કહાવે, કોનો સુત હું સાર ૨૧ એટલે વિશ્ણું નિંદ્રામાંથી. ઊઠીને આવ્યા પાસ; વળતી તેને કહેવા લાગ્યા, આણીને ઉલ્લાસ. ૨૨ અહો વિધાતા તારો હું તો, કરતા છું બળવાન; માટે મારી આજ્ઞા સઘળી, પાળો આણે સ્થાન. ૨૩ ત્યારે બ્રહ્મા કહેવા લાગ્યા

ારનુને તે ઠાર; મારા કર્તા તમે પણ; તમ કર્તા કોણ
ાર. ૨૪ એવી રીતે બેઉ જણાએ, કીધો વાદ અપાર;
યારે મેંતો દર્શન દીધુ, કહે શીવ સાંભળનાર. ૨૫
કાળે મુજને દેખીને, સ્તુતિ કીધી ત્યાંય વળતી
ાથા નમીને મુકયાં, મુસ્તક પગની માંય. ૨૬ એ-
ને મેંતો સમજણ આપી, બેઉને તેણે સ્થાન; વળી
ષ્ટિ કરવાને માટે, આપ્યાં સુભ વરદાન. ૨૭ તેથી તેણે
ષ્ટિ કીધી, ક્ષણું નવ લાગીવાર; પંચાશતકોટી ભૂમંડળ,
નાવ્યું નિરધાર. ૨૮ તેનીમધ્યે દેવ દૈત્યને, માનવકેરીજાત
રવેને વસાવ્યાં ત્યાં તો, બ્રહ્માએ સાક્ષાત. ૨૯વિશ્ણું તેનું
ાલન કર્ત્તા,પાળીમુજ આજ્ઞાય;એવીરીતેસંહારૂં હુંસૃષ્ટિને
દાયં. ૩૦ પંચાશત કોટી આ પૃથ્વી, વિધિ એ કીધી જેહ;
ના ઊપર પંચકોશી, સ્થાપીમેંતો એહ, ૩૧ લોક તણા
ટ્યાણુને માટે, ઉત્તમ એ ઉપાય; ત્રિસુળથી ઉતારી મુકું,
રવેએહસદાય. ૩૨ જયારેપ્રલ્લે થાયેત્યારે, ધરૂ ત્રિસુળપર
ાહ, નાશનહિકોઈ કાળે એનો, અચળ પૃથ્વી છે એહ. ૩૩
પૃથ્વીમાંસ્થાપન કીધું, સ્વહસ્તેમેં બાણ;અવિમુકતેશ્વર
ામ તેહનું, પ્રતાપી એ નિરવાણ. ૩૪ પંચકોશીકેરા એતો
ાામિ શીવ કહેવાય; તેનું દર્શન પુજન કરતાં, મુકિતસંઘ
ાાય. ૩૫ અતિપાપી પ્રાણીને પણ, મુકિત આપેદેવમારા
ાકની માંહી આને, દેહપડેતતખેત્ર. ૩૬બીજા તિરથક્ષેત્રની
ાંહી, સારૂપ્ય મુકિત થાય; પણ આ પંચકોશીથીતો, સા

યુજય મોક્ષપમાય. ૩૭ કોઇ ઠેકાણેનથીઓધરતો, પાપી પ્રાણી જેહ; તેતો વારાણશીમાં મરતા, ફરી નવ પામે દેહ. ૩૮ તેત્રીસક્રોટીદેવો તેપણ, પંચકોશીમાંય; મરવાનેઇચ્છેછેપોતે રહેવાનું વળી ત્યાંય. ૩૯ પ્રયાગની માંહી જન મરતાં, સદ્ય તરે સંસાર પણ કાશીમાં મૃત્યું પામે, તેને ધન્ય અપાર. ૪૦ બેઉ ઠેકાણે ફળનો દાતા, હુંતોછું અબળાય; પણ કાશીસેવન કરનારો મુજ અંશીકહેવાય. ૪૧ અતિ પાપીને ગુરૂ હત્યારો ઢિમ્મરને ચાંડાળ સુવાવડીને રજસ્વળા ત્યમ, વિધગાનાનું બાળ. ૪૨ સુરાપાન કરતા મતવાદી, દંભીહોયેજન; તોપણ તે મુકિત પામે છે, થાતાંત્યાંયપતન. ૪૩ અયોધ્યાદિ મોક્ષ પુરીઓ પુરાણમાં કહી જેહ વળી પુષ્કર આદિ સૌ તિર્થો; ક્ષેત્ર બીજાંતો એહ, ૪૪ તેમાં કોટીક ફેરાજાએ, પ્રાણીને નર નેનાર; તે પુન્યે કાશીમાં પામે, મૃત્યું એતો સાર. ૪૫ પંચ કોશીકેરા પ્રાણી, સ્થાવર જંગમ જેહ; તે સુદ્ધાંપણ મુક્તિ પામે, તેમાં નહિ સંદેહ ૪૬ એવા એસ્થાનકની માંહી તપ કરીને બળવાન; કોટીક યોગી મુક્તિ પામ્યા, મળિયા પ્રવિચળ સ્થાન. ૪૭ વિષ્ણુ આદિ દેવે તે પણ, કરીને ઊપાસન, અતિ ઉત્તમ શકિને પામ્યા, નિર્મળ જેનું મન ૪૮ વળી એ પંચક્રોશી માંહી, દેવ આણી પ્રેમ; ઘણાં લિંગ સ્થાપન કીધાં છે, મારાં તોવળીતેમ. ૪૯ શૈલેશ્વર ને શુક્રેશ્વર તેમ, સંગમેશ્વર વિખ્યાત; એ વિના બીજાં બહુ બાણો, મારાં છે સાક્ષાત. ૫૦ તે સઘળાનું દર્શન કરવું,

પ્રાણીને તે ઠાર; તેવી રીતે પંચક્રોશી પુંઠે ફરવું સાર. ૫૧ કાશી પુંઠે પાંચ પાંચ ગાઉ; કરશે પરકંબાય; સફળ જન્મ તે પ્રાણી કેરો, કોટી ઘણું ફળ થાય. ૫૨ મરવું ભલું કાશીની માંહી, લેવું શીવનું નામ; પીવું જળ ગંગાનું ઉત્તમ; કરવું ધર્મનુ કામ. ૫૩ એ રીતે પંચક્રોશીનો, ઊત્પત્તિ મહીમાય; શંકરે ગૌરીને કીધો, આણી ઉત્કંઠાય. ૫૪ તેને જે કોઈ શ્રવણુ કરે છે, પ્રાણી નરને નાર; ગંગાસ્નાન તેનું ફળ તેને, ઉપજે જ્ઞાન અપાર. ૫૫ પંચકોશી કેરો કીધો થોડો મહિમાય; શેષ જેવા પણ પાર ન પામે, વર્ણવતાં સદાય. ૫૬.

વલણ એવું સાંભળી બોલિયાં, મહાકાળી માતાયરે; દુર્ગો કહે એતો વળી; પુછે પ્રશ્ન તદાયરેરેરે ૫૭

ઇતિશ્રી શ્રીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં પંચક્રોશી ઊત્પતિ કથિતા નામ ત્રીષષ્ટીતમોઽધ્યાયઃ ૬૩

### અધ્યાય ૬૪ મો—પંચક્રોશી મહાત્મ.

રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; પછી કાત્યાયનીતેણે,ઠારકહે શંકરને નિરધાર. ૧ અહો સ્વામિ તમે આ વેળાય, કહો પંચકોશી મહિમાય તેમાં એ જગાએ મરે જેહ, પામે સાયુજય મુક્તિ તોતેહ. ૨ એહ વાતમાં મુને શંકાય, તેને મટાડો આણી વેળાય; પુર્વે કહી તી તમે મુને વાત, અંતકાળ તાણી તો સાક્ષાત. ૩ મરતી વખતે રહે જયાંહી મન, નિશ્ચે ધરવું પડે ત્યાંતો તન; ત્યારે

પડતાં કાશી માંહી દેહ, રહે પુત્રાદિ વિષેજ સ્નેહ. ૪ તો તો જન્મ તેનો ફરી થાય, કે એ સાજ્ય મુકિત એ જાય; એ બે માંહી ખરૂં કીધું ઇશ, તે તો કહો તમે આણુ દીશ. ૫ એવાં સતીનાં સુણી વચન, બોલ્યા ગાજીને પંચવદન; અહો નારી તું સાંભળ હાવે, કહું ઉત્તર એ પ્રેમ ભાવે, મરતીવખતે રહે મન સ્થીર, રાખે ધ્યાનમાં મુજને ધીર; તો તો તત્કાળ મુકિતએ જાય સંચિત ક્રિયમાણુ કર્મ હણાય, ૭ રહે પુત્રાદિમાં વાસનાય, તો તો જન્મતે ઠેકાણે થાય;એવો વેદ વિષે લખ્યો ન્યાય, તેહ જન્મમાં ફળ પમાય. ૮ વળી બીજો તને ઇતિહાસ; કહું આણીનેંઝાઝો ઉલ્લાસકરેતીર્થમાં જઇપાપ તેતો મેત થશે પ્રાણી આપ. ૯પામેપિશાચ યોનિ તે પ્રાણી કષ્ઠ ભોગવેત્યાંનિરવાણી;વીતે વરસ દશહજાર, ત્યારે છેવટ થાશે ઉદ્ધાર.૧૦ રહે તીરથમાં નરનારી, તેથી મુક્તિ મળે છે જ ભારી; પણ પ્રારબ્ધ ભોગવવું પડે, તેથી કષ્ટતો કાયાને નડે. ૧૧ વિના પ્રારબ્ધ ભોગવે સાર, નથી મૃત્યું થાતું નીર ધાર; દેહ પડયા પછી ક્રિયમાણુ, તર્ત ફળશે તેને નિરવાણુ. ૧૨ એવાં સ્વામિનાં સુણીવચન,બોલ્યાં સતી તો હરખીને મન; અહો સ્વામિ સુણો આણીવાર, બીજું પ્રશ્ન પુછું નિરધાર. ૧૩ પ્રાગમાંહી જેનો નાશ થાય, તેથી ઇચ્છિત કામ પમાય; કાશીમાંહી પાડે તન,તેનાં છુટે તમામબંધન. ૧૪ ત્યારે પ્રાગમાં મરનારી નારી, ઇચ્છે સ્વામી થવો પુર્ણ

ચારી; તેહ પુરૂષ કાશીમાં મરે, તેનો સબંધ શી રીતે ઠરે, ૧૫ ઇચ્છેલો પતિ જોના પમાય, તોતો પ્રાગનો શો મહીમાય; તેહ પુરૂષ મોક્ષ ન પામે, ત્યારે કામી તનું ફળવામે. ૧૬ માટે સાચું કીયું મહારાજા, કહો વિસ્તારીને તને આજ એવી સાંભળી સતીની વાણી; બોલ્યાંતેસમેશારંગ પાણી. ૧૭ ધન્ય ધન્ય તને મારી નાર, રૂડું પ્રશ્ન પુછ્યું આણીવાર પ્રાગ પૃથ્વીમાં મરનારી કેરી, વિષ્નુ પુરશે આશા ઘણેરી ૧૮ તેવો કાશીમાં મરે જેજન, તેનાંછોડુછું હું તોબંધન; એહ; સાચીછે ઉભય વાત, બેઉ પામે છે ફળ સાક્ષાત. ૧૯ પણ પ્રાગમાં મરનારી નાર, તેણે ઈચ્છયો હશે ભરથાર; તેનો કાશીમાં પડતાં દેહ, મોક્ષ પામશે નિશ્ચય એહ. ૨૦ વળી પ્રાગવાળી પ્રિયા સારૂં, વિષ્નું પુરૂષ નવો કરે ચારૂ; તેવાં લક્ષણને તેવો ગુણ, તેવો પ્રારબ્ધી પ્રેમી નીપુણ. ૨૧ નાંખે તેને આ સુષ્ટિમાંય, વરે પેલી પ્રિયા તેને ત્યાંય; એમ ત્રિતા તણી કલ્પનાય, કરે પુરણ વૈકુંઠરાય. ૨૨ એવો સાંભળી ઉત્તર સાર, થયાં ગૌરી ખુશિ તેણે ઠાર, મટયોસંશય અંતર કેરો; થયો આણુંદ તેથી ઘણેરો. ૨૩ હવે સુતવધા તેણે ઠાર સુણો વિપ્ર તમે આણીવાર; આવ્યાં કાશિમાં ગંગાજી જેહ; કહું આખ્યાન વિસ્તારિ એહ. ૨૪. એક સમે શ્રી વિશ્નુએ સાર, ધર્યો ભુતળામાં અવતાર; થયા વામનજી મહાકાય, નિશ્ચે છે તરવા બળિરાય. ૨૫ વળતી વધ્યા પોતે કીરતાર, ત્રણ ડગલાં પૃથ્વિ લેવો સાર; એક ચર્ણતો રાખ્યો પાતાળ,

બીજો બ્રહ્માને લોકે વિશાળ. ૨૬ તેહ ચર્ણ જોઇ તેણે ઠાર, ધોયો બ્રહ્માએતો નિરધાર; પછી ધોયેલું પાણિ તો એહ, રાખ્યું કમંડળ માંહિ તેહ. ૨૭ થયાં ગંગા તેનાં નિરધાર, વિષ્ણુ પાદોદકી તે તો સાર. તેમાં સ્નાન કીધે મોક્ષ થાય, બ્રહ્મહત્યા પાપ હણાય. ૨૮ હવે સ્વર્ગની એ સરિતાય, કેમ પૃથિવ વિષે આવ્યાં માય; તેની વિસ્તારી કહુછું. વાત, સુણો વિપ્ર તમે તો સાક્ષાત. ૨૯ ભગીરથ નામે થયો ભુપ, મહા તેજસ્વીજ્ઞાની અનુપ; તેણે પૂર્વજ તારવા સારૂ કર્યું ગંગા તણું તપ સારૂ. ૩૦ તેથી રીઝયાં તેને ગંગા માતા, ત્યારે શ્રી મુખે બોલ્યા સાક્ષાત; અહો ભુપપછું પ્રસન તુને, ગણી ખુશી કરી તેતો મુને. ૩૧ તેથી આવીશહું આણીવાર, કરીશ પૂર્વજોકેરો ઉદ્ધાર, પણ ધરનારો મારી-ધારાય, લાવ ખોળિને તું આ વેળાય. ૩૨ નહિ તો પૃથ્વી ફોડી તતકાળ, નીશ્ચે જઇશ છેલ્લે પાતાળ; એવું સુણીગંગાનું વચન, ભુપે આરાધ્યા પંચવદન. ૩૩ ત્યારે પ્રસન્ન થઇ મહાદેવ, આવ્યા ગંગા ધરવા તતખેવ; તેણે સમે ત્યાં ગંગાજી માત, પડયાં સત્ય લોકેથિ સાક્ષાત. ૩૪તેને શંકરે જટાની માંય, ગુંચવીને રાખ્યાં ગુપ્તત્યાંય; ત્યારે ભગીરથે તેણે ઠાર, ઘણા કાલાવાલા કર્યા સાર. ૩૫ પછિ પૃથ્વીમાં ચાલ્યો પ્રભાય, આગળ ભુપને પુંઠે ગંગાય; તે તો આવ્યાં કાશિપુરિ પાસ, પંચકરોશિની માય પ્રકાશ, ૩૬ એવામાં એહ માર્ગની માંય, જન્હુ રૂષિ બેઠા હતા ત્યાંય; તેને કર્યું

ગંગા તનું પાન, ગર્વ વાકય સુણિને નિદાન. ૩૭ ત્યારે ભગીરથ લાગ્યો પાય, અહો રૂષિ કરો કૃપાય; મારો ક્ષમા કરિ અપરાધ, આપો ગંગા તજી પાછો બાધ. ૩૮ એવું સુણિ રાજાનું વચન, થયાઝન્નું રૂષિ ત્યાં પ્રસન્નપછિ જાંઘ ક્ષેચી તેણે ઠાર,કાઢયાંગંગાજી બારણેસાર; રહયાં તેદીનથી ગંગામાત, પચંકોશીની માંહય સાક્ષાત; કહયું ભુપતિને તેણે ઠાર, ગંગાજીએ પોતેનિરધાર. ૪૦ અહો ભગીરથ સુણ વાત, થયું વિઘન જાતાં સાક્ષાત;માટે હમણાંઆવીશ નહી, રેહેવું પડશે થોડાદિન આંહી. ૪૧ જયારે આવશે કળિયુગ દુષ્ટ, જેમાં રહયા છે અધર્મ પુષ્ટ; તેનાં વરસ પાંચહજાર, જાતાં હું આવીશ તેણે ઠાર. ૪૨ ત્યારે પુર્વ જો તાહારાજેહ સર્વે ઊદ્ધાર પામશે એહ; એવી ભુપને કહી વાચાય, કર્યો વચન આપી વિદાય. ૪૩ રહયાં ગંગાજી તો તેણે ઠામ, ત્રિતિ આણી અભિરામ; એક પંચકોશી બીજી ગંગા, બેઉ તીરથ શ્રેષ્ટ અભંગા. ૪૪ ત્રિજા વિશ્વ પતિ શિવરાય, કહુ તેહની હવે કથાય; જયોતિ લિંગ એ સાતનું સાર; જેના દઈવતનો નાહિપાર. ૪૫ દર્શન કરતાં બળે બધાં પાપ, વળી ઓળખાયે પોતાનું આપ. ૪૬

વલણ. ઉત્પત્તિ ગંગા તણી, કહી વિસ્તારી સારરે;
દુર્ગા કહે તેને સુણે, તે નર ઉતરે પારરેરેરે. ૪૭

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
પંચકોશી મહાત્મ્યંકથિતં નામ ચતુષષ્ટોતમોઽધ્યાયઃ ૬૪

અધ્યાય ૧૫ મો—સપ્તમ જ્યોતિલિંગ વર્ણન.

રાગ સોરઠ.

સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૌ રૂષીરાય; વિસ્તારી સંભળાવું હાવે, વિશ્વનાથ મહિમાય. ૧ એક સમે શંકર પારવતિ, આણીને ઉલ્લાસ; બ્રહ્મલોકની માંહી આવ્યાં, બ્રહ્મા કેરી પાસ. ૨ તેને દેખી પરમેષ્ટીતો, પામ્યા હર્ખ અપાર; ઉભા થઇને આસન આપ્યું, પુજનકીધુંસાર. ૩ ત્યાર પછીથી કરવા માંડી, સ્તુતી તો બળવાન; પાંચે મુખથી ધારા ચાલી વાણીએ પાવન. ૪ ચારે મુખથી ચારે વેદો, ઉચ્ચારે તે ઠાર; તેમાં શંકર કેરો મહિમા, વર્ણવીઓ અપાર. ૫ તે કાળે પાંચમું જે મોઢું, બ્રહ્મકેરૂં સાર; તે તો નાસ્તિક વાણી બોલે, નિષીધ વાકય નિરધાર ૬ સરસ્વતિનો શ્રાપ થયોતો, બ્રહ્માને બળવાન; તેથી એ મોઢું તો બોલે, દુષ્ટ વચન તે સ્થાન. ૭ એવું દેખી શંકરે તો, કીધો મન વિચાર; આમુખની વાણીસાંભળતાં, પ્રાણી બુડશે શાર. ૮ વિધાતા જેવા ત્રિદશને, મોઢું આ કલંક; તે માટે હું કાપી નાખું; મુસ્તક આડે અંક. ૯ એમ વિચારી શંકરેતો, ત્રિશુળ માર્યું ત્યાંય; તેથી પાંચમું મુસ્તક કાપી, પાડયું પૃથ્વીમાંય. ૧૦ તે કાળે એ મુસ્તક ઉડયું જોર કરી બળવાન; એતો શીવને ચોટવા આવ્યું, નિશ્ચે તેણે સ્થાન. ૧૧ તેથી શંકર નાઠા ત્યાંથી, ઉમાપતી બળવન; પંચક્રોશી માંહી આવ્યા, હેલામાં રાજન. ૧૨ તે કાળે પેલું જે માંથું,

બ્રહ્મા કેરૂં સાર; તેતો પંચકોશી માંહી, આવ્યું નહિ નિરધાર, ૧૩ તે દીનથી શંકર ત્યાં વસિયા, લિંગ સ્વરૂપે ઈશ; મહાકળી મુર્તિ થઇ બેઠાં પોતે તેણે દીશ. ૧૪ તે કાળે બ્રહ્માદિ દેવે, કરી પ્રતિષ્ઠા ત્યાંય; વિશ્વનાથ એ શંકર કહાવે, જયોતિર્લિંગ જગમાંય. ૧૫ પંચકોશી કેરો મહિમા દરશાવા દયાળ; બ્રહ્મશીશથી નાશી આવ્યા, કાશીમાં પ્રતીપાળ. ૧૬ તેનું દરશાન કરતાં થાશે અંતરમાંહી જ્ઞાન; વળી અંતે મુકિત પમાશે, આ લોકે બહુ માન. ૧૭ દારૂણ દુઃખ હોયે પ્રાણીને, તે પણ તેનું જાય; વિશ્વનાથ એમ કહેતાં મોઢે, કોટી જગન ફળ થાય, ૧૮ પેહેલી પંચકોશી પૃથ્વી, બીજી ગંગાસાર; ત્રીજા શંકર એ ત્રણ મળીને, ત્રિવેણી કહેવાય. ૧૯ તેના ફળને કહેવા માટે, નથી સમર્થ કોઇદેવ; સરસ્વતી પણ થાકી જાયે, શેષ સરિખા એવ, ૨૦ ત્રણ લોકની માંહી આવું, નથી ક્ષેત્ર પાવન; જેની માંહી વાસ કર્યાથી, મુકિત પામે જન ૨૧ મનુશા દેહ દુર્લ્લભ પામીને. નથી કાશીમાં આવ્યો; તેનું જીવતર વ્યર્થ જાણવું, એળે જન્મ ગુમાવ્યો. ૨૨ વણ કષ્ટે મુકિત પામ્યાનો, પ્રસિદ્ધ એઉપાય; કાશીમાં મુખથી કહેતાં, કોટી વિઘ્ન હણાય. ૨૩ કળિયુગ માહી ગંગ જાશે, પાતાળે નિરધાર; પણ પંચકોશીનો મહિમા, નહિ જાયે તે ઠાર. ૨૪ વિશ્વનાથ પણ નહિ જાવાના કાશીછોડીઇશ; અક્ષરધામ કહયું છેએતો, શ્રુતિમા અહોનીશ

વર્ણ્યું એ રીતે સુતે કહ્યો, સપ્તમ લિંગ મહિમાયરે;

દુર્ગા કહે તેને સુણે, તે નર મોક્ષે જાયરેરેરે. ૨૬

ઇતિ શ્રી શિવ પુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં,
સપ્તમ જ્યોતિર્લિંગવર્ણનો નામ પંચષષ્ટીતમોઽધ્યાય; ૬૬

## અધ્યાય ૬૬ મો—ગૌતમ ઉપર વીપ્રોએ મુકેલો ખોટો અભિશેક

### રાગ મારૂ.

બોલ્યા સૂતપુરાણી વચન, સૂણો શૌનકાદિ મુનિજન હવે આઠમું લિંગતો જેહ, ત્ર્યંબકેશ્વરનામેછેએહ. ૧ તેની ઉત્પત્તિ કહું આણીવાર, જેને સુણતાં થાય ઉદ્ધાર મળે સુખને આનંદ થાય, કોટી જન્મનાપાપહણાય.૨ એક સમે પૃથ્વી માંહી સાર, થઈ અનાવૃષ્ટીનિરધાર; શતવર્ષ સુધીબધે ઠામ, વૃષ્ટી બંધથઈઅભિરામ.૩ તેથી ઔષધીવૃક્ષ અપાર, સુકાઈ કાષ્ટ થયાં નિરધાર; ખૂટયાં પૃથ્વી ઉપરનાં પાણી, કંઈ વારી નહિ નિરવાણી ૪ તેણે કરી પશુ પક્ષી જાત,નરનારી ઘણાંક સાક્ષાત; પામ્યાંમર્ણ તૃષાતુરથઈ;કેટલાંનેતો શુદ્ધ ન રહી. ૫ તેણેસમે ગિરિબ્રહ્મપાસ,આશ્રમ ગૌતમકેરો પ્રકાશ;આવ્યા બ્રાહ્મણો સર્વે તે ઠામ, કર્યો ગૌતમનેતો પ્રમાણ. ૬ પછીમુખથી બોલિયા સર્વ તજી પોતાના મનનો ગર્વ અહો મુનિ રાખો તમે શર્ણ, થશે આ સમે અમારૂં મર્ણ. ૭ તલખે પાણી વિનાસૌનાપ્રાણ, માટેકૃપાકરોનિરવાણ;એવાંવિપ્રોનાં સુણી વચન, આવી ગૌતમને દયા મન. ૮ તેથી સૌને કહ્યુ તેણીવાર રહો નિભર્યથીઆણેઠાર જળકરીશ હુંતો ઉત્પન્ન, તેણે રહેશે તમારૂં જીવન. ૯ એમ વિપ્રોને ધીરજઆપીતપ કરવા ત્યાં બેઠા પ્રતાપી; ધર્યું વરૂણદેવનું ધ્યાન, તેથી વરૂણ

આવ્યા તે સ્થાન ૧૦ પછી વારી પતિ કહેવચન સુણો ગૌ-
તમજી સુભમન. આવ્યોઆપવાહુંવરદાન, માટે માગો તમે
આણે સ્નાન.૧૧એવીવરૂણનીસુણી વાણી, બોલ્યા ગૌતમ
ત્યાં પ્રેમ આણી; અહોવારીપતી સુણોવાત કરો વૃષ્ટી તમે
તો સાક્ષાત. ૧૨ જેથીઉગરે પ્રાણીનાપ્રાણ.પાકે ધાન્ય અતિ
નિરવાણ; એવું વાકય સુણી જળદેવ, બોલ્યા પ્રીતિ આણી
તતખેવ. ૧૩ અહો મુનિ સુણો આ વેળાય જળ વૃષ્ટિ
હમણાં નહિથાય;દૈવઇચ્છા મોટી નિરધાર,તેમાં મારૂં ન ચા
ણે લગાર, ૧૪ પણ ખાડો ખોદો તમેએક, કુવાજેવોલાંબો
પોળોછેકતેમાં પ્રગટ થાશેજ પ્રાણી, તેતો સંજીવન નિર-
વાણી. ૧૫ ફાવે તેટલું વાવરો સાર, પણ લાંચે નહીંએ
લગાર; એહ પાણી થકી આણે ઠામ, જવ ઉછરશે અભિ-
રામ. ૧૬ એવું વરૂણનું વાકયસુણી, કર્યો વિપ્રાએ ખાધરો
ખણી;ત્યારે પેદા થયું તેમાંજળ, એવીદેવની સત્તા પ્રબળ.
૧૭ પછી વરૂણ ત્યાં થકી સાર, આવ્યાપોતા તણે દરબાર;
પામ્યા બ્રાહ્મણ તો અતિ સુખ ગયું દુકાળ કેરૂજ દુઃખ.૧૮
પાકે પાણીથી વ્રીહી જુવાર, વળી પુશ્કળ નીપજી ચાર; તેને
ચરી ધેનુ આપે દુધ, ઘૃત માંખણ નિપજે શુદ્ધ ૧૯ તેથી
બ્રાહ્મણનાં ચાલ્યાં કર્મ, નિત્ય નૈમિત્ય સૌ અભિરામ; હોમ
યાગાદિ ચાલી ક્રિયાય, પુજા દેવો, તણી તેહથાય. ૨૦ એમ
આનંદ પામતાં સાર, વિત્યાદિવસ ઝાઝા તેઠાર; એવામાં
રૂષી ગૌતમ કેરા, ગયા વિદ્યારથી જળ લેવા. ૨૧ તેણે સમે

વિપ્રો તણી નાર. જળ ભરતી હતી નિરધાર; તેથી ગૌતમ શિષ્યોને ત્યાંય, કર્યા દુકારા ગર્વની માય. ૨૨ નવ લેવા દીધું પાણી લેશ, પાછા કાઢી મુકયા કરી કલેશ; ત્યારે વિદ્યાર્થી પામી ત્રાસ, આવ્યા અહલ્યા પાસે પ્રકાશ. ૨૩ કહયો વિપ્રોની સ્ત્રીનો અન્યાય, અથઈતિ બધી વારતાય, ત્યારે અહલ્યા થયાં તૈયાર, ચાલ્યાં વિદ્યારથી જોડે સાર. ૨૪ પછી ખાધરા આગળ આવી, રૂષિ પત્નિઓને સમજાવી; કહયાં નીતિનાં વાકય તે ઠાર; ઘટે તેવાં વળી નિરધાર. ૨૫ પછી પાણી લેઈ અભીરામ; આવ્યાંઅહલ્યા પોતાને ઠામ, હવે રૂષીની પત્નીઓ સાર; ગઈ પોત પોતા તણે ઠાર. ૨૬ પછી પોતાના સ્વામીની પાસ, કહેવા લાગી કરીને કંકાસ, બળ્યું જીવિત આતો હમારૂં, બળ્યું સેવનકરવું તમારૂં. ૨૭ બળ્યું પરવશ રહેવું આ ઠામ, બળ્યો સંસારઆ અભિરામ; વળી વિદ્યા તમારી જે સાર;તેને આ સમે નિશ્ચે ધિકકાર. ૨૮ રહે ઓશીઆળા જન જેહ, જીવતાં મૃત જાણવા તેહ; આજ ગઉતમની સ્ત્રીએ સાર, કર્યો અમનેઘણો તીરસ્કાર. ૨૯ ભર્યું અમારા પેહેલુંજ પ્રાણી, અમે ખોટી થઇ નીરવાણી, એવાં નારીનાં સુણી વચન, સર્વે ભેગા થયા મુનિજન. ૩૦ પછી કર્યો ત્યાં એક બિચાર, નિર્મિત મુકવાનો નિરધાર; ત્રિયાજીતએ બ્રાહ્મણ સર્વ, જેના દીલમાં છેખોટો ગર્વ. ૩૧ તેણે ક્રોધ આણી અતિ મન, કર્યું ગણપતિનું ઉપાસન; તેથી થોડે દિવશે વિઘ્નહારી, આવ્યા ગણપતિ ત્યાં

સુખકારી.૩૨ તેતોમુખથીબોલ્યા વચન,અલ્યા માગો તમે વિપ્રતન,ત્યારે બ્રાહ્મણો લાગીનેપાય;કહેવા લાગ્યા ત્યાં પોતે વાચાય. ૩૩ અહો હેરંબહો જો પ્રસન્ન,તો તો સુણો અમારૂં વચનગૌતમઋષીનેમાથેવિશેક,મુકવોછેમિથ્થાઅભિષેક.૩૪ વળી આ સ્થાનથી એહ જાય. એવો બતાવો અમને ઊ-પાય; એવાં વિપ્રનાં સુણી વચન,બોલ્યા ઉદાશીથી ઉજાનન ૩૫ અરે દુષ્ટો શું બોલો છોઆમ,કૃતઘનીનાજેવું ધાર્યું કામ જેણે ઉગાર્યા તમને આજ; તેની લેવાને ઈચ્છો છો લાજ. ૩૬ જેવો પાળેલો ભુજંગ સાર કરેડંસવળી નિરધાર; તેવી રીત તમેધાર્યું કામ, તેથીરૂઠશેતમારા રામ,૩૭ કીર્ત્તિ લોક-માં કહેવાશે ખોટી માથે આવશે ખોટજ મોટી; કરે આપ-ણુને ઉપકાર, તેના કિંકર થાવુંજસાર.૩૮ એવો નીતિ વિષે લખ્યો ન્યાય, માટે શાન્તિ પામો આ વેળાય;તોય દુષ્ટાત્મ વિપ્રોનું મન,નવથયુંજરોયે પ્રસન્ન ૩૯ ત્યારેલંબોદર બોલ્યા ફરી સુણો વિપ્રો આવારતા ખરી; હુંતો દુર્બળ બનીશગાય, હાથ અડકાયાથી પ્રાણુ જાય. ૪૦ પછી ગઉતમના ક્ષેત્રમાંય, કરીશ પ્રવેશ નિશ્ચેજત્યાંય, તેહકાળે એતો મુનિરાય, કરશે મુખથકી હોકારાય. ૪૧ વળી અડકાડશે સોટી સાર, ત્યારે મરીશહું નિરધાર, તેણે સમે તમે બધા વિપ્ર કેહેજો એહને હત્યારો ક્ષિપ. ૪૨ એવું કહીને ત્યાં ગણુરાય થયાં સત્વરદુર્બ ળગાય, પેછી ગૌતમના ક્ષેત્રમાંય;પેઠાધીરે ધીરે વળી ત્યાંય. ૪૩ વળતીચરવાલાગ્યાજલજારધેનુરૂપેસતી સુત સાર; તેને

દેખી અહલ્યાના ઇશ,ઊઠીઊભાથયાતેણે દીશ. ૪૪ આવ્યા હાંકવાગાયની પાસ; રાડુ જારનું લેઈ પ્રકાશ,તેને અડકાડયું ગાયને જેવા, પડી પૃથ્વીમાં સુરભીતેવે.૪૫ વળતી મર્ણ્યુ-પામી તેને ઠામ, દૈવ ઇચ્છાએતો અભિરામ; ત્યારે ગઉતમ પસ્તાયા ત્યાંય. અતિ ખેદ પામ્યા મનમાંય. ૪૬ તેણે સમે પેલા દુષ્ટ પ્રિયા; તાળી પાડીબોલ્યા ત્યાંતોક્ષીપ્ર, ગઉતમ હત્યારો ગોજારો સાર; એના જીવતરને છે ધીકકાર. ૪૭ પછી તમામે આવીને પાસ, કહેવા માંડયું મુનીને પ્રકાશ. અહલ્યા ગોજારા ગઉતમ દુશ્ટ,તારો ઉપર થયાપ્રભુ રૂષ્ટ ૪૮ તેં તો ગઉહત્યા કીધી પ્રમુખ; તેથી જોવું ઘટે નહિ મુખ; માટે લેઈ તારો પરીવાર, નીકળ અહીં થકી નીરધાર ૪૯ એમ મેહેણું મારી ફરી ફરિ, પંચ ઈટાળીમુનીને કરી; તેથી ત્રાસ પામી મુનીરાય, નાઠા શીશ્યોને લેઈ તદાય. ૫૦ અહલ્યા પણ પુંઠળ ચાલે, જેનાં ચર્ણમાં કાંકરા સાલે વળતી એક ગાઊ છેટી સાર, આવી વસ્યા મુની નીર-ધાર ૫૧ જેમ ભુંડાથી નાસેજસુત,એમ છેટા વસ્યા બ્રહ્મ સુત; હવે ગઉતમે કીધો વિચાર, બેહુ નિમીત માંથેજ સાર. પર ખરૂં ખોટું જાણે જગતાત, પણકહેવાચે પાપી સાક્ષાત માટે તેહની શુદ્ધિને કાજ, નમું વીપ્રનેજઈઆજ, ૫૩ એમ અંતરમાંહી વીચારી, આવ્યાં વીપ્ર પાસે નરનાર; પછેપગે લાગી તેણે ઠામ, બોલ્યા ગઉતમનો અભીરામ. ૫૪ અહો વિપ્રકરીને કૃપાય, પાપ મુકતનો કહો ઉપાય; ત્યારેબોલીયા

બ્રાહ્મણ સર્વ;આણી અંતરમાં દુષ્ટ ગર્વ, ૫૫ અલ્યા બ્રહ્મ ગીરિતણી સાર કરપરદક્ષિણ નિરધાર, એકશતને સાતફેરાય નરનારીઆવેળાય. ૫૬ અહીંગંગીલાવીસાક્ષાત કરો સ્નાન તેમાં ફેરાસાત; પછી પાર્થિવેશ્વરકોટી એક,કરો વિધિ થકી રાખી ટેક.૫૭ ત્યારે હત્યા તમારી મુકાશે, વપુ ઉત્તમતેશુદ્ધ થાશે. ૫૮ વલણ એ રીતે વિપ્રોતણી, સાંભળી સારરે દુર્ગા કહે પછી ચાલિયા, ગૌતમ બ્રહ્મકુમારરે. ૫૯

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં, ગૌતમ શીરે વિપ્રૈઃ મિથ્યાભિષેક દત્તોનામ દ્વિષષ્ટી તમોઽધ્યાય ૬૬

## અધ્યાય ૬૭ મો—આઠમાજ્યોતિ લિંગનું વર્ણન.

### રાગ સામેરી.

સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૌરૂષીરાય; વિસ્તારી સંભળાવું હવે, ગઉતમને મહિમાય.૧ વિપ્રોકેરી વાણી સાંભળી, ગૌતમ બ્રહ્મકુમાર; પોતાના સ્થાનકમાંઆવ્યા, સ્ત્રિ સાથે નિરધાર. ૨ વળતી બ્રહ્મગિરિની કીધી, પ્રકંબા દ્વીજતન; તે પુંઠે તપ કરવા લાગ્યા, શંકરનું બળવન. ૩ તેથી શંકરઆવ્યાપોતે, તત્વર થકી તે ઠાર; વળતી ગઉતમ પ્રત્યે બોલ્યા આણી પ્રેમ અપાર. ૨૪અહોમુનિ માગો મુજ પાસે, આ વખતે વરદાન; જેમાગો તે આપું નિશ્ચે તમને આણે સ્થાન. ૫ પાપ કર્મ નથી વળગ્યું તમને, સત્ય કહું મુનિરાજ મિથ્યા તહોમત મુકયું માથે, દુષ્ટ વિપ્રોએ આજ.૬ એવું સાંભળી ગઉતમ બોલ્યા શંકરને શીશનામી અહો નાથ ગંગાજી આપો, મુજને અંતર જામી. ૭ જેથી

એમાં સ્નાન કરીને, શૂદ્ધથાઉં આકાળ;લોક તણો અપવાદ હણાએ, પ્રગટે પુન્યવિશાળ એવુંસાંભળી ઉંમાપતિએ, લટ છોડી તે ઠાર; ત્યારે માંહીથી ગંગાનિકળી, જબરી જળની ધાર. ૯ જેવી રીતે ભગીરથ સારૂ. આવ્યાં છે ગંગાય; તેવી રીતે પ્રગટયાં એતો, એનાં એ માતાય. ૧૦ અહલ્યાને ગઉતમ તેણે, તે વેળાએ સાર; સ્નાન કર્યું ગંગાની માંહી, વરત્યો જયજયકાર.૧૧ એવામાં ત્યાં તીરથ સઘળાં, તેત્રીશ કોટીદેવ; તે સરવે દર્શનને કાજે, આવ્યાં ત્યાં તતખેવ. ૧૨ તેતો શીવગંગા એબેઉને, લાગ્યાં પ્રીત્યે પાય; વળી મુખથી વિનતી બહુ કીધી, અંતરમાં હરખાય.૧૩ તે કાળે ગંગાજી પ્રત્યે, બોલ્યા શંકર વાણી, અહો પ્રીયાતું રહેને અહીય, માનીમારી આણ ૧૪ ચૌદ કલ્પમાં શ્રેષ્ઠ કલ્પ છે, નામેસ્વેત વરોહ તેનો અઠાવીશમો કલિયુગ, દારૂણ છે અવગાહ. ૧૫ તે ઉતરતા સુધી તારે,રહેવું આણે ઠામ;લોક તણું હિત કરવું એતો, ઉત્તમ આપણું કામ.૧૬ એવું સાંભળી ગંગા બોલ્યાં. સાંભળો મારાનાથ;હું રહું ત્યાં સુધી તમે પણ, રહોને મારી સાથ. ૧૭ ત્યારે શંકર બોલ્યા પોતે, વાણીતો અભિરામ; અહોપ્રિયા હમણાંથી મારે, રહેવું આણે ઠામ. ૧૮ તે કાળે તીરથને દેવો, આણીને ઉલ્લાસ; શંકર પ્રત્યે કહેવા લાગ્યા, વાણી સત્ય પ્રકાશ. ૧૯ અમને પણ પ્રભુ પાસે રાખો, કૃપા કરી આઠાર; જેથી નિત્યે તમને દેખી,રાજીથઇએસાર. ૨૦ એવું સાંભળી તીરથને વળી, દેવો પ્રત્યે ઇશ; કહેવા

લાગ્યા પોતે શંકર, વાણી તો તે દીશ. ૨૧ એકાદશ સં-
વત્સર સુધી, તમે રહો નીજ ઠામ; બારમે વરશે અહીં આ-
વીને, વસવું તો અભિરામ. ૨૨ સિંહરાશિના સુરગુરૂ હોએ,
જ્યાં સુધી નિરધાર; ત્યાંસુધીતમારે રહેવું,નિશ્ચે આણેઠાર.
૨૩ તેરમેવરશે પાછું જાવું, પોતાને મુકામ; તે પાછું એકા-
દશ વરશે,આવવું આણેઠામ. ૨૪ સિંહરાશીના ગુરૂનીમાંહી
તમારો અહીં વાસ એવું હું વરદાન આપુંછું,આણીને ઉલ્લાસ
૨૫ તે કાળે આ સ્થાનક છોડી, અન્ય જગાએ સાર જે કોઈ
પ્રાણી યાત્રા જાશે, તે નિષ્ફળ નિરધાર ૨૬ સિંહગુરૂમાં અત્રે
આવી,જે કોઈ કરશે સ્નાન; તેનાં સરવે પાપ હણાશે, પામે
મોક્ષ નિદાન. ૨૭ સર્વે તીરથ કેરૂં ફળતો, આ ઠેકાણે થાય;
ત્યમ મારૂં દર્શન કરવાથી, કોટી વિઘ્ન હણાય.૨૮વળીશંકર
કહે સાંભળો સર્વે, ધર્મશાસ્ત્રની વાત; સિંઘગુરૂમાં લગ્ન
નકરવું,પ્રાણીને સાક્ષાત ૨૯ તેમ જ્ઞાદિ બીજાંકહીયે શુભ ક-
ર્મો અભિરામ, તેપણ નવ કરવાં એકાળે, પ્રાણીને તમામ.
૩૦ સિંહગુરૂમાં ચાર જગાએ, નથી જાતાં અંત્રાય; ગયા
ગોમતી ગંગા રેવા, ત્યાં નાહે શુભથાય.૩૧ એ ચારે સ્થા-
નકનો મહિમા,સદા રહેછે સાર;તે માટે ત્યાં જાવા કેરો,બંધ
નથી નીરધાર.૩૨ ગોમતીમાંહીસ્નાનકરીને,આવે આણેઠા-
મ વળીઅહીંથી નાહીને પાછોત્યાં નાહે અભિરામ.૩૩નોતો
તેના ફળને કહેવા,નથી સમરથ હું સાર;એ પુણ્યે કરી પામે
પ્રાણી, વસ્તુતો વળી ચાર. ૩૪ આવી રીત ત્રિદશાને વળી,

તીરથને તે કાળ; સંભળાવ્યો મહિમા, આણી પ્રેમ અપાર. ૩૫ વળતી લિંગ સ્વરૂપે બનિયા, ઊમાતણા ભરથાર; તે કાળે પારવતી પોતે, પ્રતિમા થઈ તે ઠાર. ૩૬ એટલે ગૌતમ રૂષિએ કીધું, સ્થાપન તેણે ઠામ; વેદમંત્રથી પુજ્યા વળતી, શંકરને અભિરામ. ૩૭જ્યોતિલિંગએ આઠમું કહાવે, લિંગ વળી બળવાન; ત્રંબકેશ છે નામ તેહનું, લેતાં ઉપજે જ્ઞાન. ૩૮ ગૌતમે આણી તે માટે, ગૌતમી ગંગા એહ; ત્રણ નેત્રશંકરને માટે, ત્રંબક શંકર તેહ. ૩૯ એ ઠેકાણે સ્નાન કરીને, દાન પુન્ય જો થાય. તો તો લક્ષ ઘણું જન પામે, તેમાં નહિ શંકાય. ૪૦ વળતી તીરથને સૌ દેવો, આવ્યાતા વળી જેહ; તે તો પોત પોતાને ઠામે, પરવરિયા વળી તેહ. ૪૧ તે પુંઠે ગૌતમના દ્વેષી, વિપ્ર હતા જે સાર; તે તો ગંગામાંહી ન્હાવા, આવ્યા, તેણે ઠાર. ૪૨ તે કાળે ગંગા તો ત્યાંથી ઊડી ગઈ નભમાંય; ત્યારે પેલા બ્રાહ્મણ દુષ્ટો, હાથ વસે છે ત્યાંય. ૪૩ એવું દેખી ગઉતમ મુનીએ, ગંગાની તે ઠાર; કરજોડીને સ્તુતિ કીધી. વેદ વચનથી સાર, ૪૪ એટલે નભમાં રહીને ગંગા, બોલી ત્યાં અભીરામ; અહો મુનિવર હું નહીં આવું, નિશ્ચે એહ મુકામ.૪૫ કારણકે આ દુષ્ટવિપ્રોએ, તમને પજવ્યા સાર; વળી મીથ્યા અપવાદ મુકિયો, કપટ કરી નિરધાર. ૪૬ તે માટે એસર્વે વિપ્રો, પાપી બહુ કહેવાય; તેને પાવન કરવા માટે, નહિ આવું મુનિરાય. ૪૭ એવું વાકય સુણી ગંગાનું, મુનિએ

તેણે ઠાર; કાલાવાલા કીધા ઝાઝા, બ્રાહ્મણુ માટે સાર. ૪૮ ત્યારે ગંગા નભમંડળથી, પડી પૃથ્વીનીમાંય; તે ઠેકાણે કુંડ હતો વળી; કુશાવર્ત શુભ ત્યાંય. ૪૯ તેમાં થઇને પૃથ્વી ઉપર. વહેવા લાગ્યાં માત; જેનું જળ ઉત્તમને નિર્મળ. અઘહારી સાક્ષાત. ૫૦ એવી રીતે મુનીએ પાછાં, ગંગા આણ્યાં સાર; ત્યારે પેલા દ્વેષી વીપ્રો, નાહયા તેણે ઠાર.૫૧ વળતી ગઉતમ ચરણે મુકયાં, આવી શર્વે શીશ; અહો મુનિવર દોષ અમારો ક્ષમા કરો આદીશ. ૫૨ ત્યારે ગઉ- તમ કહે છે ભાઈ, શુદ્ધ તમે સૌ ભ્રાત; થવા કાળ વસ્તુ થાય છે, સુખ દુ:ખ તો સાક્ષાત. ૫૩ તેમાં દોશ તમારો શો છે, હું તો સમજું એમ; મુજને દુ:ખ પડવાનું માટે, તમને સુઝયું તેમ. ૫૪ એવી રીતે ગઉતમ પેઠા, નીત વિષે નિરધાર; ત્યારે સૌ દેવોએ કીધી, પુષ્પ વૃષ્ટિ તે ઠાર. ૫૫ તે પુંઠે ગઉ- તમે કીધો, અંતરમાં વિચાર; આ દ્વેષી બ્રાહ્મણનો વધશે, પૃથ્વીમાં પરિવાર. ૫૬ તેનું આખી પૃથ્વીમાંહી,વધશે ઝાઝું- માન; તો તો બહું સાધુને નડશે, નિશ્ચે ઝાઝે સ્થાન. ૫૭ તે માટે તેના ખંડનનો કરૂં હું તો ઉપાય; કોઈ પુજે ને કોઇ નવ પુજે, વણુમાને અથડાય. ૫૮ એમ વીચારી વિષ્ણુંએ જે, મુંડી કર્યો તો સાર, તેનોઆશ્રય લેઇનેબાંધ્યા, કલ્પિત ગ્રંથ અપાર. ૫૯ વેદ ધર્મથી ઉલટીએમાં, વિસ્તારી સઉ વાત; જેમાં કોઈ દેવોનું પુજન ભકિત નહિ સાક્ષાત. ૬૦ બ્રાહ્મણને ધુતારા સમજે, આપે નહિ શુભદાન તેવી રીતે

યજ્ઞ યોગ પણ, આચરે નહિ કોઈ સ્થાન. ૬૧ એવાં પુસ્તક રચીને પેઠા, ગઉતમ એ મતમાંય; તેથી શ્રાવક સર્વે પુજે, ગઉતમ સ્વામિ ત્યાંય. ૬૨ સુત કહે શૌનકને વળતી, સાંભળોને મુનિરાય; દુષ્ટ કળિમાં બહુ ફેલાશે, મુંડી પથ સદાય. ૬૩ તે કાળે બ્રાહ્મણનું ઘટશે, માન મુરાતબસાર; નીચ શુદ્ર તે જ્ઞાન આપશે, પ્રાણીને નિરધાર. ૬૪

વલણ. અષ્ટમ જ્યોતિર્લિંગનો, કીધો આ મહિમાયરે; દુરગો કહે તેને સુણે, તેનાં પાપ હણાયરે.

ઇતિ શ્રી શિવ પુરાણે કવિ દુગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં,
અષ્ટમ જ્યોતિર્લિંગ વર્ણનો નામ સમપષ્ટીતમોઽધ્યાયઃ ૬૭

## અધ્યાય ૬૮ મો—નવમું જ્યોતિર્લિંગ વર્ણન.

### રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; હવે વૈદ્યનાથ કેરો સાર, કહું મહિમા હુંતો નિરધાર. ૧ એક સમે વિશશ્રવા તન, નામ રાવણ મહા બળવન; તેણે વિચાર્યું મનમાં ત્યાંય, તપ કરવા જાઊં વનમાંય. ૨ કરૂં પ્રસન્ન શંકરરાય, માગું બળ અતિ આ વેળાય; પછી જીતું આ ચઉદ ભુવન, કરૂં દેવતા કેરૂ છેદન. ૩ એમ વિચારી રાક્ષસ એહ, ચાલ્યો લંકાપુરી થકી તેહ; તેતો દક્ષિણ દિશામાં સાર, આવ્યો ઝાડી વિષે નિરધાર. ૪ વૃક્ષખંડ એ પૃથ્વીનું નામ, અતિ વિકટ છે અભિરામ; તેહ જગા વિષે નિરધાર, તપ આદર્યું રાવણે સાર. ૫ કીધા પાર્થિવતો કોટી એક, વળી કષ્ટ વેઠ્યું અતિ છેક; તોય ન થયા પ્રસન્ન ઈશ, ત્યારે

કુંડ કર્યો તેણે દીશ. ૬ પછી પોતા તણાં શીશસાર, કાપી હોમવા માંડયાં તે ઠાર; દશમાંથી રહયું એક શીશ, ત્યારે પ્રગટયા ત્યાં પોતે ઈશ. ૭ જેવું વેદમાં વર્ણવ્યું સાર, તેને રૂપે આવ્યા કીરતાર; પછી મુખથી બોલ્યા વચન, માગ માગ અહ્યા દશાનન. ૮ ત્યારે બોલ્યો ત્યાં રાવણ ભુપ, સુણો વાણી તમે સત્ય રૂપ; મારા ઉપર જો હોય સ્નેહ, તો બળ આપો માગું એહ.૯જેણે કરી જીતું લોક સર્વ, વળી ઉતારૂ ઇંદ્રનો ગર્વ; તેમ વર્તાવું સઘળે આણ, નમે લોક પાળો નિરવાણ. ૧૦ એવી રાવણની સુણી વાણી, બોલ્યા સ્નેહ થકી શુળ પાણી; અહો વિશશ્રવા કેરા તન, કર્યો તેં મુને આજ પ્રસન્ન. ૧૧ માટે માગે છે જે આણે ઠામ, તે તો મળશે તને અભિરામ; વશ થાશે બધા લોક પાળ, સઘળે રાજ્ય થશે આણેકાળ. ૧૨ નમશે દેવને દાનવ સાર, સત્ય કહું હું તો નિરધાર; એવાં શીવનાં સુણી વચન, થયો રાવણ ભુપ પ્રસન્ન. ૧૩પછી મુખથી બોલ્યો તે વાણ,સુણો કૃપા કરી શુળ પાણ; રહો આ ઠેકાણે ગઉ દેહ, મુને મળ્યાની નીશાની એહ. ૧૪ વળી આ ઠામના પ્રાણીસાર, પામે પુજા કરીને ઉદ્ધાર; એવું રાક્ષસે કહયું જે વારે, થયા લિંગ રૂપે પ્રભુ ત્યારે. ૧૫ બન્યાં મુરતિ પોતે ગૌરી માત, શીવ પાસે રહેવાને સાક્ષાત; વૃક્ષ ખંડી એતો વૈજનાથ, ઝાલે ભક્તનો બુડતાં હાથ. ૧૬ તેનું દર્શન પ્રાણી જે કરે, તેતો સંસાર જાળથી તરે;મળે આ લોકે વૈભવ અતિ,રહે નિમર્ળ તો વળી

મતિ. ૧૭ જયોતિલીંગ નવમું કહયું એહ. વિસ્તારીને વળી વિપ્ર દેહ; હવે રાવણ પામ્યો જે શ્રાપ, કહું એહ કથાનો આલોપ. ૧૮ વર પામ્યા અસુરેશ, ચાલ્યો લંકા ભણી નૃપ એશ; ત્યારે મારગમાં નિરધાર, મળ્યા નારદ તેહ ને સાર. ૧૯ તેને દેખીને રાવણરાય, લાગ્યો પ્રીતી આણી ઝટપાય; પછી મુંખથી બોલ્યો વચન; સુણો વાકય તમે બ્રહ્મ તન, ૬૦ થયા પ્રસન શંકરરાય, આપ્યું બળ અતી આ વેળાય; તેથી જીતીશ સઘળા દેવ, તેની પાસે કરાવીશ સેવ. ૨૧ એવું સુણીને બ્રહ્મકુમાર, કહેવા લાગ્યા પોતેનિરધાર; રહો રાવણ સાંભળવાત, શીવગાંડા થયા છે સાક્ષાત. ૨૨ સિંધુ વલોવ્યો દેવોએ જયારે, વિષ નિકળ્યું દારૂણ ત્યારે તેને શંકરે કીધું છે પાન, થયા વિકળ તેથી નિદાન. ૨૩ માટે તેની વાણી પરશાર; નવ રાખીશ તું તો આધાર, એહ વારતા અજમાવા કાજ; કર ઉપાય કહું તે આજ. ૨૪ તોળ કઈલાશ સ્વહસ્તે સાર, જઈ આણે શમે તેણે ઠાર; ત્યારે આપેલા વરદાન દે કહયું તે વારે, ચાલ્યો રાક્ષસીનો સુત ત્યારે; રાખ્યો રૂષી તણો વિશવાસ આવ્યો કઈલાશ પર્વત પાશ; ૨૬ પછી મુળમાં ઘાલીને હસ્ત, અતિબળ કર્યું મહા મસ્ત; તેથી ઉખડયો પર્વત શાર, ગિરિ કઈલાશતો તેણીવાર. ૨૭ તેને હાથમાં લેઈને તયાંય, હલાવવાને લાગ્યા તેણે કરીને શંકર શતી; ભય પામ્યા પોતે મહામતી. ૨૮ તારે બોલીયા શંકરરાય, અરે નારી આતે શું કહેવાય કે

મહાલે છે આગિરાજ, કોણેકીધું હશે દુષ્ટ કાજ. ૨૯ એવાં પાતનાં સુણી વચન, બોલ્યા પારવતિ મહા મન અહો સ્વામિતમે આણે સ્થાન, આપ્યું રાવણને વરદાન. ૩૦ તેથી બળ પામ્યો નિરધાર, ત્યારે ઊપાડયો કૈલાશસાર જેમસર્પ ને પાતાંજ દુધ, કરે ડંસ થઈને વિરૂધ. ૩૧ તેમ રાક્ષસને આપ્યું બળ, તેનું ભોગવોનેતમે ફળ;એવીસતીની સાંભળી વાણી, ચઢયા ક્રોધે અતી શુળપાણી. ૩૨ તેથી રાવણને તેણે ઠાર, દીધો શ્રાપ ભયંકર સાર; અહો દુષ્ટ થોડા દિનમાંય, થશે વેરવીરોજ કયાંય. ૩૩ તેહ મારશે તુજને સાર, એવી બનશે વાત આકાર; એવો શંકરનો સુણી શ્રાપ, પામ્યો ખેદ અતિ મતિ પાપ. ૩૪ પછીપર્વતમુકીને સ્થીર, આવ્યો લંકા વિષે રણધીર; એવી દૈવગતિ નિધાર, તેને પામો નહિ કોઈ પાર. ૩૫ ક્ષણ માંહી તો લાભ પમાય, ક્ષણમાંહી અતિ ખોટ જાય. ૩૬

વલણ. નવમા જયોતિલંગની, કહી ઉત્પત્તિ આજરે; દુર્ગો કહે તેને સુણે, તેનાં સુધરે કાજરેરેરે. ૩૭

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
નવમ જયોતિલિંગ મહિમા વર્ણનો નામ અષ્ટષષ્ટિતમોઽધ્યાયઃ ૬૮

### અધ્યાય ૬૯ મો—દશમો જયોતિલંગ, મહિમા વર્ણન.

#### રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; હવેનાગેશ્વર શીવ જેહ, જયોતિલંગ કહેવાય એહ. ૧ તેનો વિસ્તારીને આણીવાર, કહું મહિમા હું તો નિરધાર;

જેને સાંભળતાં સુખ થાય, કોટી જન્મનાં પાપ હણાય. ૨ હવે દારૂકા વનનીમાંય, રહે દારૂકા રાક્ષસી ત્યાંય;તેણે ગઉરી તણું સુણુકોરી, કીધું તપ ત્યાં તો વળી ભારી. ૩ તેથી પ્રસન્ન થયાં તે ઠાર, દેવી પારવતિ નિરધાર; તે તો આસુરી ને કહે પ્રકાશ, માગ માગ તુંતો મારી પાસ. ૪ ત્યારે દારૂકા નામીને શીશ; બોલી સતી સામે તેણે દીશ; અહો માતાજી મુજને સાર, આપો માગું તેવું નિરધાર. ૫ આજે દારૂકા વન છે જેહ, ચાર યોજાન કેરૂં છે તેહ; તેને ઉડાડીને હું હમેશ લેઈ જાઉ. વળી દશે દેશ. ૬ જયાં જયાં જાઊં હું તો સદા માત, ત્યાં ત્યાં આવે એ વન સાક્ષાત; માગું એટલું તમારી પાસ, આપો કૃપા કરી તે પ્રકાશ ૭ એવી રાક્ષસીની સુણી વાણી, બોલ્યાં પારવતી પ્રેમ આણી; અહો રાક્ષસી સાંભળ વાત, થશે માગ્યું તે રીતે સાક્ષાત. ૮ જયાં જયાં જઇશ. તું અબળાય, ત્યાં ત્યાં આવશે વન સદાય; એવું આપી વચન તેણે સ્નાન, થયાં અંબિકા અંતરધ્યાન, ૯ પછી દારૂકા રાક્ષસી સાર, થઈ રાક્ષસોની સરદાર; ઘણા અસુર કેરાજ બાળ, આવી વસ્યા વળી તેણે કાળ. ૧૦ તેતો અધર્મ અતિશે કરે, આખી પૃથ્વિનીમાંયજ ફરે; મારે બ્રાહ્મણોને અતિ માર, ગાયો આદિનો કરે સંહાર. ૧૧ તેહ દુઃખથી બ્રાહ્મણો સાર, આખી પૃથ્વિતણી નીરધાર; થયા એકઠા એક મુકામ, પછી વિચારીને અભિરામ.૧૨ આવ્યા ઊર્વ રૂષીકેરી પાસ,સિંધુ કાંઠે તો આણી ઉલ્લાસ; પછી લાગિયા મુનિને

પાય કહી પોતા તણી આપદાય. ૧૩ ત્યારે ઉર્વ રૂષિએ સાક્ષાત, દીધો દઇત્યોને શ્રાપ પ્રખ્યાત; અહો દુષ્ટો જો આજથી સાર, કરશો ગઉ વિપ્ર કેરો સંહાર, ૧૪ તો તો મૃત્યું તમારૂંજ થાશે પ્રાણ પોતાની મેળેજ જાશે; એવો દુષ્ટોને દીધોજ શ્રાપ, ત્યારે બ્રાહ્મણો હરખ્યા અમાપ. ૧૫ પછી સુખે થકી અભિરામ, ગયા પોત પોતા તણેઠામ; હવે દઈત્યોએ સાંભળ્યો શ્રાપ ત્યારે પામ્યાં અતિ પરિતાપ. ૧૬ પછી હિંસા તણું જેહ કામ, કર્યું બંધ પોતે તેણે ઠામ; તેણે સમે ત્રિદશનો રાય, નામ ઈંદ્ર છે જેનું સદામ. ૧૭ તેણે રૂષી તણો જાણ્યો શ્રાપ, ત્યારે દઈત્ય સાથે લડ્યો આપ. તેને દેખીને દઇત્યતમામ,ભયપામી નાઠા અભિરામ ૧૮ તે તો દારૂકા રાક્ષસી પાસ, આવ્યા શરણે રહેવા થઇ દાસ. તેણે દેખીને દારૂકા નારી, બોલી દઇત્યો સાથે ગર્વ ધારી. ૧૯ અહો દઇત્યો રહો આણે ઠામ, રાખીઅંતરમાં અતિ હામ; એવું રાક્ષસને મોઢે કહી, રાક્ષસીએ કળા કરી સહી. ૨૦ વન પોતા તણું હતું જેહ ઉડાડ્યું ત્યાંથી આણીને સ્નેહ; તેણે દરિયાના બેટનીયમાંય, મુકયું હિમ્મત રાખીજ ત્યાંય. ૨૧ આજુબાજુ અતિશય પાણી, ગાજે રત્નાકર નિરવાણી; કોઈ પ્રાણી થકી ન જવાય,એવો વિકટ બેટ કહેવાય. ૨૨ તેહ ઠેકાણે વસીને શાર દઇત્યો જળમાં ફરે નિરધાર; આવે કોઈ તણું જો વહાણ, તો તો લુંટે તેને નિરવાણ. ૨૩ હોય માણસ જે વહાણમાંય, તેને લાવી કરે

કેદ ત્યાંય; એવી રીતે મુશાફરજન,તેને નડે છે આસુરી તન ૨૪ માલ શર્વે લુંટી લાવે ઘેર, પછી ખાય પીયે સુખ ભેર; એવામાં એક વાણીયો શાર, આવ્યો ઝાઝ લેઇ ત્રણ ચાર. ૨૫ તેને દઇત્યોએ દીઠો તે ઠામ,ત્યારે પાસે આવ્યા રાખી હામ; પછી ઝાંઝનાં માણુશ જેહ, શર્વે ઉપાડી લીધાંજ તેહ. ૨૬ તેને લાવી દારૂવનમાંય, નાંખ્યાં કેદ વિષે શઊ ત્યાંય; વળતી ઝાઝ તણો જેહ માલ, સર્વે લુંટી લાવ્યા તેણે કાળ. ૨૭ એમ અધર્મ આચર્યો અતિ, પીડયા એ લોકોને પાપ મતી; હવે ઝાઝ વાળો જે વણિક, તેને નથી જરી મનબીક. ૨૮ એતો શંકરનો ભક્ત સાર,કરે, ત્રિકાળ સેવા અપાર; તેણે કેદ વિષે રાખી હામ, કીધા પાર્થિવતો અભિરામ. ૨૯પછી પુજા તેની નિરધાર, તેતો માનસી કરે છે સાર; શીવ શીવ એવું વદે નામ, કરે એ રીતે કેદમાં કામ. ૩૦ વળી બીજા સંગાથેના જન, તેની પાસે કરાવે ભજન અહો; રાત્રી એવી રીતે ત્યાંય, કરે ભજન કેદની માંય. ૩૧ તેતો પેહેરાદારે જાણી વાત, ત્યારે દઈત્યને કહ્યુ સાક્ષાત; તેથી દઈત્યાધી પતી તે ઠાર, આવ્યો હાથમાં લેઇ તરવાર. ૩૨ તેણે કેદ વિષે જોયું જ્યારે, દીઠું માટીનું બાણુ તે વારે; તેની પુજા વળી તેણે ઠામ, વૈશ્વ કરતો હતો અભિરામ. ૩૩ એવું દેખીને રાક્ષસ તન, બોલ્યો હોકારો કરી વચન; અલ્યા વણિક પુછું છું હુંય, કોની પુજાકરે છેજતુંય. ૩૪ એહ કરવાથી શું થશે સાર, તેનો ઉંત્તર દે આણીવાર; ત્યારે વણીક બોલ્યો

ત્યાં વાણી સુખ રાંક્ષશ તું પ્રેમ આણી. ૩૫ મારા સ્વામિ આ શંકર દેવ, તેની કરૂં છું ત્રિકાળ શેવ; મુને કેદમાંથી એહ ઈશ, નીશ્ચેછોડવશેઆણી દીશ. ૩૬ તારા કુળનોકરશે સંહાર, સત્ય કહું હું તો નિરધાર;એવા વૈશ્યનાંસુણી વચન, ચઢયો કોપે આસુરીનો તન. ૩૭ તેથી તરવાર તો ઝટ તાણી, મારી લિંગ વિષે રોષ આણી; કાપી નાખ્યું એ મૃતિકા બાણ, કડકા બેઉ કર્યા નિરવાણ ૩૮ પછી વણીક ને કહે છે વાત, અલ્યા સાંભળ વઇશ્ય સાક્ષાત; તારા સ્વામીને કાપ્યાં મેં સાર, હવે તારો કરૂં છું સંહાર. ૩૯ તેહ કાળે વણિકેજ ત્યાંય, ધર્યું ધ્યાન તો અંતરમાંય; સમર્યા શંકર સરજન હાર, આખા વિશ્વતણા કરતાર. ૪૦ ત્યારે ઉમાતણા ભરથાર નિકળ્યા પૃથ્વીને ફોડી બહાર, સાથે દેવળ છે સોના તણું, શોભે ચોત્રફથી તેહ ઘણું. ૪૧ દ્વાર તેહને છે ચારો પાસ, હીરા રત્ન જડીત પ્રકાશ; ઉંચું ઉપલે ભાગે વિશાળ, વચમાં છે બેઉ માળ. ૪૨ હવે શંકરે હાથનીમાંય, ધર્યું ત્રિશુળ ક્રોધથી ત્યાંય; પછી દઈત્ય હતો પેલો જેહ, તેને માર્યું ત્વરા થકી તેહ. ૪૩ તેથી મૃત્યુ પામીને તદાય, પડયો પૃથ્વિ વિષે મહાકાય; વળતી તેહ તણો પરિવાર, તેનોશંકરે કીધો સંહાર.૪૪ કાઢયું રાક્ષસનું ત્યાંથી મુળ થયા વાણીકને અનુકુળ; રહી દારૂકા રાક્ષસી એક. પુત્ર સ્વામિની સાથ વિશેક. ૪૫ રાખ્યાં જીવતાં તે નિરધાર. ભક્ત ગઉરી તણાં માટે સાર; હવે શંકરનું દેખીરૂપ

વૈશ્ય મોહ પામ્યો તો અનુપ. ૪૬ તેને સ્મૃતી આવી તેણે ઠાર, ત્યારે કરવા લાગ્યો સ્તુતિ સાર; તેહ સ્તુતિ સુણી અભિરામ, બોલ્યા શંકર તો તેણે ઠામ. ૪૭ અહો વૈશ્યતું સાંભળ વાત, માગ્ય મારી પાસેથી સાક્ષાત; આપું આ સમે તને વરદાન, જેથી દુઃખ નહિ કોઈ સ્થાન. ૪૮ ત્યારે વણિક બોલ્યો વચન, સુણો શંકર પંચ વદન; માગું ભક્તિ હું એક તમારી, બીજું ઈચ્છું નહિ કંઈ ભારી. ૪૯ જેહ વિશે રહ્યું અતિ સુખ, નથી અન્યમાં એવું પ્રમુખ; પણ માગું છું એટલું સાર, રહો આ સ્થળમાં નિરધાર. ૫૦ જેથી મુને મળ્યાની એધાણી, રહે સદાકાળ શુળ પાણી; એવું સાંભળીને તતકાળ, થયા લિંગ રૂપે પશુપાળ. ૫૧ બન્યાં પ્રતમા પાર્વતીમાતિ, શીવ સાનિધ્ય રહેવા સાક્ષાત; તેહકાળે વઇશ્યે પ્રેમ લાવી, વિપ્ર પાસે પ્રતિષ્ટા કરાવી ૫૨ નિકળ્યું તું પાતાળેથી જેહ, શિવ મંદિર શોભતું તેહ; તેમાં પધરાવ્યા શંકરરાય, વેદ વિધિ થકી મહાકાય. ૫૩ પછી વાણીયો તો પેલો જેહ, ગયો પોતાને મુકામે તેહ; નાગેશ્વર એ શીવ કહેવાય, જેની અત્યંત છે પ્રભુતાય ૫૪ જયોતિ લિંગ તો દશમું એહ, નથી તેમાંજ રાય સંદેહ; વર્ણાશ્રમ તણો ધર્મ પાળી, જુએ એ શીવને જેહ ન્યાળી. ૫૫ તેહ ચક્રવર્તી રાજા થાય, પુત્રદારાદિ સુખપમાય; એમ સુતે આણીને કૃપાય, કહી શૌનકાદિને કથાય. ૫૬ તેને સાંભળે જે નર નાર, તેનાં પાપ બળે નિરધાર; હાલ એ શીવ કેરીજ

પાસ મ્લેચ્છ લોકો તણો છે નિવાસ. ૫૭ માટે સ્વધર્મ પાળી સદાય, એહ સ્થાનકમાં ન જવાય. ૫૮

વલણ. જ્યોતિલંગ દશમા તણો કીધો આ મહીમાયેરે દુર્ગો કહે તેને સુણે, તે નર પાવન થાયરેરેરે. ૫૯

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસહિતાયાં,
દશમ જ્યોતિલંગ મહિમા વર્ણનો નામ એકોનસપ્તિતમોડધ્યાયઃ ૬૯

## અધ્યાય ૭૦ મો—અગીઆરમું જ્યોતિલિંગ.

### રાગ સામેરી.

સુતપુરાણી એણીપેરે બોલ્યા, સાંભળો સૌ રૂષીરાય; વિસ્તારી સંભળાવું હવે, રામેશ્વર મહિમાય. ૧ જ્યોતિ- લિંગ એકાદશમું એ પ્રસિદ્ધ છે નિરધાર; તેનો મહિમા સુણતાં સર્વે, પ્રાણી ઉતરે પાર. ૨ સુર્ય વંશમાં ઉત્તમ સૌથી, રઘુરાજા કહેવાય; તેના સુત અજરાજા કહાવે, જ્ઞાની એહ સદાય. ૩ તેનો દીલીપપુત્ર પ્રતાપી, પૃથ્વિમાંવિખ્યાત તેથી દશરથ ઉપન્યા પોતે, શુરાતે સાક્ષાત. ૪ તેને ત્યાં વિષ્ણુએ લીધો, પ્રીતીથી અવતાર; રામચંદ્રતો જાણો તેને, વિશ્વતણા કરતાર. ૫ એક વખત તે રાન નિકળ્યા, વન વીશે મહારાજ, વાક્ય પિતાનું પાળવા માટે, કરવા સુરનું- કાજ. ૬ તેની જોડે લક્ષ્મણને વળી, સીતા તો નિરધાર; વન વીશે નીકળીયાં પોતે, આણી પ્રેમ અપાર. ૭ પંચવટીમાં આવી પોતે, વશિયા દીન દયાળ; જ્ઞાન કથા લક્ષ્મણને કહે છે પોતે ત્રણે કાળ. ૮ તે કાળે રાવણે કીધું, સીતા કેરૂં હર્ણ; ભાવીએ ભુલાવ્યો તેને, પાસે આવ્યું મર્ણ. ૯ સીતા

લેઇને પાપી રાવણ, આવ્યો લંકામાંય; વાડીમાંહી મુક્યાં તેને વૃક્ષવેલી છે ત્યાંય. ૧૦ તેને લેવા માટે પોતે, દશરથ કેરા બાળ; વાનર કેરી સેના લેઇને, આવ્યા ત્યાં તતકાળ. ૧૧ તે કાળે સો યોજન કેરો,શિધું દીઠો શાર; ત્યારે ચિંતા પ્રગટી ભારી, અંતરમાંતે ઠાર. ૧૨ એવામાં સુગ્રીવે આપ્યું, જળ પીવા અભીરામ; ત્યારે સાંભર્યું શ્રીરઘુવીરને, શીવ પુજન તે ઠામ. ૧૩ અહો આજ મેં તો નથી કીધું, શીવ પુજન નીરધાર; તેમાટેજળપીવું નથી, નીશ્ચે આણીવાર. ૧૪ એમ કહીને શીતા પતીએ કીધું વળતી સ્નાન, તે પુંઠે માટીના કરીયા; શંકર તેણે સ્થાન. ૧૫ વળતી સો ઉપચારે કરીને, પુજા કીધી શાર; ધ્યાન ધર્યું અંતરમાં તેવું, દ્રઢ ચિત્તે નિરધાર. ૧૬ તે કાળે શંકર ત્યાં પ્રગટ્યા, આણી પ્રેમ અપાર શ્રી વિષ્ણુને દર્શન દીધું, શ્રદ્ધા જાણી શાર. ૧૭ વૃષભ ઉપર બેઠા પોતે, ત્રિશુળ ઝાલ્યુ હાથ; પારવતિ ખોળામાં શોભે, નંદી ભ્રંગી શાથ. ૧૮ એવા શીવને રામે દીઠા, ત્યારે લાગ્યા પાય; વળતી કાલાવલા કીધા, આણી ઉતકંઠાય. ૧૯ તે કાળે શંકરતો કહે છે, શાંભળોને મહારાજ; સો યોજન શી રીતે બંધાશે, તેનો કહો ઉપાય જેણે કરીને શંકટ જાયે, મારૂં રાત્રણરાય. ૨૨ ત્યારે શંકર કહે છે શાંભરો, દશરથ કેરા બાળ નગ વાનર એમાં છે ડાહયો, બુદ્ધિ તિવ્ર વિશાળ. ૨૩ વિશ્વકર્માનો અંશ એહ છે શ્રાપ, તે માટે એને હાથે તો તરશે પથરા આપ. ૨૪ એમ કહી

શંકરતો વળતી,કહેવા લાગ્યા સાર;વળી ઈચ્છા જેહોય તેનું, માગો આણીવાર. ૨૫ ત્યારે શ્રી વિષ્ણુ ત્યાં બોલ્યા, રાખો મારી લાજ; આ સ્થાનકમાંવાસકરીને,સદા રહો મહારાજ, ૨૬સેતુ બાંધવા માટે કીધું,મેંતો શુભ પૂજન,તે માટે નીશાની રહેવા,રહોને પંચવદન.૨૭એવું સાંભળી શંકરબનીયા, લિંગ સ્વરૂપે સાર, તે કાળે પ્રતિમાથઈબેઠાંપારવતિ નીરધાર. ૨૮ એટલે શ્રી રામે તો કીધું, સ્થાપન તેણે ઠામ; તેહ તણું રામેશ્વર એવું,પાડયું નિશ્ચે નામ.૨૯ સેતુબંધ રામેશ્વર એતો,જયોતિલિંગ કહેવાય;તેનું દરશન પૂજન કરતાં,કોટી યજ્ઞ ફળથાય. ૩૦ કાશીથી ગંગાજળ લાવી ચઢાવે નિરવાણ; તો તો તે ધારા પરમાણે,ઉચુ થાયે બાણ.૩૧ રામેશ્વરનું દર્શન કરશે, જેકોઈ નરનેનાર;તે પુન્યે ફરી ગર્ભવાસમાં.આવે નહિ નિરધાર. ૩૨ વલણ જ્યોતિલિંગ અગીઆરમું, ઉત્તમ જે કહેવાયરે; દુર્ગા કહે તેનો કહયો, પૂરણ આ મહિમાય રેરેરે.

ઇતી શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં એકાદશ જ્યોતિ લિંગ વર્ણનો નામ સપ્તોતમોઽધ્યાય; ૭૦

## અધ્યાય ૭૧-મા ઘુસ્મા પતિવૃત વર્ણન.

### રાગ ચોપાઈ ત્રણ તાળની

બોલ્યા સુતપુરાણિ વચન, સૂણો શૌનકાદિ મુનીજન; હવે ઘુસ્મેશ્વર તણિ વાત કહું વિસ્તારી તમને સાક્ષાત. ૧ દક્ષિણ દિશા માંહી નિરધાર, દેવગિરિપર્વત પાસે સાર;સુધર્મા નામે બ્રહ્મ એક; રહેતો હતો બાંધી ગ્રહ છેક. ૨ સુદેહાનામે તેહને નારઅતિ ઈરશાવાળીજસાર, તેને પુત્ર થયો

નહિ પેટ, રહી વાંઝણી એતોજ નેટ. ૩ તેથી ઉદાસી રહે છે અપાર, ખાવું પીવું ગમે નહી સાર; એકદિનસપાડોશી કેરી પ્રીયા સાથે વઢી એહ ઝેરી. ૪ ત્યારે તેહ પાડોશણે ત્યાંય, કહી વાંઝણી ક્રોધની માંય; દીધું મેહેણુ તેણે તેહ સ્થાન, સુદેહાએ સુણ્યુંકાનો કાન. ૫ ત્યારે અંતરમાં ઉઠી આગ, જાણે પ્રાણ કરૂં મારો ત્યાગ; પછી આવીને સ્વામીની પાસ બોલી સુદેહાવાકય પ્રકાશ. ૬ અહો સ્વામી ભજયો અવતાર પુત્રવિનાનુંજીવ્યું ધિક્કાર; માર્યું પાડોશણે મેહેણું આજ તેથી ઉઠીછે અંતરદાજ. ૭ તેથી પરણો તમે ફરિ સારજેથી મેહેણુ-ટળે આણીવાર; મારા ભ્રાતતણી છે કુમારિ નામ ઘુસ્મા સ્વરૂપેજ સારી. ૮ તેની સાથે કોને લગન, પડતું મુકીને ધ્યાન ભજન; એવી સુદેહાની સુણિ વાણી, બોલ્યો સુધર્મ તો પ્રેમ આણિ. ૯ અહો નારીશું બોલે છે આવું, વિના સમજે ઓછું મન લાવું પુત્ર થાવાથીશું સુખ થાય, નથીછતાં શું કષ્ટ જણાય. ૧૦ એતો મન તણા સઉધર્મ, પ્રાણી ભોગવે પોતાનાં કર્મ લેહેણાદેણિ પૂરવની હોય, તાતો પુત્ર થઈ આવે સોય. ૧૧ સુખ દુઃખ આપે અભીરામ લેણાદેણિ પ્રમાણે તમામ માટે મુકીને તેહ વિચાર, કરો ભક્તિપ્રભુનિજ સાર. ૧૨ જેણે કરી અંતે નીરવાણ થાય દેહતણુંતો કલ્યાણ એવો સુદેહાને તેણે ઠાર કર્યો સ્વામીયે બોધ અપાર. ૧૩ તોય માન્યું નહી તેનુ મન, ત્યારે સુધર્મા બોલ્યા વચન; અરે પ્રીયા કરતાં બીજી નાર તને ઉઠશેદાઝ અપાર; ૧૪ થશે

તેનો ને મારો સ્નેહ,નહી સહેવાય તારાથી એહ ત્યારે મુજને તું તેણીવાર, દુઃખ દેઇશ અપરમપાર. ૧૫ તારી ભત્રિજીને પણ તુંય, મોઢે બોલીશ વાકય તો શુંય; માટે વારતા એપડી મેલ, ખાન પાન ખાઈકર સેલ. ૧૬ તોય સુદેહાએ તેણે ઠાર, નવ માન્યું વળી નીરધાર; ત્યારે બ્રાહ્મણે વિચારી મન કર્યું તેના કહેવાથી લગન.૧૭ એના બ્રાતની કન્યાતો જેહ, નામ ગુસ્માવતી તેહ; તેની સાથે પરણ્યો અભીરામ, રાખી અંતરમાં અતીહામ. ૧૮ પછી થોડે દીવસે નીજઘેર,આવી ઘુસ્મા પોતે ખુશી ભેર તેના સ્વામીની કરે સેવાય, પાળેસુ-દેહા કેરી આજ્ઞાય.૧૯ વળીનાહી ધોઇને હમેશ, કરે પાર્થિવ નારીજ એશ;નિત્ય સહસ્ત્ર શંકર કરે વળી એક ચિત્તે ધ્યાન ધરે. ૨૦ પછી પાર્થિવપેલાતો સાર નાખે તલાવમાં નિરધાર તેહ પુન્યથિ ઘુસ્માનેપેટ પ્રગટયો પુત્રત્વરાથકી નેટ. ૨૧ તેનો સુધર્માએ તેણેઠાર, જાતકર્માદીકીધો સંસ્કાર; પછી પાડીયુ પુત્રનું નામ, જન્મરાશી જોઇ અભિરામ. ૨૨ એમકરતાં થોડા દીન માંહી થયો બાળક મોટોજ ત્યાંહી તેને પરણાવ્યો આનંદ ભેર વળતી પુત્ર પુત્ર વધુઆણી ઘેર.૨૩એમ દીકરોને વહુ ભાળી. ગુસ્માનારી થઈ ભાગ્યશાળી; થયું સ્વામીનું અત્યંત હેત સગાં સાગવાં કેરૂં સમેત. ૨૪ તેને જોઇને સુદેહા-નાર અતી ખેદ પામી તેણે ઠાર; કરે ઈરશા અતીશય એહ લડેવઢે નીરંતર તેહ. ૨૫ ત્યારે ગુસ્મા લાગે તેને પાય,બાય શું કરો આમ સદાય; આતો છોકરાં છેજ તમારાં તેને મારો

તમે સદા પ્યારાં. ૨૬ તોય સુદેહાનો તેણે ઠાર નત્ર ક્રોધસમ્યો નિરધાર; પછી તે નારીએ એકદન, પુત્રહણવો ધાર્યો નિજમન ૨૭ ગઈ રાત્રિ અરધી જેણીવાર, ત્યારે ઉઠી એતો વળિ નાર; છરો લેઈ આવી પુત્ર પાસ, જેનું ક્રોપથી ચિત્ત ઉદાસ. ૨૮ તેણે સમે વહુ સુત સાર, પોઢયાં પલંગમાં તેણે ઠાર ઘાઢ નિદ્રામાં પોઢયાં છે તેહ, પતિ પત્નિ પવિત્રજ એહ. ૨૯ તેને દેખી સુદેહાએ ત્યાંય, કર્યું કર્મ ખોટું ક્ષણ માંય; કાપી નાંખ્યો એ પુત્રનો દેહ કડકા કીધા ઘણા તજી સ્નેહ. ૩૦ પછી તે કડકા લેઈ સાર, નાખ્યા તળાવમાં નિરધાર; વળતી આવી સુતીનીજ ઠામ, અતિ રોશે ભરી અભિરામ. ૩૧ એવામાં થયું તાંતો પ્રભાત, ત્યારે જાગી વહુ એ સાક્ષાત; તેણે પથારીમાં જોયું સાર તારે દીઠો નહિ ભરથાર. ૩૨ દીઠાં લોહીવાળાં વસ્ત્ર ત્યાંય, તેથી શોક થયો મનમાંય વળતી રડવા લાગી એતો નાર આવી સાસુ કને નીરધાર. ૩૩ કહી ઘુસ્માને ખબર એહ, વસ્ત્ર દેખાડયાં ભીંજેલાં તેહ; એહ કાળે ગુસ્મા સતીનારી, કરે પાર્થિવ તો સુખકારિ. ૩૪ માટે વહુ તણી વાણી સાર, સૂણિ ખેદ ન પામી લગાર સુણી સુદેહાનું કૃત એહ; પામી સંતાપ પોતેજ તેહ. ૩૫ પછી પુત્ર વધુને તે ઠાર છાની રાખી પોતે નીરધાર; તેવી રીતે સુધર્મા જે તાત, તેણે જાણ્યું કૃત્યજ સાક્ષાત. ૩૬ તોય નીત્ય કર્મ છોડી સાર, નવ ઉભો થયો તેણે ઠાર; હવે ઘુસ્માએ તો તેણે ઠામ પૂજા કરી અભીરામ, ૩૭ પછી પાર્થિવ નાખવા સારૂ ચાલી સુંદરી

એતો સુચારૂ આવી સરોવર કેરેતીર નાખ્યાંપાર્થિવતો સુખ ભેર ૩૮ તેહકાળે પોતાતણો બાળ દીઠો ઉભેલો ત્યાંતતકાળ ત્યારે બોલાવ્યો આણીને પ્રેમ લીધાં ઓવારણાં વળિ તેમ ૩૯ તેણે સમે એતો સુર સાર, આવિ ચરણે નમ્યો નીરધાર પછી મુખથી બોલ્યો વચન, સૂણો માત તમે શુભમન. ૪૦ માર્યો સુદેહાએ મુને સાર, આજરાત્રિ વિષે નિરધાર; કર્યા કડકા વપુ તણા ત્યાંય, પછી નાખ્યાં સરોવર માંય. ૪૧ તદાપ તારી સેવાથિસાર રીઝયા આસમે શ્રીત્રિપુરાર કર્યો જીવતો મુજને આજ, રાખી પ્રભુએ તમારી લાજ. ૪૨

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
ઘુસ્માપતિ વ્રત વર્ણનો નામ એક સપ્તિતમોઽધ્યાયઃ ૭૧

## અધ્યાય ૭૨ મો—દ્વાદશ જ્યોતિર્લિંગ મહિમા.

### રાગ સામેરિ.

સુત પુરાણી એણિપેરે બોલ્યા, સાંભળોને રૂષિરાય વળતી ઘુસ્માએતો કીધું, શીવનું ધ્યાન તદાય. ૧ તે કાળે શંકર ત્યાં પ્રગટયા, સરોવરમાંથી સાર અદ્ભૂત જેની કાન્તિદીસે તેજ તણો નહિ પાર. ૨ તેને દેખી ઘુસ્મા ને સુત, લાગ્યાં બેઉ પાય; ત્યારે પછીથી કરવા લાગી, સ્તુતિ એ અબળાય. ૩ જયજયનિર્ગુણનાથ મહેશ્વર, જયજય દીનદયાળ જયજય તારકભક્ત ભવારિ, જય જય શ્રી પશુપાળ. ૪ અવગુણ મારા માંહી હોયે, તે તો કરજો નાશ; વળી આપો ભક્તિ તમારી,

હમેશાં અવિનાશ ૫ એવું સાંભળિ શંકર બોલ્યા, આણિ પ્રેમ અપાર; ધન્ય ધન્ય અબળા તુને, હું રીઝયો આણીવાર. ૬ તારિ પુજા કેરા પુન્યે; જીવતો કીધો બાળ, વળી પ્રીતિથી દર્શન દીધું, નિશ્ચે આણે કાળ. ૭ તારિ શોકયે ઈર્ષ્યા આણિ, માર્યો તારો તન; તે માટે હું તેને હણવા, આજ થયો ઉતપન. ૮ કયાં ગઈએ દુષ્ટા આ વખતે, કરૂં એનો શંહાર, દારૂણ કર્મ કર્યું એ રાંડે, ના કરવાનું સાર. ૯ એવાં શીવનાં વાકય સુણીને, ગુસ્મા બોલી ત્યાંય; અહો નાથ મુજ માટે લાવો, દયા હ્રદયની માંય. ૧૦ એ મારિ સાંપતિન કરો ક્ષમા કરો અપરાધ, ભાવિ પદારથ નિપજયું તેમાં, એનો શો છે બાધ. ૧૧ એવું કર્મ કર્યું એણે તો પ્રગટ થયા તમે નાથ; દયા કરીને દર્શન દીધું, ઝાલ્યો સુત નો હાથ, ૧૨ તે માટે એ શોકય તણો તો, માનુંહું ઉપકાર; જેને કૃત્યે મળિયા શંકર, પામ્યું કુળ ઊધાર. ૧૩ એવાં સ્રીના વાકય સુણિને શાન્ત થયા પશુપાળ; ક્રોધ સમ્યો દારૂણ દિલ કેરો, હરખ્યા તેણે કાળ. ૧૪ એવામાં સુધર્મા દ્વીજને સુદેહા અબળાય; તેતો વેહેલાં વેહેલાં આવી, લાગ્યાં શીવ ને પાય. વળતી કરજોડીને કીધી, વિનતી તેણે ઠાર; તયારે શંકર કહેવા લાગ્યા, સુધર્માને સાર. ૧૬ અહો વિપ્રશા બાશ તુને છે, તારૂં ભાગ્ય વિશાળ; જેથિ ગુસ્મા જેવી પતની, પામ્યો આણે કાળ. ૧૭ બાર દ્વાજ કેરા કુળમાંહી તારો છે અવતાર; તેથી તારિ બુદ્ધી નાર્મળ જ્ઞાની સત્ય

અપાર. ૧૮ તે માટે તુજને આપુંછું આ વખતે વરદાન; તેને સાંભળી પ્રીતિ આણી, શ્રોત્ર થકી આ સ્થાન. ૧૯ તારા કુળનો નાશ થશે નહિ, અવિચળ એતો સાર જયાં સુધી આ પૃથ્વી રહેશે, ત્યાં સુધી નિરધાર, ૨૦ પ્રજા ઘણી થાશે પણ અંતે, એક સુતના રહેવંશ; એવી રીતે પરના-ળીકા, ચાલી જસે અવતંશ,૧૨ પણમારિવાણીથી તારા, કુળના થશે બાળ; તે તો સર્વે વિદ્યાવાળા, બુદ્ધિ બળ વિશાળ, ૨૨ એવું સુધર્માને કહી ગઉરીના ભરથાર, ગુસ્મા ને ત્યાં કહેવા લાગ્યા, આણી પ્રેમ અપાર. ૨૩ અહો પ્રિયા માગો મુજ પાસે, આ વખતે વરદાન; જેથી ઈચ્છા પુરિ થાયે, અંતરમાં આ સ્થાન. ૨૪ ત્યારે ગુસ્મા કરજોડીને, ત બોલીતેણુઠામઅહો નાથ મુજને તો આપો,ભક્તિ આઠે જામ. ૨૫ વળી આ સ્થાનકમાંહી મુજને, દીધું દર્શનસાર; તે માટે જ્યોતી લીંગ થઈને, રહોતમેઆકાર. ૨૬ એવું સાંભ-ળી શંકર કહે તે, સાંભળ અબળા વાત; તુજ ઈચ્છાતેમાટે મારે રહેવુંઅહીં સાક્ષાત. ૨૭ આ સરોવરમાંથી નિકળ્યો; તુજ માટે અભિરામ; તે માટે શિવાલય એવું પડશે એવું નામ. ૨૮ એમ કહીને લિંગ સ્વરૂપે થયા પોતે શીવરાય; તે કાળે મુર્તિ થઈ બેઠાં પારવતી માતાય. ૨૯ એટલે સુધર્મા એ કીધું, તેનું ત્યાં સ્થાપન; જયોતિર્લિંગ એ બનિયુંમોટું દ્વાદશમું બળવાન, ૩૦ ઘુસ્મેશ્વર એવુંતો પડીયું, એ શંક-રનું નામ તેનું દર્શન પુજન કરતાં સફળ થાય સૌકામ. ૩૧

દ્વાદશ જ્યોતિર્લિંગ તણો જે સંપૂરણ મહિમાય; તે કીધો વિસ્તારિ સઘળો, નિશ્ચે આવેળાય. ૩૨ તેને જે કોઇ નરને નારિ સાંભળશે હમેશ, તેનું સંકટ જાયે ભવનું કૃપાકરે મહેશ. ૩૩ વખાણુ દ્વાદશમું કહાવે સદા, જ્યોતિર્લિંગ મહાકાયરે, દુર્ગો કહે તેનો કહયો નિશ્ચે આ મહિમાયરે. ૩૪

ઈતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
દ્વાદશ જ્યોતિર્લિંગ વર્ણનો નામ દ્વિસપ્તીતમોઽધ્યાયઃ ૭૨

## અધ્યાય ૯૩ મો—ઉપલિંગ વિસ્તાર તથા રેવામહાત્મ

### રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદી મુનિજન; હવે જ્યોતિર્લિંગ તણાં જેહ બાર ઊપલિંગ છે વળિ તેહ. ૧ તેહ સર્વનો કહું ઈતીહાસ,જેને સાંભળેથાય ઉલ્લાસ; સોમેશ્વરનું ઊપલિંગ સાર, અંધકેશ્વર છે નીરધાર. ૨ મલ્લિકાર્જુનનું વળિ એમ,રૂદ્રકેશ્વરછેલિંગ તેમ, મહંકાળતણું મુનીરાય દુગધેશ્વર છે લિંગ સદાય. ૩ એવું ઓંકાર ઈશ્વરતણું, કદમેશ્વર લિંગતો ભણું કેદારેશ્વર શીવનું સારલિંગ ભૂતેશ્વર નિરધાર. ૪ ભીમશંકરનું વળી એવું ભીમેશ્વર લિંગજ તેવું; વિશ્વેવરનું એમ વિશાળ,શરાગ્ધેશ્વરછે મુનીબાળ. ૫ત્રંબકેશ્વરનું તેવું જેહ, સિધ્ધેશ્વર કહ્યું લીંગ એહ વૈજયનાથતણું એવું સાર વેદનાથ એવું નીરધાર.૬ તેવી રીતે નાગેશ્વરરાય તેનુ ભૂતેશ લીંગગણાય, રામેશ્વરતણુંતો પ્રખ્યાત ગૂપ્તેશ્વર છે લીંગ સાક્ષાત. ૭ ગૂસ્મેશ્વર તણું વળી એમ વ્યાઘરેશ્વર ગણ્યું લીંગ તેમ; એવાં દ્વાદશ લીંગના સાર,ઉપલીંગ કહ્યાં

નિરધાર. ૮ તેને સાંભળે આણીને પ્રેમતેતો રહેજકુશળક્ષેમ
હવે તપ્તિકા નદીને તીર ઘણાં શીવલિંગ છે મતિધીર. ૯
તેમ ગંગાકાંઠે નિરધાર નથી શીવ લિંગ કેરોજપાર; એવાં
ગૌતમી કેરે કિનારે, રહ્યાં શીવલિંગ તો વળી ભારે૧૦તેવાં
પશ્ચિમસિંધુકાંઠેસાર,ઘણાંબાળવળીનિરધાર; પુર્ણાનદી તી
રેશુભતેવાં. ઘણાં લિંગપ્રતાપીજએવાં૧૧ કાવેરીને મહીકાંઠે
એમ,ચમત્કારી દીસે બાણુતેમ;હવેનર્મદાનદીનેતીર, ઠામે
ઠામે શંભુરણધીર. ૧૨ રૂદ્ર દેહાએતોસરીતાય,જેનો અતુળછે
મહિમાય; જેટલાએ નદી કેરાપાષાણ તેટલાશંકરછેનિરવા
ણ. ૧૩ ન્હાય નર્મદામાં પ્રાણી જેહ,તેતો પુનર્પિ પામે ન
દેહ; રહ્યા મચ્છકચ્છ એમ ંસાર, તેહ સર્વનો થાય ઉદ્ધાર.
૧૪ તિર્થ નાયક એસરિતાય, જેનો મહિમા ન શેષે કહે-
વાય; પ્રભાતે વહેગંગાજી એમાં મધ ાન્હે વહેભારતી તેમાં
૧૫ તેવી રીતે રાત્રી પડે સાર, વહે નર્મદાતો નિરધાર, વાયુ
નર્મદનો, તો જેને અડેતેનેપાપ કદાપિ ના નડે. ૧૬ રેવા
રેવા કહેતાં મુખેજન, થાય તતકાળે પોતે પાવન; ઘણાં ક્ષેત્ર
એને કાંઠે સાર, મોક્ષ ભુમિએતો નિરધાર. ૧૭ તેની પુરણ
સર્વ કથાય, રેવાખંડ માંહી રૂપિરાય; હવે રેવા કાંઠે
લિંગ જેહ, રહ્યાં અપારતો વળી એહ, ૧૮ પણ પ્રખ્યાત તો
થોડાં સાર, કહું વર્ણવી તે આણે ઠાર; પદ્મેશ્વર સિદ્ધેશ્વર
નામ, કુમીરેશ્વરતો અભિરામ.૧૯ધંધુરેશ્વર શુળેશ્વરસાર,
કુંભેશ્વર વળી નિરધાર; કુબેરેશ્વર તેવા કહેવાય, સોમેશ્વર

યોગેશ્વરાય ૨૦ એવાં અનેક શીવનાં બાણ, ઠામે ઠામે વળી નિરવાણ; તેમાં નંદીકેશ્વર શિવરાય, તેનો અપાર છે મહિમાય. ૨૧ સ્નાન નર્મદામાં કરી પ્રાણી, નીરખે નંદી કેશ્વર શુળ પાણી; તેની અસંખ્ય હત્યા હણાય, અંતકાળે શંભુ લોકે જાય. ૨૨ એવું સાંભળી શૌનકે સાર, પુછ્યું સુત ને પ્રશ્ન તે ઠાર; અહો સુતપુરાણી દયાળ, કહો પ્રશ્ન મારૂં આણે કાળ. ૨૩ નંદિકેશ્વરને જોતાં સાર, કોની હત્યા ગઈ નિરધાર; એહ સંશય અમારો જેહ, મટાડો ને કૃપા કરી તેહ. ૨૪

વલણ. એવી રીતે બોલિયા, શૌનક તેણે ઠારરે; દુર્ગો કહે ત્યારે વધા, સુતપુરાણી સારરેરેરે. ૨૫

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં ઉપલિંગ વિસ્તાર તથા રેવા મહાત્મ વર્ણનો નામત્રિસપ્તતમોઽધ્યાયઃ ૭૩

## અધ્યાય ૭૪–મો બ્રાહ્મણનાનું ઇતિહાસ વર્ણન.

### રાગ સામેરી.

સુતપુરાણી એણીપેરે બોલ્યા, સાંભળો સૌ રૂષીરાય; વિસ્તારી સંભળાવું હવે, નંદિકેશમહિમાય. ૧ મુજને જેવું પુછ્યું તમે, તેવું તો વળી સાર; પુર્વે નારદને પુછ્યુંતું, ધર્મે તો નિરધાર. ૨ તેમાં નારદજીએ કહીતી, યુધિષ્ટિરને વાત; તે સઘળું સંભળાવું તમને, અથ ઈતી સાક્ષાત, ૩ રેવાના પશ્ચિમ ત્રઠ ઉપર, નગરી એક વિશાળ; કર્ણિકા છે નામ તેહનું, પૃથ્વિ ખુબરસાર. ૪ તે નગરીમાં ઊતથ્ય કુળનો, બ્રાહ્મણ તો વળી એક; રહેતો તો નિવાસ કરીને, કુટુંબ

સાથે છેક. ૫ તે બ્રાહ્મણને પુત્ર હતા બે શોભીતા અપાર, વળી પોતાની પત્નિ તે તો, પતીવ્રતા નીરધાર. ૬ આનંદ માં દીન જાય તેહના, કરતો શીવ સેવાય; એવામાં એ બ્રાહ્મણને થઈ, યાત્રાની ઈચ્છાય. ૭ તેથી પુત્ર પ્રીયાને કહીને, બ્રાહ્મણનો એ તન; કાશી યાત્રા કરવા ચાલ્યો, હરખીને નીજમન. ૮ ત્યાં જઈને ગંગામાં કીધું, એ વિપ્રે તો સ્નાન; ત્યાર પછી ત્યાં મૃત્યું પામ્યો, હરી ઇચ્છા બળવાન. ૯ તે વાર્તા તેના પુત્રોએ, જાણી જ્યારે સાર; ત્યારે ઉત્તમ ક્રીયા કીધી, ત્વરા થકી નીરધાર.૧૦ત્યાર પછી નીજ માતા કેરૂં, પાલન કરતા બાળ; તેવી રીતે ભક્તિ કરતા, શંકરની ત્રી-કાળ. ૧૧ એવામાં એ પુત્રો કેરી, માતા કહીએ જેહ; તેતો મંરગતીને પામી, તેમાં નહી સંદેહ.૧૨ તે કાળે એઅબળા કેરૂં, મન ઘણું મુંઝાય; પ્રાણ નથી નીકળતો વપુથી, પીડા ઝાઝી થાય. ૧૩ ત્યારે તેના મોટા પુત્રે, પુછી તેને વાત; અરે માત કેમ મુંઝાઓછો, તેતો કહો સાક્ષાત. ૧૪ એટલે તેની માતા બોલી, સાંભળ મારા તન; કાશી યાત્રા કરવા કેરી, ઈચ્છા રહી ગઇ મન.૧૫ તે માટે મારો ગુંચાએ, આ વેળાએ પ્રાણ; તેનો શો ઉપાયકરૂં હવે, આ વેળા નીરવાણ. ૧૬મારૂંકહેવું માની તું જો, પાળે એક વચન; તોતો મારો પ્રાણ નીકળે, વળી થાઉં પાવન. ૧૭ મુવા પછીથી અસ્તિ મારાં, નાખવાં ગંગામાંય; તેણે કરીને મુક્તિ પામીશ, નિશ્ચે હું તો ત્યાંય. ૧૮ એહ વાતનું જળ મુકો ભાઇ, મારા કરમાં

સાર; તેણે કરીને સારૂં થાશે, તમારૂ નિરધાર. ૧૯ એવું સાંભળી સુત મોટો જે, સુવાદ નામે વિપ્ર; તેણે નિજ માતાના કરમાં, પાણી મુકયું ક્ષીપ્ર. ૨૦ એટલે એ અબળાનો નિકળ્યો નિશ્ચે ત્યાંતો પ્રાણ; ત્યારે તેની દાહ ક્રિયાતો, કીધી ત્યાં નિરવાણ. ૨૧ પુંઠે ઉત્તર ક્રિયા પણ, કીધી ત્યાં નીરવાણ; વળતી માસિક શ્રાદ્ધ કરીને, પુત્ર થયો તૈયાર, ૨૨ નિજ માતાનાં અસ્તિ લેઈ, નાંખવા ગંગામાંય; સુવાદતો ચાલ્યો પ્રીતિથી, નગ્રમુકીને ત્યાંય. ૨૨ દ્વાદ્દશ ગાઉ આવ્યો એટલે, રાત્રી પડી તે ઠામ; ત્યારે પુરમાંહી કીધો, વિપ્રનેત્યાં મુકામ. ૨૪તેબ્રાહ્મણે સેવા કીધી, સુવાદની વીશેષ; તેમજ આસન આપ્યું, આથમતાં દીનેશ. ૨૫ એટલે એતો આસનમાંહી, બેઠો દ્વિજનો બાળ; શીવ શીવ એમ મુખે જપ તો ત્વરાથી વીતે કાળ. ૨૬ હવે એ બ્રાહ્મણ ત્યાંહી સવત્સા એક ગાય; તેને દોહાવા માટે આવી, બ્રાહ્મણી તેવેળાય. ૨૭ ત્યારે તેનાપતિએ છોડયો, વાછરડોતે ઠામ; તેતોદોટ મુકીને આવ્યો ગૌપાસે અભીરામ, ૨૮વળતીએતોધાવવા લાગ્યો, વૃષભ તેણે ઠાર; ત્યારે થોડીવારે વિપ્રે, વછોડયો નિરધાર. ૨૯ તેથી એ બ્રાહ્મણના ચાટયા, વૃષભેતોત્યાંપાય; એટલે દ્વિજને ક્રોધ ચઢયો બહુ નિશ્ચે તે વેળાય. ૩૦ તેથીતેણે ક્રોધકરીને કુણી કેરો સાર; વાછરડાને માર મારીયો, તેતો અપરંપાર. ૩૧ તે સઘળું એ ગૌએ દીઠું, પુત્ર તણું દુઃખત્યાંય; ત્યારેતેને આવ્યાં આંસુ, નેત્ર કમળની માંય. ૩૨ વળતીપેલી દ્વિજપ-

ત્નિતો, ધેનુનેદોહી સાર; પોતાના ઘરમાંહી આવી, સત્વર તેણીવાર. ૩૩ ત્યારપછીથી સર્વે સુતાં, વીપ્ર વીપ્રની નાર; એટલે નિંદ્રા આવી તેને, ગાઢ સુષુપ્તીસાર. ૩૪ તે કાળે નીજ માતા કેરૂં, દેખી દીલ ઉદાસ; વાછરડોતો કહેવા લાગ્યો ગૌપ્રતિ વાક્યવિલાસ. ૩૫ અહો માત કયમ રૂદન કરે છે, તેતો કહે આવાર શું સંકટ આવ્યું તુજ અંગે, આ વખતે નીરધાર. ૩૬ એવું સાંભળી સુરભીબોલી, સાંભળ મારા બાળ, તુજને માર્યો તે દુઃખ મુજને, સાલે છે આકાળ. ૩૭ એવું સાંભળી વત્સબોલીયો, સાંભળ મારીવાત; પોતપોતાનેકર્મ પ્રાણી દુઃખ ભોગવે સાક્ષાત. ૩૮ તેને દેખી દીલની માંહી, કરવો નહી વળી કલેશ, કોઈ કોઇ સંકટને દુખડું, લેવાયે નહિ લેશ. ૩૯ પુત્ર કોણને માત કોણછે, કોણપીતાને ભ્રાત સંસ્કારે સર્વેએ મળીયું, પક્ષિવત સાક્ષાત. ૪૦ તેમાટે સ્નેહી સંબંધી, તેને સારૂ કયાય; પાપ કર્મને કલેશ ન કરવો, કોઇ વખતે મનમાંય. ૪૧ એવું સાંભળી સુરભી બોલી, સાંભળ મારા તન; તે સઘળું સમજુંછું હું પણ હરીમાયા બળવાન, ૪૨ તેણે કરીને તારૂં સંકટ શાલે મુજને અંગ; જ્ઞાન વાત ગમતી નથી ભાઈ, ઊઠે ખુબ તરંગ. ૪૩ આ બ્રાહ્મણને એક પુત્ર છે, નાની વયનો સાર; તેનો કાલ સવારે હુતો, કરવાની સંહાર. ૪૪ ત્યારે મારા દિલમાં થાશે, શાન્તિતો અભીરામ નહીતો તૃણ પાણી નહી ભાવે, નિશ્ચે આણે ઠામ. ૪૫ એવી માતા કેરી વાણી, સાંભળીને સદાય; વત્શ ફરીથી કહેવા

લાગ્યો, માત જ્ઞાન કથાય. ૪૬ અરે માત આવું શું બોલે, આ વખતે શાક્ષાત. સ્વલ્પ ગુન્હા માટે કેમ થાયે, દ્વીજના સુતની ઘાત. ૪૭ પૂર્વે ખોટાં કર્મ કર્યાથી, આવ્યો પશુ અવતાર વળીઆજન્મેઆવુંકરતાંકયમથાયેઊદ્ધાર.૪૮ મારે માટેકર્મકરીશ પણ,ભોગવશે તુજદેહ તેમાટે છોડીદેહીલથી, અશુભ આચાર્ણ એહ ૪૯ એવું સુતનું વાકય સુણીને, ગૌ બોલી વાચાય; અહો પુત્ર હત્યા છૂટવાનો, જાણુ હું ઉપાય. ૫૦ જયારે એ બ્રાહ્મણના સુતને મારીશ મારા બાળતે વખતે કાળું અંગ થાશે, મારૂ તેણે કાળ. ૫૧ તે જયારે રેવામાં નાહીશ, નંદીકેશ્વર પાશ ત્યારે મારૂં પાપ મુંકાઈ,ધોળી થઈશ પ્રકાશ ૫૨ એવું સાંભળી વત્યશાન બોલ્યો,સમજયો મનમાં વાત થવાકાળ નવ મિથ્યા થાયે, કોઈ વખતે સાક્ષાત. ૫૩ આ સઘળો માત સુત કેરો, વાદ વિવાદજ જેહ શાસ્તી ગીર સુવાદે સુણીયો, આણીને ખુબ સ્નેહ. ૫૪ ત્યારે એ સુવાદે કીધો, અંતરમાં વિચાર; આ સઘળું કૃત જોવું મારે, રહીને આણેઠાર. ૫૫ એમ વિચારી શાસ્તા ગીર એ, બ્રાહ્મણ કેરો બાળ; શાન્તિ પામી સુતો સત્વર, નિશ્ચે તેણે કાળ ૫૬ એવામાં થોડી વેળાએ,ઊગ્યો દીનકર દેવ; ત્યારે તે બ્રાહ્મણના ઘરનાં, જાગ્યાં સૌ તતખેવ. ૫૭ એવામાં એ બ્રાહ્મણ કેરો, પુત્ર હતો વળી જેહ; તે તો દાતણ કરવા બેઠો, તેમાં નહિ સંદેહ. ૫૮ ત્યારે તે બાળકના તાતે, વાકય કહ્યુ તે ઠાર; દોહોતી વેળા ગૌ પાસે તું, ઊભો રહેજે સાર. ૫૯ એવું કહીને

એ બ્રાહ્મણુ તો, ગયો નગ્રની માંય;ત્યારે તેની પતિન આવી, ગૌ દોવાને ત્યાંય. ૬૦ ત્યારે પેલો બાળકઉભો, લાકડીઝાલી હાથ; મૃત્યુ જેનું સમીપ આવ્યું છે, તે વેળા સાક્ષાત. ૬૧ તે વેળા બાળકને દેખી, ગૌએ સાધ્યો લાગ; મર્મ જગામાં અંગ મારીયું, આણીને અનુરાગ ૬૨ તેથી મુર્છા ખાઈને પડીયો, બ્રાહ્મણુ કેરો બાળ; ત્યારે હાહાકાર થયો ત્યાં, લોક મળ્યા તતકાળ. ૬૩ એવું દેખી તેની માતા, રડવા લાગી સાર; એવામાં એનો પિતા પણુ, આવ્યો તેણે ઠાર. ૬૪ તે તો સુતની પાસે આવી, બોલ્યો રડતી વાણુ; તે કાળે એ બાળક કેરો, નીકળ્યો નિશ્ચે પ્રાણુ. ૬૫ એવું દેખી બ્રાહ્મણને તો ચઢયો અતીશય કાળ, તેથી પેલી સુરભીને તો, માર્યો માર વિશાળ ૬૬ વળતી તેને છોડી મુકી, આણીને અનુ-રાગ; તે તો વેગે ચાલી ત્યાંથી, ઉતાવળી મહાભાગ. ૬૭ તેની પુંઠે રાત્રી વાસી,સુવાદ દ્વીજનો બાળ; તે તો ચાલ્યો તે કાળે, આણી પ્રેમ વિશાળ, ૬૮ જેની ખાંધે નીજ માતા નાં, અસ્તિ છે નીરધાર; વળી વારે વારે બોલેછે, શીવશીવ એવું સાર. ૬૯ હવે પેલી ધેનું ચાલી, આણીને ઉલ્લાસ;તે તો રેવા પાસે આવી, નંદીકેશ્વર પાસ. ૭૦ તે ઠેકાણે તેણે કીધું,સ્નાન વળી ત્રણુવાર;તેથી તેનું પાપ હણાયું,શ્વેત થઈ નીરધાર.૭૧ એવું દેખી વિસ્મય પામ્યો, સુવાદ તો તે ઠામ; વળતી મુખથી કહેવા લાગ્યો, વાણીતો અભિરામ. ૭૨ ધન્ય ધન્ય આ રેવાજીને, ધન્ય ધન્ય શિવરાય; જેમાં સ્નાન

કર્યાથી સત્વર,દારૂણ પાપ હણાય. ૭૩ એવું કહીને નાહયો શતવર, સુવાદ તો તે ઠામ; પુંઠે નંદિકેશ કેરૂં, કર્યું દર્શન અભીરામ. ૭૪

વલણ. વળતી ત્યાંથી ચાલીયો, બ્રાહ્મણ કેરો તનરે; દુર્ગા કહે કાશી વીષે, જાવા જેનું મનરેરેરે.

ઇતિશ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં બ્રાહ્મણસ્ય ઇતિહાસ વર્ણનો નામ ચતુઃસપ્તિતમો અધ્યાય ૭૪

## અધ્યાય ૭૫ મો–નંદીકેશ્વર મહિમા.

### રાગ મારૂ.

બોલ્યા સુતપુરાણી વચન, સુણો શૌનકાદી મુનીજન, હવે સુવાદ વિપ્રતો જેહ, ચાલ્યો કાશીની વાટેજ તેહ. ૧ તેને મારગમાં નીરધાર, મળી સુંદરી એકજ સાર; જેનું ચંદ્રના જેવું વદન, અતીકોમળને ગૌર તન. ૨ તેણે સુવાદને પુછી વાત, અહયા વિપ્ર કયાં જાયે સાક્ષાત, તે તું સત્ય કહે મુને આજ, થશે તે થકી તાહરૂં કાજ. ૩ ત્યારે બ્રાહ્મણ બોલ્યો વચન, સુણો સુંદરી સુંદર તન; મારી માતા કેરાં અસ્તિ જેહ, જાઉંછું ગંગામાં નાંખવા તેહ. ૪ તેમાં મારગમાં આવેળાય,દીઠા નંદીકેશ્વર શીવરાય; અતિ ઉત્તમ છે એહ ઠામ, દર્શન કરતાં ટળે દુખ ધામ.૫ વળી એ ઠેકાણે કરતાં સ્નાન, નાસે દારૂણ હત્યા નિદાન; જોયુપ્રત્યક્ષપારખું આજ થયું સુરભી કેરૂં કાજ. એવી સુવાદની સુણી વાણી, બોલ્યાં સ્વર્ધુની તો પ્રેમ આણી; અહોવિપ્રતુંસાંભળ વાત. નાંખ્ય અસ્તિ એ ઠામે સાક્ષાત, માસ વૈશાખ આ

તો કહેવાય, સુદી સપ્તમી છે આવેળાય; માટે આજનો દીનતો સાર, નિશ્ચે ગંગા આવે આણે ઠાર. ૮ એવું સાંભળી બ્રાહ્મણ તન, ફરી કહેવા લાગ્યો વચન;અહોનારી હશે સાચું એહ, પણ મારો મટેન સંદેહ.૯ ત્યારે પ્રીતિ આણી અભિરામ બોલ્યાં ગંગા ફરીથી તે ઠામ; અહો બ્રાહ્મણ સાંભળ વાત; ભાગીરથી હુંતો છું સાક્ષાત. ૧૦ જઉછું એ ઠેકાણે વહેવા સાર, ભક્ત વચનથી નિરધાર; એવું કહી ગંગા તેણે સ્થાન. થયાં તત્કાળ અંતરધ્યાન. ૧૧હવેસુવાદ વિપ્રેતોત્યાંય,સાચું માન્યુ એઅંતરમાંય; પછી પાછો વળ્યો દ્વીજ એહ,આવ્યો નંદીકેશ પાસે તેહ. ૧૨ વળતી માતાનાં અસ્તિ તો સાર,અરધાંછોડયાં પોતે તેણે ઠાર; પછીનાંખ્યાં સરિતાનીમાંય, અતિ વિશ્વાસ આણીને ત્યાંય ૧૩ તેણે સમે તેની જેહ માત, બોલી આકાશ માંહી સાક્ષાત; અહો પુત્ર તું સાંભળ વાણ, નિશ્ચે મારૂં થયું છે કલ્યાણ. ૧૪ હું તો જાઉછું કઇલાશમાંય, સુખ પામીશ સુંદર ત્યાંય; માટે બાકીનાં અસ્તિ તો જેહ, નાંખ્ય આ ઠેકાણે આણી સ્નેહ. ૧૫ એવું માતાનું સુણી વચન, થયો સુવાદ ઝાઝો પ્રસન્ન; પછી અસ્તિ હતાં પેલાં સાર, તેતો નાખી દીધાં તેણે ઠાર. ૧૬ વળતી સ્નાન કરી તેણેઠામ,ગયોપોતા તણે તો મુકામ; એવો એ સ્થાનનો મહિમાય, કહ્યો વિસ્તારીને આ વેળાય ૧૭ તેને સાંભળે જે કોઈજન,તેનાં છુટે બધાં બંધન, એવી સુતની સાંભળી વાણી, બોલ્યા શૌનક તો સ્નેહ આણી.

૧૮ અહો સુત સુણો એક વાત, દઢચિત્ત રાખીને સાક્ષાત; નંદીકેશ્વર જે શીવરાય, કેમ વસ્યા એ સ્થાને સદાય. ૧૯ કોણે સ્થાપીયું છે એહ બાણ, કીયા કારણથી નિરવાણ; વળી વૈશાખ માસની માંય, કેમ ગંગા આવે છેજ ત્યાંય. ૨૦ તેહ સઘળી વારતા સાર, કહો વિસ્તારીને આણીવાર; જેથી આનંદ અત્યંત થાય, રીઝે પશુ પતી મહાકાય. ૨૧ એવાં વિપ્રનાં સુણી વચન,બોલ્યા સુતપુરાણીપાવન; અહો વિપ્ર સુણો મારી વાત, કહું પુછેલું પ્રશ્ન સાક્ષાત. ૨૨ રશીકા નામે બ્રાહ્મણી એક,રાંડી બાળપણા માંહી છેક; તેથી ઉપન્યો તેને વઈરાગ, ભક્તિ કરવા લાગી મહા ભાગ. ૨૩ રેવા કાંઠે આવી રહી એહ, કરે પાર્થિવ પુજન તેહ; વળી કષ્ટ વેઠે ઘણું કાય, શીવ શીવ જપે છે સદાય. ૨૪ તેથી થોડે દિવસે તેણે સ્થાન,આવ્યા મૃત્યું જય ભગવાન; તેની સાથે ગંગા નદી જેહ, આવી તે પણ આણીને સ્નેહ. ૨૫ તેને દેખીને વિપ્ર કુમારી, ઊઠી ઉભી થઈ ગર્વ હારી; લાગી બેઉ જણાંનેજ પાય, સ્તુતી કરવા લાગી તદાય. ૨૬ ત્યારે શંકર બોલીયા વાણ, સુણ વિપ્ર સુતા નીરવાણ; હુંતો શંકર જાતે સાક્ષાત, ગંગા નદી આ દીસે પ્રખ્યાત. ૨૭ તારા તપ થકી અભીરામ, આવ્યાં બેઉ અમે આણે ઠામ; માટે પ્રીતી આણી આણે સ્થાન, માગ્ય મન ગમતું વરદાન. ૨૮ જેહ માગીશ સુંદરી તુંય, તેહ આપીશ નિશ્ચય હુંય; એવી શીવની સાંભળી વાણી, બોલી રસીકાતો પ્રેમ આણી. ૨૯

અહો શંકર આણી કૃપાય; આપો ભકિત તમારી સહાય, વળી લિંગ થઈ તમે આજ; રહો આ ઠેકાણે મહારાજ. ૩૦ તેમ ભાગીરથી પણ સાર, માસ વઈશાખમાં નિરધાર; શુદી સાતમને દીનં માત, વહે આસ્થાનમાંહી સાક્ષાત. ૩૧ એવી બ્રાહ્મણની સુણી વાણી, બોલ્યા પશુ પતિ હર્ષ આણી; અહો નારી તેં માગ્યું વચન, તેમ વરતીશ હું નીશ દીન. ૩૨ એવું કહીને શંકર દેવ, થયા લિંગ રૂપે તતખેવ; હતી સપ્તમી તે દહાડે સાર, માટે ગંગા વહ્યાં તેણે ઠામ. ૩૩ પછી રસીકાએ તેણે સ્થાન, સ્થાપ્યું શીવ લિંગ એતો નિદાન; પાડયું નંદીકેશ્વર એવું નામ, જેને ઓળખે જક્ત તમામ.૩૪ તેનું દર્શન કરતાં સાર, કોટી હત્યા ટળે નિરધાર; વળી રેવામાં ન્હાતાં મુનીશ, થાય પવિત્ર દેહ તે દીશ. ૩૫ વર્ષે વર્ષે આવે જ્યારે સાર, માસ વઈશાખતો નિરધાર; શુદી સપ્તમીએ તેહ ઠામ, ગંગા આવી વહે અભિરામ.૩૬ નાહ્ય તે દહાડે જે કોઇજન, અતી વિશ્વાસ આણીને મન; તેનાં અસંખ્ય પાપ હણાય, ગંગા સ્નાન તણું ફળ થાય. ૩૭ નથી ખોટી જરા એહ વાત; વેદ પુરાણમાંહી પ્રખ્યાત, એક રેવાને બીજી ગંગાય;ત્રીજા નંદી કેશ શીવરાય. ૩૮ ત્રિવેણી તીર્થ એતો કહેવાય, માશ વઇશાખમાંહી શહાય, માટે એક ફેરો પણ સાર, જન સર્વેએ ન્હાવું તે ઠાર. ૩૯ કરવું શંકરનું દર્શન,અતિ શુદ્ધતા આણિને મન. ૪૦ વલણ. એ રિતે સુતે કહયો, નંદિકેશ મહિમાયરે;

દુર્ગા કહે તેને સુણે, તે નર મોક્ષે જાયરેરેરે. ૪૧

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
નંદકેશ્વર મહિમા વર્ણનો નામ પંચસપ્તતિમોઽધ્યાયઃ ૭૫

## અધ્યાય ૭૬ મો—અત્રિશ્વર મહિમા.

### રાગ સામેરી.

સુત પુરાણી એણીપેરે બોલ્યા,સાંભળો સૌ રૂષીરાય; વિસ્તારી શંભ ગાવું હાવે, અત્રિશ્વર મહિમાય. ૧ દક્ષિણ દિશા માંહી વન છે કામદ નામે શાર, રમ્ય જગાએ તોબહુ સારી, ઝાડી વૃક્ષ અપાર. ૨ તે વનમાં બ્રહ્માના દિકરા,અત્રિ નામે જેહ; તે તો નિજપત્નિની સાથે, તપ કરતા મુની દેહ. ૩ તે કાળે ત્યાં હરિ ઇચ્છાથી, અનાવૃષ્ટી થઇ સાર; સો સંવત્સર મેઘ ન વરસ્યો, સુર્ય તપ્યો નિરધાર, ૪ તેણે કરીને વૃક્ષ સુકાયાં, ખુટયું જળને અંન; ત્યારેત્યાં પીડાવા લાગ્યા ત્યાંના વાસીજન. ૫ એવું દેખી અત્રી કેરો,પત્ની તો વળી જેહ; અનુસુયાછે નામ જેહનું, તેમાં નહિ સંદેહ. ૬ તેતો નીજ સ્વામીની પ્રત્યે, બોલી તેણે ઠાર; અહો નાથ આ કયમ સેહેવાયે, દુખડું અપરંપાર. ૭ એવું સાંભળી અત્રી કહે છે, સાંભળ અબળા વાત; દૈવગતિઉપરનવ ચાલે,કોઇનું બળ સાક્ષાત. ૮ એવું કહીને ધારી સમાધી, મુનીએ તેણે ઠામ, શુષ્ક કાષ્ટવત થઇને બેઠા,ધ્યાન વિષે અભિરામ. ૯ ત્યારે સઘળા શિષ્ય હતા તે, નાઠા ત્યાંથી સાર; એટલે અનુસુયાએ આદરયું, દારૂણ તપ નિરધાર, ૧૦પાર્થિવેશ્વર કરતાં પોતે, રાખી અંતરહાર હામ; વળી શંકરનું સ્મરણ

કરે છે, અંતરમાં અભિરામ.૧૧ એવી રીતે વર્ષ વિતીયાં, ચોપનતો મુનિતન, તે કાળે અત્રિતો જાગ્યા, ઉઘાડયાં લો-ચન. ૧૨ વળતી નિજ પત્નિની પાસે, માગ્યું જળ તે ઠાર; ત્યારે અનસુંયા તો પડીયાં, વિચારમાં નિરધાર. ૧૩ કયાંથી જળ લાવીશ આ વખતે, સુકી સર્વધરાય; નવ આપું તો નિષ્ફળ થાશે, સ્વામીની આજ્ઞાય. ૧૪ એમ વિચારી લેઈ કમંડળ, ચાલ્યાં એ અબળાય; ત્યારે તેની પુંઠે પુંઠે, ચાલ્યાં ત્યાં ગંગાય. ૧૫ તેતો અનસુયાને કહે છે, સાંભળ અબળા વાણ; તારી મન ઈચ્છા છે તેતો, પુરૂં આજ પ્રમાણ. ૧૬ એવું સાંભળી અનસુયા કહે છે, સાંભળ ને તું નાર; કયાં રહે છે ને કોની પત્નિ, તેતો કહે આ ઠાર. ૧૭ આ વનમાં કેમ આવી બાઈ, મારી પાસે આજ; તે સઘળું વિસ્તારી કેહેને, જે હોયે તે કાજ.૧૮ ત્યારે ગંગા કહેવા લાગી, સાં-ભળ સખી આ ઠામ; શંકરની પત્નિ હું કહાવું, ગંગા મારૂં નામ. ૧૯ તારૂં તપ દેખીને હુંતો, પ્રસન્ન થઇ આ કાળ; તે માટે તુજ પાસે આવી, હણુ કષ્ટ વિશાળ. ૨૦ એવું સાંભળી અનસુયા કહે, સાંભળો ગંગા માત. ૨૧ ત્યારે ગંગા કહેવા લાગ્યાં, સાંભળને અબળાય;જળ જોઈએ તો ખાડો કર એક, નિશ્ચે આ વેળાય. ૨૨ એવું સાંભળી મુનિ પત્નિએ, કીધો ખાડો ત્યાંય, ત્યારે ગંગા પાણી રૂપે, પ્રગટયાં તેની માંય. તેને દેખી દ્વિજપત્નિતો, ખુબ થયાં રળિયાત; વળતી ગંગા પ્રત્યે બોલ્યાં, વાણિ તો સાક્ષાત.૨૪ અહો માત મારાસ્વા-

બીજે, અત્રિ નામે સાર; તે અહિં આવે ત્યાં સુધી તો, રહે જો આણે ઠાર. ૨૫ એવું સાંભળિ ગંગા બોલ્યાં, સાંભળને અબળાય; તેં સ્વામીની સેવા કીધી, આણી ઉત્કંઠાય ૨૬ તેમાંથી દીન ત્રિશાજ કેરૂં, ફળતો કહિએ જેહ; તે તો આપો મુજને બાઇ, આણીને અતી સ્નેહ. ૨૭ તે કાળે અત્રી પત્નીએ, આણી હર્ખ અપાર; એક માસનું ફળ આપીયું,પતીસેવાનું શાર. ૨૮વળતી જળનું પાત્ર ભરીને, અત્રિ રૂપીની નારી પતિની પાસે આવી પોહો-ચ્યાં, ક્ષણું ન લાગીવાર. ૨૯ તે પુંઠે જળ આપ્યું મુનિને, પ્રશન થઇ મનમાંય; ત્યારે અત્રિ વિસ્મય પામ્યા સત્વર પોતે ત્યાંય. ૩૦ આખી પૃથ્વી સુકાઇ ગઇ છે, જળ વિના અવતાર; તો આ અબળા કયાંથીલાવી, પાણીઆણે ઠાર ૩૧ એમ વિચારીવારીપીધું, વળતીબોલ્યાંએહ;અહો પ્રિયાજળ કયાંથીલાવી,સાચું કહેનેતેહ.૩૨ત્યારેઅબળાકહેવાલાગી, શાં ભળો મારાનાથ; આ ઠેકાણેગંગા આવ્યાં,તમપુન્યેસાક્ષાત. ૩૩ તેમાંથીજળમેંતો આણ્યું નથિ વૃષ્ટી થઈ આજ; શત્ય કહુંછુંહુંતો સ્વામિ, સુધર્યું સર્વે કાજ. ૩૪ એવું સાંભળી મુનિવર બોલ્યા, સાંભળને અબળાય ગંગા આવ્યાં એવું કહુંછુંતેકયમ સત્ય મનાય. ૩૫ ત્રિદશાને દુર્લભ તે ગંગા, કયમ આવે આ ઠાર;માટેતુંજુંઠુંબોલે છે, નિશ્ચે આણીવાર ૩૬ એવું સાંભળી અનુસુયા કહે,ચાલો મારી સંગ; ગંગાજી બતલાવું તમને, આણીને ઉમંગ. ૩૭ ત્યારે અત્રિ ચાલ્યા

પોતે, ગંગા જેવા સાર આગળ અબળા પુંઠળ પોતે, બ્રહ્મા-
ના કુમાર. ૩૮ ખાડની આગળ આવી બોલી, અનુસુયા
વાચાય, અહોનાથ દેખો આ ગંગા, ગર્તવિષેમહાકોય. ૩૯
ત્યારે પેલા ખાડા ઉપર, આવ્યા મુનિવર સાર; તો તોજળ
નિર્મળ મહીં દીઠું, ગંગોદકનિરધાર. ૪૦ તેથી તે કાળે તો
ઉપજયો, અંતરમાં ઉલ્લાસ; ધન્ય ધન્ય એમકહેવા લાગ્યા
મુખથી વાકય વિલાસ. ૪૧ તે પુંઠે ત્યાં મુનીયે કીધુ, એ
ખાડામાંસ્નાનવળી સંધ્યા આદી સૌકર્મો કીધાં તેણે સ્થા-
ન. ૪૨ અનુસુયા પણ નાયાં પોતે, ચોળીનેજકાય; વળતી
પતિની પુંજા કીધી, આણીને શ્રદ્ધાય.૪૩ તે કાળે ત્યાં ગંગા
આવી. કહેવા લાગ્યાં સાર; અહો સતી આપો મુજને તો,
આજ્ઞા આણીવાર, ૪૪ એવું સાંભળી અનુસુયા કહે, સાં-
ભળ ગંગા માત; લોક તણા સુખ માટેતારે,રહેવું અહીં સા-
ક્ષાત. ૪૫ મોટા કેરો ધર્મ એહ છે, પોતે પામે દુઃખ પણ
સામા પ્રાણીને આપે નિશ્ચે એતો સુખ. ૪૬ તેમાટેઆજ્ઞા
નહી આપું જાવાની તો સારશદા કાળરહેવું માતાજીનિશ્ચે
આણેઠાર. ૪૭ એવી રીતે અત્રિએ પણ કરગરીને કહિવાત,
ત્યારે ગગા કહેવા લાગ્યાં, પ્રીતથીશાક્ષાત ૪૮. અહો શતી
તે શિવપુજાને પતિસેવા નિરધારકષ્ટવેઠીનેકીધી નિત્યે, આ
ઠેકાણે શાર, ૪૯ તેમાંથી એક શંવત્સરનું, ફળ આપેજો
આજ તો તો રહું અહીં વાશ કરીને નિશ્ચે તારે કાજ. ૫૦
પતિવ્રત જેવી નહીં વાલી, મુજને તો કોઇ નાર જેના પુન્યે

પ્રથ્વી રહી છે, જળની ઉપર સાર. ૫૧

વલ્લણુ, એવું સાંભળીને વધાં, અત્રિની અબળાય રે; દુર્ગો કહે એ પુછતાં. સાધવીનો મહિમાયરેરેરે, ૫૨

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
અત્રિશ્વર મહિમા વર્ણનો નામ ષટસપ્તિતમોડધ્યાયઃ ૭૬

## અધ્યાય ૭૭ મો—સાધવા મહીમા.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુની-જન; પછી અહલ્યા તો તેણે ઠાર, પુછે પતીવૃતાનો પ્રકાર. ૧ અહો ગંગાજી આણી કૃપાય, કહો સાધવીનો મહિમાય, જેથી સુણુતાં જ્ઞાન પમાય, વળી ચિતમાં આનંદ થાય. ૨ એવી અહલ્યાની સુણી વાણી, બોલ્યા ગંગા નદી પ્રેમ આણી; પતિવ્રતા હોયે પ્રિયા જેહ, પાળે સ્વામિની આજ્ઞા તેહ. ૩ સ્વામી પેહેલું ન ભોજન કરે, સ્વામી વીયોગે ઉ-દાસી ફરે; સ્વામીને દુઃખ થાતાં જ સાર, પ્રાણ પોતાનો કંપે અપાર. ૪ સ્વામી સામું ન બોલે કદાય, રાખે અત્યં-ત સ્નેહ સદાય; સ્વામી વેચે ત્યાં વેચાય એહ, તજે સ્વા-મી આજ્ઞામાં સંદેહ. ૫ સોંપે તન મનને નિજધન, કદી બોલે ન કુડું વચન, પ્રભુ તુલ્ય માનીને હમેશ; કરે ત્રિકાળ પુજા તો એશ. ૬ ચાપે ચર્ણ સદા અભીરામ, જપે ઈશ્વરનું નિત્ય નામ; મુખ મલકતું રહે સાર, પાળે પોતા તણો કુ-ળાચાર. ૭ અંગ ઢાંકીને ફરે હમેશ, કોઈ કાળે કરે નહિ ક્લેશ; કુઆચરણી પતી વળી હોય, તોય નિંદા કરે નહીં સોય ૮ વ્યભિચારણી ને દ્રોહી નાર, તેનો સંગ તજે નિર-

ધાર; અંધ પંગુને રોગીષ્ટ કાય, નિર્બળ નપુંસક શઠતાય. ૯ કમિ દરિદ્રીને જુઠો અતી, ભાંડે ગાળો વળી દુષ્ટ મતી એવો હોય પતી નિરધાર, તોય માનવો ઇશ્વર સાર. ૧૦ નવ તોડવી તેની આજ્ઞાય, કરવી સાધુતા રાખી સેવાય; સ્વામી આજ્ઞા વિના કોઈ નાર, કરે જપ તપ વૃત્ત અપાર. ૧૧ પણ ફળે નહી તેને એહ, મિથ્યા મજુરી થાય છે તેહ; સ્વામી આજ્ઞા એતો મહામંત્ર, સ્વામિ સેવા વિષે બધા તંત્ર. ૧૨ સ્વામી ખાતાં વધ્યું જેહ અંન, તેતો પુરોડીશ છે પાવન; સ્વામી સેવા વિના નિરધાર, નથી સ્ત્રીને બીજો અધીકાર. ૧૩ એવાં ગંગાનાં સુણી વચન, થયાં અહલ્યા પોતે પ્રસન્ન; પછી પતી સેવામાંથી સાર, એક વર્ષ તણું નિરધાર. ૧૪ આપ્યું ગંગાને પુન્ય તે ઠામ, અહલ્યાએ પોતે અભીરામ; સરિતા આણી કૃપાય, રહ્યાં તે સ્થળમાંહી સદાય.૧૫ તેણે સમે પૃથ્વી ફોડી સાર, નિકળ્યા શંકર તો નિરધાર; જેના તેજ તણો નહિં પાર, સાથે પારવતિ નિર-ધાર. ૧૬ તેને દેખી બેઉ જણ ત્યાંય, અતિ હર્ષ પામ્યાં દીલમાંય; પછી જોડીને ઉભય પાણ, સ્તુતી કરવા લાગ્યાં નિરવાણ. ૧૭ જય જય દયાળું મહેશ, જયજય નિરંજન વેશ; જયજય સદા શીવરાય, જયજય શંભુ મહાકાય. ૧૮ એવી સ્તુતિ કરી વિપ્રે જયારે, બોલ્યા ગાજીને શંકર ત્યારે; અહો બ્રહ્મા તણા સુકુમાર, ધન્ય ધન્ય તમોનેજ સાર. ૧૯ ધન્ય તારૂણી નીશ્ચે તમારી, કરી ભક્તિ અતિ એણે ભારી;

થયો પ્રસન એ થકી આજ, પુરૂં સર્વે મનોરથ કાજ. ૨૦
માટે માગો તમે આણે સ્થાન, આપું સારાં સારાં વરદાન;
એવું સાંભળી વિપ્ર વચન, બોલ્યા અત્રિ રૂષિ મહામન. ૨૧
અહો શંકર દેવ કૃપાળ, આપો ભક્તિ તમારી આ કાળ;
એવું ત્રિલોકમાં નથી સુખ, શીવ શીવ જપે સદા મુખ. ૨૨
વળી માગું બીજું વરદાન, રહોલીંગ થઈ આણેસ્થાન; જેથી
મુને મળ્યાની એધાણી, રહે વિશ્વની માંય પ્રમાણી. ૨૩
એવાં મુનીનાં સુણી વચન, થયા શંકર ખુબ પ્રસન; પછી
અસ્તુ કહી તેણે ઠાર, થયા લિંગ રૂપે ત્રિપુરાર. ૨૪ ત્યારે
અત્રિ રૂશીયે તે ઠામ, કર્યું સ્થાપન તો અભીરામ; પાડ્યું
અત્રિશ્વર નામ તદાય, દીઠે કોટીક વિઘ્ન હણાય. ૨૫ વળતી
અહલ્યાને તેડી ત્યાંય, આવ્યા અત્રિતો આશ્રમમાંય;
ખાન પાન કરે છે હમેશ, ભજે નિર્ગુણનાથ મહેશ. ૨૬
એમ અત્રિશ્વર કેરો સાર, કહ્યો સુતે મહિમા આણેઠાર;તેને
સાંભળશે જેહ જન, તેનાં તુટે તમામ બંધન. ૨૭

વલણ. એ રીતે સુતે કહી, પાવન પુન્ય કથાયરે; દુર્ગો
કહે હાવે કહે, અચળેશ્વર મહિમાયરેરેરે. ૨૮

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં.
સાધવી મહિમા વર્ણનો નામ સપ્ત સપ્તિતમોઽધ્યાય: ૭૭

## અધ્યાય ૭૮ મો—અચળેશ્વર મહિમા.

રાગ સામેરી. સુતપુરાણી એણીપેરે બોલ્યા,
સાંભળો સૌ રૂશીરાય; વિસ્તારી સંભળાવું હવે,અચળેશ્વર
મહીમાય.૧ પુર્વે રવિના કુળમાં પ્રગટ્યો,નળરાજા બળવાન;

તેણે ગત જન્મે કીધું તું, પુણ્ય વળી તે સ્થાન. ૨ તેણે કરીને શંકર રીઝયા, તેના ઊપર સાર; તેથી વિરસેન નૃપને ત્યાંહી, આવ્યો શુભ અવતાર. ૩ એવું સાંભળી શૌનક બોલ્યા, આણી પ્રેમ અપાર; પુર્વે શું નળરાયે કીધું, પુન્ય વળી નીરધાર. ૪ તે સઘળું વિસ્તારી કહોને, અમને તો મહારાજ; જેણે કરીને શાન્તિ થાયે, સંશય જાયે આજ. ૫ તે કાળે ત્યાં સુત બોલ્લિયા, હરખીને નિજમન; અહો મુનિવર નળ રાજાની, વાત સુણો પાવન. ૬ અર્બુદાચળ ઉપર રહે તો, ભીલ્લ જાતતો એક; આહુક એવું નામ તેહનું, પ્રતાપી વિષેક. ૭ આહુકી પત્નિ શુભ તેની, એ પણ જ્ઞાની સાર; શંકર કેરી ભકિત કરતાં, બેઊ જણાં તે ઠાર. ૮ કોટીશ્વર શંકર ત્યાં વસીયા, તેનું કરે પુજન; વળી સાધુની સેવા કરતાં નીરમળ જેનું મન.૯ એક દિવસના સમાયોગમાં, આહુક ભીલ તો જેહ; શંકરની પુજા કરવાને, નિકળ્યો ઘેરથી તેહ.૧૦ તે તો શીવમંદિરમાં આવ્યો, આણીને ઊલ્લાસ; વળતી શીવની પુજા કરવા, બેઠો સત્ય પ્રકાશ. ૧૧ એવામાં તેને ઘેર આવ્યો,સન્યાશી તો એક; તેણે આહુકીને દીઠી, એકલડી વિશેક. ૧૨ તેથી ભય પામીને ઉભો, છેટો એતો સાર;કારણ કે પુરૂષ વિના, કયમ રહેવાયે તે ઠાર. ૧૩ તેને દેખી આહુકીએ,આપ્યું ઝાઝું માન; પીતા કહીને તેડી આણ્યો, પોતા કેરે સ્થાન. ૧૪ એવામાં આહુક પણ આવ્યો, કરીને શીવ પુજન; તેથા સન્યાશીને દેખી, ખુબ

થયો પ્રસન્ન. ૧૫ અર્ધ્યપાદ્યથી પુજા કરીને, આહુક લાગ્યો પાય, વળતી મુખથી કહેવા લાગ્યો, સ્વામી કરો આજ્ઞાય. એવું સાંભળી સન્યાશી કહે, રહેવું છે અહીં રાત; તે માટે સ્થાનક બતલાવો, અમને તો સાક્ષાત. ૧૭ એવું સાંભળી આહુક બોલ્યો, સાંભળોને મહારાજ, મારૂં ઘર નાનુંછે માટે બીજું માગો આજ.૧૮ એવું ભીલનું વાકયસુણીને, સન્યાશીએ સાર; એ સ્થાનકથી જાવા કેરો, કીધો મન વિચાર. ત્યારે ભીલડી કહેવા લાગી, સ્વામિને વચન; અહો નાથ આ કાળે થાયે, ધર્મ તણું છેદન. ૨૦ કારણ કે એ રાત્રિ રહેવા, આવ્યા આપણે ઘેર; તેને કાઢી મુકતાં થાયે, નિશ્ચે કાળો કેર.૨૧ તે માટે તમે બે સુઓ, ઘર મધ્યે મહારાજ; હું તો શસ્ત્ર લેઈને રહુંછું, ઘરની બારણે આજ. ૨૨ એવું સ્ત્રીનું વાકય સુણીને, ભીલ ઘણો મુંઝાય, સ્ત્રીને બારણે રાખી મુજથી ઘરમાં કયમ સુવાય.૨૩ તેમાટે ડંડીને અબળા, સુએ ઘરની માંય; મારે શસ્ત્ર લેઈને ફરવું, રક્ષણ કરવા આંય. ૨૪ એવો નિશ્ચય કરીને ઘરમાં, સુવાડયા મહારાજ; અબળા પણ સુતી ઘરમાંહી, જેને ઝાઝી લાજ. ૨૫ આહુક શસ્ત્ર લેઈને ઉભો, ઘરની બહારે શાર; શીવ શીવ એવું જપતો મુખથી, આણી પ્રેમ અપાર. ૨૬ એવામાં અરધી રાત્રીએ, આવ્યો શાર્દુલ એક;તેણે ભીલને મારી નાંખી, ભક્ષણ કીધું છેક.૨૭ પ્રાત:કાલે સન્યાશીએ, દીઠું એ વીપરીત; ત્યારે ચિંતા કરવા લાગ્યા, અંતરમાં ખચિત.૨૮ તે કાલે આહુકી

બોલી સાંભળોને મહારાજ; હોનારથ મટતું નથી માટે ચિં
તા છોડો આજ. ૨૯ તમારા રક્ષણુનેઅર્થે,નિકળ્યો પતિનો
પ્રાણ; તેથી જન્મ સફળ છે એમનો, આ વખતે નિરવાણ.
૩૦ હું પણ તેમની પુંઠળ પાડીશ, આવેળાએ દેહ, પતિની
પુંઠે બળવું સ્રીને, તેમાં નહી સંદેહ. ૩૧ એવું કહીને તે અ-
બળાએ, આણી મન ઉલ્લાશ; કાષ્ટ લાવીને ચિતા બના-
વી, પોતાના ઘર પાશ. ૩૨ વળતીસ્વામિ કેરૂં લીધું, શીશ
ખોળાની માંય; તે પુંઠેઅગ્નિ સળગાવ્યો, નિશ્ચે એણે ત્યાંય.
૩૩ તે કાલે શીવ મંદિરથી, પ્રગટ્યા શીવ ભગવાન; તે
તો વર દેવાને આવ્યા, ત્વરા થકી તે સ્થાન. ૩૪ ધન્ય ધન્ય
એમ કહેવા લાગ્યા, આહુકીને ઇશ; અહો પ્રીયાતારા સમ
અબળા, નથી કોઇ આ દીશ. ૩૫ યોગી કેરો પ્રાણ ઉગા-
ર્યો; પતિને આપી જ્ઞાન; તેણે કરીને પ્રશન્ન થયો હું, નિ-
શ્ચે આણે સ્થાન. ૩૬ ભીલ્લ તણી જાતિમાં આવી, દીઠું ન
હિ તમે સુખ, તે માટે વરદાન આપું છું, આ વેળાપ્રમુખ.
૩૭ નઇશધ નગ્રની માંહી થાશે, આહુકનો અવતાર, નળરા
જા કહેવાશે એ તો; નિશ્ચે તેણે ઠાર. ૩૮ તું પણ વિદર્ભ દે-
શની માંહી, ભીમક નૃપને ઘેર, જનમધરીનેનળનેપરણીશ,
પોતે આનંદભેર. ૩૯ તમને બેને પરણાવાને હંસ થશે આ
સંત; જેની વાણી અમૃતજેવી, શોભીતો ગુણવંત ૪૦ એ
વી રીતે એ જન્મે ત્યાં, ભોગવો સુખ વિલાસ; વળતી દં-
પતી તમને હું તો, તેડીશ મારી પાશ. ૪૧ એવું શીવનું

વાકય સુણીને, આહુકી એ નાર, શંકર પ્રત્યે કહેવા લાગી, આણી પ્રેમ અપાર. ૪૨ અહો નાથ આ સ્થાનકમાંહી,રહો સદા ભગવાન; મુજને વર આપ્યાની એ તો, નિશાની આ સ્થાન.૪૩ તે કાળે શંકર તો બોલ્યા, સાંભળને અબળાય; તારી ઈચ્છા છે તો મારે, રહેવું આ વેળાય.૪૪ એમ કહીને લિંગ સ્વરૂપે; થયા સદાશીવ દેવ; ત્યારે તેનું સ્થાપન કીધું, સન્યાશીએ એવ. ૪૫ આહુકી પણ દગ્ધ થઈ ત્યાં, પતિની સાથે સાર; અબળાને એ ધર્મ કહાવે, અનાદિને નિરધાર. ૪૬ શીવપુજાથી ન ચળી એ તો,આહુકી અબળાય;તે માટે એ શંકર કેરી અચળેશ્વર આખ્યાય. ૪૭ અર્બુદાચળ પર્વત ઉપર, હજી સુધી એ ઈશ; જેનું દર્શન પુજન કરતાં; મોક્ષ મળે તે દીશ.૪૮ સુત કહે અચલેશ્વર કેરો, કીધો આ મહિમાય; તેને જે કોઈ શ્રવણ કરે છે, તેનાં સંકટ જાય. ૪૯ વલણ. એ રીતે સુતે કહી, અચલેશ્વર લીલાયરે; દુર્ગો કહે હાવે કહે, બિલ્વેશ્વર મહિમાયરેરેરે. ૫૦

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
અચળેશ્વર મહિમા વર્ણનો નામ અષ્ટસપ્તતિમોઽધ્યાયઃ ૭૮

## અધ્યાય ૭૯ મો—બિલ્વેશ્વર મહિમા.

રાગ મારૂ.બોલ્યા સુતપુરાણી વચન,સુણો શૌનકાદિમુનિ જન; હવે બિલ્વેશ્વર કેરી જેહ કહુ, વિસ્તારીને કથા એહ. ૧ એક સમે શ્રી વિષ્નુ એ સાર, ધર્યો ગોકુળમાં અવતાર; થયા શ્રીકૃષ્ણ રૂપે કૃપાળ, ધર્મ સ્થાપવા તેણે કાળ. ૨ વર્ષ એકાદશ સુધી સાર.રહ્યા ગોકુળમાં કીરતાર;પછી મથુરાંમાં

ગયા હતા તેહ, તાતને ઘેર આણીને સ્નેહ, ૩ માર્યો કંસ-
વળી તેણે ઠાર, રાખી હિંમત હૈએ અપાર;ત્યારેસસરો તેનો
જરાસંઘ, આવ્યો કૃષ્ણને હણવા એ અંધ. ૪ કાળયવન
કંસને મિત્ર આવ્યો તેપણ ત્યાંતો વિચિત્ર, એવું દેખીને શ્રી
ઘનશ્યામ, નાઠા ત્યાં થકી તો અભિરામ. ૫ આવ્યા મુચકંદ
સુતો તો ત્યાંય,પેઠા પ્રભુ પોતે ગુફામાંય તેની પુંઠે એયવન
દુષ્ટ, પેઠો ઉતાવળો રૂષ્ટ ૬ કર્યો શ્રી હરીએ ત્યાં ઉપાય,
શાલ પોતાની લીધી તદાય; મુચકંદને ઓઢાડી તેહ, પછી
સંતાયા શ્યામળ દેહ. ૭ તેણે સમે તો યવને ત્યાંય, આવી
જોયું પેલી ગુફામાંય ત્યારે ઓળખી કૃષ્ણની શાલ, તેથી
લાત મારી તતકાળ. ૮ તેણે સમેતો મુચકંદ રાય, ઉઠી બે
ઠો થયો મહાકાય; ત્યારે તેહના નેત્રથી સાર, નિકળ્યો દા-
રૂણ અગ્નિ તે ઠાર. ૯ તેણે કરીને કાળયવન,બળીભસ્મથયો
નિજતન એમ શત્રુને મરાવી ત્યાંય, આવ્યા શ્રી કૃષ્ણ મથુ-
રા માંય. ૧૦ ત્યાંતો જરા સંઘતણી સાર, દીઠીસેના ગણી
નિરધાર, તેણે નગ્રબધું ઘેરીલીધું, કષ્ટ યાદવોને અતિ કીધુ
૧૧ એવું દેખીશ્રીકૃષ્ણેતદાય,કર્યો ઉગારવાનોઉપાય;લોક
મથુરાંનાં હતા જેહ, મુકયાસીંધુના બેટમાંતેહ.૧૨ વિશ્વક-
ર્માની પાસેજસાર, નગ્ર રચાવીયું તેણે ઠાર; પુરી દ્વારામતી
એ કહેવાય, જેની સ્વર્ગના જેવી શોભાય. ૧૩ હવે બળ-
ભદ્રને કૃષ્ણ દેવ નીકળ્યા લડવા માટે તતખેવ; તેણે યુદ્ધ
અતીશય કીધું તોય કારજ કાંઈ નવ સિધ્યું. ૧૪ જરાસંઘે

હરાવ્યા તે ઠાર માર્યો અત્યંત આયુદ્ધ માર; તેથી નાઠા પોતે બેઉ ભ્રાત આવ્યા દ્વારિકાં સાક્ષાત; ૧૫ પછી શ્રી કૃષ્ણે કીધો વિચાર, પામ્યો યુદ્ધ વિષે હું તો હાર વધ્યુ શતરૂનુબળ વિશેષ; નહિં જીતાય એતો નરેશ. ૧૬ માટે શંકર નું હું તો સાર, કરૂં તપ વગિ કોઇ ઠાર; એમ વિચારીને ઘનશ્યામ, ચાલ્યા નગ્ર થકી અભિરામ. ૧૭ રેવતાચળનામે તે કાળ, હતો પર્વત એક વિશાળ; તેના ઉપર આવિયા એ હ, નથી તેમાં જરાય સંદેહ. ૧૮ હતા ઊપન્યુ રૂષી તે ઠાર, લિધો મંત્ર તેના થકી સાર, પછી કરીને દઢ આશન, બેઠા ભક્ત થઈ ભગવન. ૧૯ કરતા શિવનાંપાર્થિવઆણુ, પુજેપ્રિતિ આણીનીરવાણુ, કમળ બીલીને કરવીર ફુલ, શંખાપુલીધં તુરોએમુલ્ય ૨૦ તેનેચઢાવે ત્રિકાળ સાર, ધુપદીપ કરેનિરધાર; એમ સપ્ત મહિના સુધી ત્યાંય, રાખ્યાશંકરને ધ્યાનમાંય, ૨૧ તેથી રીઝયા પોતે પશુપાળ, ત્યારે આવિયા ત્યાં તતકાળ; સાથે નંદી ભૃંગીગણુ સાર, ગૌરી બોળા વિષે નિરધાર. ૨૨ બેઠાં વૃશભ ઊપર દેવ, ઝાલ્યું હાથમાં ત્રિશુળ એવ; એવા શંકરને દીઠા જયારે, ઉઠિ ઉભા થયા કૃષ્ણ ત્યારે. ૨૩ લાગ્યા પ્રીતી આણિ ઝટપાય, સ્તુતિ કરવા લાગ્યા તદાય; મુકિ ચર્ણવિષે નીજ શીષ, ઘણિ સ્તુતિ કરી તેણે ઈશ. ૨૪ ત્યારે બોલિયા શંકરરાય, કહે શ્રી કૃષ્ણને ત્યાં તદાય; અહો કૃષ્ણ સુણો મારી વાત, કેમ કષ્ટ વેઠયું આ સાક્ષાત. ૨૫ આવ્યું સંકટ શું તમ શિર, તે તોસર્વ કહો રણધીર; એવિ

શંકરની સુણિ વાણિ, બોલ્યા શ્રી કૃષ્ન ત્યાં સ્નેહ આણિ. ૨૬ અહો નાથ તમે નિરધાર. ચક્રઆપ્યું છે પુરવે શાર; તેણે કરિને હું તો સદાય, કરૂં ત્રિદશ કેરીજ શહાય. ૨૭ પણ હાલ જરાશંઘ ભુપ, તેણે જીત્યો મુને તો અનુપ; નાઠો હારીને હું મહારાજ, ગઈ તે થકી જક્તમાં લાજ. ૨૮ માટે કૃપાકરી આ વેળાય, બતાવો એનો મૃત્યું ઉપાય; એવું સાંભળીને તેણે દીશ કહેવા લાગ્યા પોતે ઉમા ઈશ. ૨૯ અહો કૃશ્ણ સુણો આ વેળાય, જરાસંઘની કહું કથાય; એણે તપ કીધું મારૂં સાર, તેથી અજીત છે નિરધાર. ૩૦ પણ બતાવું એક ઉપાય, તેથી મૃત્યું એનું સઘ થાય; ભીમસેનની સંગાથે શ્યામ, યુદ્ધ કરાવોને અભિરામ. ૩૧ તેમાં ભીમને હાથેજ સાર, મૃત્યું પામશે એ નિરધાર; વળિ આપુ છું હું વરદાન, જય થાશે તમારો નિદાન. ૩૨ ભજશે તમને કોટીક જન. તેનાં છુટશે સર્વ બંધન; બીજીઈચ્છાહોયે મન જેહ, માગો મારી પાસે વળી એહ. ૩૩ એવી શીવની સાંભળી વાણી બોલ્યા તે સમે પુરૂષ પુરાણી; અહો નાથ કરીને કૃપાય, રહો આ સ્થાન માંહી સદાય. ૩૪ એવું સુણીને શંકર દેવ થયા લીંગ રૂપે તતખેવ; ત્યારે શ્રી કૃશ્ણે આણીને પ્રેમ, કીધું સ્થાયન તો વળી તેમ. ૩૫ આવીયા પોતાને ઠામ, દ્વારામતિ વિષે અભિરામ; વિવેશ્વર એ શીવ કહેવાય, તેના દર્શનથી દુઃખ જાય. ૩૬ એવાં સુતનાં સુણી વચન, બોલ્યા શૌનકજી મહામન; અહો સુત તમે સુણો વાત, એક ચિ-

રાખીને સાક્ષાત. ૩૭ કહ્યુ શંકરને કૃશણે જેહ, ચક્ર આપ્યા નું કારણ એહ; તે તો કે દહાડે આપિયું સાર, શીવે કૃપા કરી નિરધાર. ૩૮ એવાં મુનીનાં સુણી વચન, બોલ્યા સુત થઇને પ્રસન; અહો મુનિ તમે પુછ્યું જેહ, કહું વિસ્તારીને હવે તેહ. ૩૯ એક સમે તો પ્રથ્વીમાં સાર, વધ્યું દૈત્યોનું જોર અપાર; તેણે સંતાપ્યો દેવને અતી, ધર્મ ચર્ણ્ છેદ્યાં દુષ્ટ મતિ. ૪૦ તેથી દેવતા પામીને ત્રાસ, આવ્યા શ્રીકૃશ્ન કેરીજ પાસ; પછી કહેવા લાગ્યા નિજ દુઃખ, દૈત્યે દીધલું તેહ પ્રમુખ. ૪૧ તેને સાંભળીને વિશ્ણુ દેવ, બોલ્યા દેવો પ્રતિ તતખેવ; અહો દેવતા સાંભળો વાણુ, તમ કસ્ટ તણો હુ છું જાણ. ૪૨ માટે ધીરજ રાખોને મન, કસ્ટ કરીશ હુંતો છેદન; એવું કહીને વિશ્ણુએ ત્યાય. શીવપુજા ધારી દીલ માંય. ૪૩ એક સ્થાનકમાં બેઠા એક, કીધા પાર્થિવ ત્યાં આણી સ્નેહ; પછી સહુસ્ર નામથી મ્રાર, કમળપુજા કરી તેણે ઠાર. ૪૪ એક નામ દેઇ એક કંજ, ચઢાવત પોતે મન રંજ; ત્યારે શંકરે તો તેણે ઠાર, જોવાપરિક્ષાવિશણુની સાર. ૪૫ એક કમળ તો હર્યુ ત્યાંય, અતિરાજી થઇ દિલમાંય; હવે છેવટતો તેણે ઠામ, એક કંજ ખુટ્યું અભિરામ. ૪૬ એટલે વિશ્ણુ એ જાણી વાત, કમળ હર્યું આ શિવે સાક્ષાત; એક નામ વધ્યું એણે કાળ; નથી કમળ પુસ્પ વિશાળ ૪૭ માટે નેત્ર ઉઘાડીને સાર, ચઢાવું શિવને નિરધાર; એમ વિચારીને વિશ્નુરાય, નિજ નેત્ર ઉખાડવા જાય. ૪૮

એટલે પ્રગટયા ત્યાં શંકર દેવ, પાર્થિવ બાણુથકી તતખેવ;
પછી વિશ્નુને તેણે ઠાર; કહેવા• લાગ્યા પોતે ત્રિપુરાર. ૪૯
ધન્ય ધન્ય વિષ્ણુ મહારાજ, કરી તમે પુજા મારી આજ;
કમળ બદલે ચઢાવી લોચન, કીધો નિશ્ચય વિચારમન. ૫૦
તેથી પ્રસન થયો હું દેવ, માટે માગો હવે તતખેવ; એવી
શીવની સાંભળી વાણી, બોલ્યા પ્રીતિથી પુર્ષ પુરાણી. ૫૧
અહો નાથ આણીને કૃપાય. આપો ચક્ર તમે આ વેળાય;
જેણે કરીને હુતો કૃપાળ, આણું રાક્ષસ સર્વનોં કાળ, પર
એવી રીતે બોલ્યા વિશ્નુ જયારે, આપ્યું પીનાકીએ ચક્ર
ત્યારે; વળી બીજાં બહુ વરદાન; આપ્યાં શંકરે તો તેણે
સ્થાન. ૩૩ પછી કઈલાશમાં ગયા ઈશ, ચક્ર આપીને શ્રી
જુગદીશ; વળી વિષ્ણુજી થઈ પ્રસન્ન, આવ્યા પોતાતણેતો
સદંન. ૫૪ એવું સુણીને શઉનક વિપ્ર બોલ્યા સુતની સા
ધેજ ક્ષીપ; અહો સુત સુણો મારી વાત, કૃપા આણીને આ
સમે સાક્ષાત; ૫૫ તમે કહ્યુ કે વિશ્નુએ સાર, કમળ પુજા
કરી નિરધાર; તેતો સહસ્ત્ર નામથી ત્યાંય,કંજ ચઢાવ્યા આ
નંદમાંય. ૫૬ તેહ સહસ્ત્ર નામ તમામ, સુણાવોને વળી
આણે ઠામ. ૫૭

વલણ. એવું સુણીને બોલીયા, સુત ભટ મહાકાયરે;
દુર્ગો કહે એતો કહે, સહસ્ત્ર નામ સંખ્યાયરેરેરે. ૫૮

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
બિલેશ્વર મહિમા વર્ણનો નામ નવસપ્તતમોઽધ્યાયઃ ૭૯

અધ્યાય ૮૦ મો. શિવનાં હજાર નામ.

રાગ મારૂં.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શઉનકાદિ મુનિ જન; તમે પુછયાં જે શીવનાં નામ. એક સહસ્ત્રતો અભિ રામ. ૧ તેને વિસ્તારી કહું આણીવાર, સુણો એક ચીતે નિરધાર;જેને સાંભળે સંકટ જાય, સ્મર્ણ કીધા થકી મોક્ષ થાય. ૨ શીવ હરને પુસ્કર સાર, મૃડ રૂદ્ર શંભુ નિરધાર; પુસ્પ લોચન સર્વ કહેવાય. અર્થિ ગમ્ય સદાચારી રાય. ૩ મહેશ્વર કપાલી ત્રિવેશ, ચંદ્ર મૌલી ચંદ્ર પીડ એશ; વિશ્વ વિશ્વામરેશ્વર એમ તિલલોહિત વેદાંત તેમ. ૪ સારસંદોહ ને ધ્યાન ધાર, અપરિચ્છેદ ઉગ્ર વિચાર; ગૌરીભર્તા ગણેશ્વર ઇશ, વિશ્વમુર્તિ મહા યોગીધીશ. ૫ અષ્ટ મુર્તિ ત્રિવર્ગ કહે વાય, સ્વર્ગ સાધન એવી આખ્યાય;જ્ઞાનગમ્યત્રિલોચનદેવ વામ, દ્રઢ પ્રજ્ઞ પરિવૃઢ નામ. ૬ વામદેવ પટુદ્રઢ સીર, દેવ મૃદુનિરધાર; વિશ્વરૂપ વિરૂપાક્ષનાથ; શુચી સત્તમ ગોપ્તા સાક્ષાત. ૭ ત્રિલોચન વિરૂપાક્ષ દેવ, વૃષ વાહન વૃષાંક એવ સર્વ પ્રમાણુ સંવાદી સાર, બ્રહ્માધુર્જટી મર્મ આધાર. ૮ ખટવાંગીને પરમેષ્ટી કહેવાય, ચિરંતન તમો હરરાય; પ્રાણુ વાત્મક સુભગદેવ, કૃતિવાસા દુર્વા સાજ એવ. ૯ પુરૂષા-સન પુરૂપ દયાળા, જુશ્ય ક્રિંયા ચુધકાળ કાળા; સ્કંદ ગુરૂ પરાત્પર સાર અનાદિ મધ્ય વાગીશ પાર, ૧૦ નીધન ગિ-રિશ ઉનંધ્ર એહ, ગિરિજાધવ શ્રીકંઠ દેહ; લોક વર્ણોતમ

ભગવાન, સમાધિ વેદ્ય સુરેશ માન. ૧૧ સુર્ય તાપનકોદંડીકામ, વિશાલા ક્ષપર સ્વધી શ્યામ; કુબેર બંધકેતુ મૃગ ન્યાવે, ક્ષમાક્ષેત્ર ભકિત વશ સાધ ૧૨ પ્રકૃતિ કલ્પ ભગ નેત્ર ભીત, અંવ્યયતારકતપસ્વીજીત; કમળેક્ષણ વેદ કલ્યાણ; અંતરાત્મા તરસ્વી પ્રમાણ. ૧૩ પ્રભુ પ્રધાન ધીમાન સાર, મહા યોગી વેત્તા નિરધાર; સર્વ લોક પ્રજાપતિ નાથ, નિયંતાશ્રય ચંદ્ર સાક્ષાત. ૧૪ વેદ શાસ્ત્ર તત્વજ્ઞ દેવ, અનીયમશાની સુર્ય એવ; અદ્રિ અદ્રયાલય કાંત કાવે, વિદરૂમચ્છવીસીદ્ધ સોહાવે. ૧૫ ભગબાણાર્પણ તપ દેહ, અનઘવરાંગ સ્થવીર એહ; જકત ગુરૂ પરમાત્મા કહેવાય, સર્વ કર્માલય તુષ્ટરાય. ૧૬ મંગલાવૃત્ત મંગલ્ય સ્વામિ, મહા તપાસ્થવિષ્ટ સુધામિ; દિર્ઘ તપા સંવત્સર સાર અહધરૂવ વસુ નિરધાર, ૧૭ શંવત્શર વ્યાપ્તી અજ કહેવાય, પ્રમાણ પરમંતપરાય; શંવત્શરકારી શિદ્ધ દયાળ, મંત્ર પ્રત્યય મહાબળ શાળ. ૧૮ શર્વ દર્શન યોગી યોગ્ય કહાવે, મહારેતા શર્વાદિ સોહાવે; મહાતેજા સીદ્ધી ધન્વી શત્ય, શર્વ પાપહારી શાન્ત મત્ય. ૧૯ વસુમના અગ્રહ બાણ હસ્ત, ઉશણ રસ્મી પ્રતાપીજ સ્વસ્તા; શોભન શ્રીમાન સુકિર્તિનાથ, અવાંગમની અમ્રત શાક્ષાત, ૨૦ શગોચર શાશ્વત ભોકતા દેવ, લોકનાથ રૂરાધર એવ; અતીંદ્રિય કમડલુ ધાર, વેદવીન્મુની વેદાંગકારી. ૨૧ મહોત્સાહી ભ્રાજીષ્ણુ કહેવાય, ચતુસ્પથ ભોજન મહામાય; કાલયોગી મહાનાદ સ્વામિ, તા-

ક્ષ્ર્ય પશુપતી દશનામી. ૨૨ પ્રિય ભક્ત વરંત પદાતા, કામ-શાશન કર્તા કહેવાતા; કર્મદીને દયાકર દેવ, સુક્ષ્મ નીલય સ્મશાન એવ. ૨૩ સ્મશાનસ્થ મહેશ્વર રાય, મહા કર્તા શુદ્ધાત્મા કહેવાય; મરગપતી મહોષધી એહ, ઉત્તર ગોપતી સુનીતિ દેહ. ૨૪ જ્ઞાનગમ્યનીતિ પુરાતન, મહેશ્વર સુનીતિ સદન;સોમ સોમપને સુધાપતી, સૌમ્ય મહાતેજા મહા ઘુતિ. ૨૫ તેજોમય અમરતમય ઈશ; અન્નમય સનાતન શ્રીશ; હવ્ય વાહનને સુત્રકાર, લોક સંભાવ્ય મહર્ષિ સાર. ૨૬ કપીલાચાર્ય ભુદેવ સ્વામિ, અજાત શત્રુસ્વસ્તીનામી; સ્વસ્તીકૃત સુધી સુખી દયાળ, સોમરત વીશાખ વીશાળ. ૨૭ શાખગૌશાખ સારથી એવ, વીશ્વદીપ્તિ વીલોચન તેવ; સુત્રકારી કવીકર્ણીકાર, અમરત વીજીગાત્મ સાર. ૨૮ વીષયાત્મા સુકીર્તિ કહેવાય, છીન્ન સંશકાંત ગણાય; કૃતાગમ કામી ભસ્મસાચી વીશ્વરક્ષક ભવ્ય પુષ્કલ ન્યાયી. ૨૯ ભુત વાહન ભીષક શીવ, ધાત્ર ધામા ઊગારક જીવ; સર્વ ગોચર સર્વગ સ્યામ, બ્રહ્મરક્ષક પ્રિય સ્થીર વીરામ.૩૦ દેવ કર અને લોક કર, સર્ગ પીનાક પાણી સુંદર; અનુત્તમ સગણ કામ પાળા, ગંગાપ્લવોદક ઘ્રત પાળ. ૩૧ ભસ્મોધ્ધુલીત વીગ્રહ દેવ; ધામ કરતા મહા બુદ્ધી એવ; મહાવીર્ય નાશાચર નાથ,ભુત ચારી પુરંદર ભ્રાત.૩૨ મહાશક્તિ મહા ઘુતિરાય, પ્રેત ચારી શ્રીમાન કહેવાય; અનીર્દેસ્ય વપુતીર્થ રૂપ, સર્વાચાર્ય મનોગતિ ભુપ. ૩૩ નીયતાત્મા બહુશ્રુત

સાર, ધરૂવ અધરૂવ ધનુષ્યધાર; ઓજસ્તેજો દ્યુતિધર મંત્ર, સર્વ સાશક નતર્ક તંત્ર.૩૪ પ્રકાશાત્મા પ્રશાશક સ્વામિ, સાર સંપ્લવ ગંભીર ગામી; દ્યુગાવર્ત દ્યૂતિધર દેવ,ઇષ્ઠવી-શીષ્ટશીષ્ટેષ્ટએવ.૩૫ શલભશરભ ને સ્તુત્ય એવા, વૃષવાહન સમાન તેવ; અપાંનીધી અધીષ્ઠાન સાર, વિજય અર્થદ બુદ્ધ વિચાર. ૩૬ પ્રતિષ્ટીત પ્રમાણુજ્ઞ પુર, તીથીદ્રસ્ય વિ-મોચન સુર; હરી હીરણ્ય કવચ કાવ, વળી વિધેશ સૌભ-ણો ભાવે.૩૭ બીંદુ સંશ્રયને બાળરૂપ, બલોન્મત્ત વિકર્તા અનુપ; ગુપગહન ગુરૂદ સ્વામિ, સર્વબંધ વિમોચન વામી. ૩૮ વ્યવસ્થાન લલિત અભેદ, વિરેભદ્ર વિરેશ્વર વેદ; ભવા ત્માત્મની સંસ્થિતરાય, કારણુ કર્ત્તા વ્યવસાયી કહેવાય. ૩૯ વિરાસન વિધી વીરાટ દેહ, વીર ચુડામણી ખગ એહ; તિવ્રાનંદ નંદીશ્વર રાય, આજ્ઞાધાર ત્રિશુલી કહેવાય. ૪૦ શીપી વિષ્ટ વિરંચવીરામ, રૂચી નીત્ય રવી અભિરામ; મ-હાચાપ સુધાપતિ રાય, લલાટાક્ષ સવિતા કહેવાય. ૪૧ વિશ્વદેહ શંચર શાનુરાગ, કૈલાશાધીપતિ મહાભાગ; ચુક્તિ રૂન્નત કીર્તિ દયાળ, શાસ્તા વૈવશ્વત ચમકાળ. ૪૩ ચક્ર સંસારધારક દેવ, સુધાપતિ સુબ્રહ્મણ્ય એવ; બધીર સુશાર્ણ કૌશીક સ્વામિ, સર્વ સાધન સ્વર બંધુ નામી. ૪૩ વાચ સ્પતિ અહર્પતિ એમ, અનીવારીત ગોમાન તેમ; શ્રવણુ કિર્તત પુણ્ય કલ્યાણુ, શંવર વ્યાહુશ્રવા નીરવાણુ. ૪૪ સ વિતા રવિ લોચન ઇશ, વીત્ત ભય પરંજય શ્રીશ; બ્રહ્મવર્ચ

શીઅ મોઘટંડ, શ્વરબંધુ સુબ્રહ્મણ્ય ખંડ. ૪૫ વીશ્વભર્ત્તા
રૂચીમધપાન, નીલકંઠને શાર નીદાન; પ્રણવ દુષ્કૃતતીહા
મહાકાશ, નીત્ય નીત્ય દુશ્વપ્ન નાશ. ૪૬ અભવ દુઃશહ
વીજ્ઞેય દેવ, ત્રીદશાધીપતી ભાનુ એવ; ભીમભીમ પરાક્રમ
નાથ, વર્ધીમાન ધ્યેય શાક્ષાત ૪૭ રૂચીરાંગદ પારગ પા-
રગ પ્રાણ, જન જન્માદિ કીરીટી જાણ, કશ્યવીશીષ્ટ સત
પથાચાર, સકલાગમ સુવિરશાર. ૪૮ નીતિમાન પ્રતિમાન
શ્વામિ, વિશ્વ ગોપ્તા મહાનઘ નામી; વિશ્વકર્તા જન્માધિ
પધીર, જનન એકાત્મા એશ્વર્યશીર, ૪૯ વિશ્વભુષણ વિહ
તમશાર, તત્વવિત રશીતેત્વ ચાર, જન્મમૃત્યું જરાતીગ
શ્વામિ, બ્રાહ્મણવિશ્વશહવિભુનામી. ૫૦ પંચયજ્ઞ શમુત્પત્તિ
શાર,વિમલોદયનેયોગપાર; આત્મયોનિ અનાંદ્યંતઇશ, ભક્ત
લોક ધર્તા ભકત શીશ. ૫૧ વત્શલગાયત્રી વલ્લભ દેવ, પ્રાં
શુ પ્રભાકરશીશ એવ; વિશ્વવાસગિર રતનાથ, શત્રૂહાને
સુખેણ શાક્ષાત. ૫૨ અમો ઘોરીષ્ટ નેમી શમાટ, વીગત
જવર કુમુદઘાટ; જયોતિશતનુ શ્વયંતિરૂપ આત્મ જયોતિ
અચંચળ ભુપ. ૫૩ મહાની નીતિ વિશ્વોપત્તિ શાર, ઉપ-
પ્લવ ઉધોગી અપાર; જ્ઞાનશ્કંદ મહાનીતીદેવ, ભાલનેત્ર
ત્રયિતનુ એવ, ૫૪ કપીલ શ્મશ્રૂપીંગલ કાય, ભગવિવશ્વા
નાદીરાય; પુણ્ય દર્શનને પાપહારી, પાપહા ભગ કલ્યાણ
કારી. ૫૫ દુર્ગમ દુર્ગ દયાળ, દરાવાસ દુરાસપાળ; સમા-
વતતુબાહુદેવ, પુંજસદાશીવ એવ, ૫૬ અનીવૃતત્માસુતંતુ

સાર, ધર્મ પુંજ સર્વ યુધ ધાર, આત્મ યોગી નીલય જગ દીશ; લોક સારંગ સુભાંગ ઇશ. ૫૭ તંતુ વર્ધન વીશારદ સ્વામી, જગદીશ જનાર્દન નામી; ભસ્મ શુદ્ધિ કરો મેરૂ સાર, ઓજસ્વી શુદ્ધ વિગ્રહપાર.૫૮ સાધુ સાધ્ય અસાધ્ય મહેશ, ભૃત્ય કુર્મંટ રૂપ ધરેશ; વ્યાઘ્રચર્માંબર બળવાળી, રીપુજીવ વિના શકશાળી.૫૯મહાગર્ત મહારદ દેવા, સીદ્ધ વૃંદારવંદીત એવા; મહાભુત મહાનિધી ઈશ, સ્વર્ણ રેતા પ્રભંજન શ્રીશ. ૬૦ અમ્રતાશને શૌર પૌરાણ, પાંજ જન્ય પરાવર પ્રાણ;પંચવિંશતી તત્વસ્થ દેવ,અમૃત કાયા સુલભ નીધી એવ. ૬૧ સુવૃત્ત વર્ણાશ્રમ ગુરૂ સ્વામી, બ્રહ્મ વેદ વિશારદ નામી; શતરૂજીન શતરૂતાપન નાથ, અચળેશ્વર વર્ણી સાક્ષાત. ૬૨ ક્ષામક્ષ પણ આશ્રમ વીર, ધર્મ ગોધર્મ સાધનધીર; ગુણ રાશી ગુણાકર સ્વામી, વિશ્વકર્મા મહા માય નામી. ૬૩ વિનીતાત્મા તપસ્વી કહેવાય, અભીવાદ્ય આનંદ સદાય; દંડોદમવીતા દમ દેવ, અનંતાદ્યષ્ટિ પ્રછન્ન એવ.૬૪ ભુત ભાવનને જ્ઞાનવાન, વાયુ વાહન સત્ય ઈશાન; ધનુર્વેદ ધનુર્ધરનાથ,સત્ય પરસુપર્ણ સાક્ષાત. ૬૫ પ્રમાણું ભુત દુર્જ્ઞેયમત્ય, વેશ ઉન્મત્ત જીત કામ સત્ય; અજીત પ્રીય વિતરાગ કાવે સદ્યોગીને સુશાંત સોહાવે. ૬૬ સ્વાધી-ષ્ઠાન પરાશ્રય દેવ, વૃશા કપી પવિત્રજ એવ; મણીપુર ન ભોગતી જાણો,સદ સન્મય કૃષ્ણ પ્રમાણો. ૬૭ અર્થનાશન નક્ષત્ર માલી, બ્રહ્મ ગર્ભધનાગમશાળી; શક્ર માસિન સુગત

સાર, કુશ લાગ નમચંડ કુમાર. ૬૮ અર્થનાશનના કેશ સ્વામી, જગત હીતૈશી અજ્ઞેય નામી; પુરૂ હુત પુરૂસુમ નાથ, વૃહદ ગર્ભ અરાગ સાક્ષાત. ૬૯ ધર્મ ધેનુ અધર્મ વિહારી, જ્ઞાન મુર્તિ સમર્થ વિચારી; જયોતિષ્મન અની-રૂદ્ધ દેવ, નાના ભુત સ્તોદૂની એવ. વિશ્વામિત્ર ધનેશ્વર સા ર, નયનાધ્યક્ષ અત્રી ઉદાર; બ્રહ્મ જયોતિ વસુધામા એહ, મહા જયોતિર નુત્તમ દેહ. ૭૧ માતા મહ પુલસ્ત નીદાન, માનરીશ્વા મહાનભ સ્વાન; જાતુ કર્ણ અગસ્ત કહેવાય, અલંકારીષ્ણુ અચળરાય. ૭૨ વીશ શ્રવારો ચીષ્ણું સદાય, ખંડ પરશુ એવી છે આખ્યાય; વિરાગ્રણી અસંસ્રષ્ટઈશ, ગુરૂ રાત્રેય વૃહ દશ્વસ્રીશ. ૭૩ વ્યાલ કલ્પ મહા કલ્પ સાર, કલ્પ વૃક્ષ કળાધર પાર; વિક્રમોન્નત અચળ દેવ, આત્મભુ શીખી સારથી એવ.૭૪શક્ર પ્રમાથી પાદ પાસન, અતિથી આચુવેગી પ્લવન; હવ્ય વાહન પ્રતત્પા જમ્ય, નર વાહન પાવન તષ્ય.૭૫ વિશ્વ ભોજન ત્રેવિધથાન, સ્વક્ષ સુમતિ સાંબ વિદ્વાન; લોહીતાત્મા તનુનપાત સાર, નભોયોનિ વિમલ નિરધાર. ૭૬ સુપ્રતિક નીદા ઘસ્તપન,ગ્રીષ્મ વસંત બીજવાહન; મેઘન ભસ્ય સુર્ભિ સુરેશ, શીશીરાત્મક પાવન એશ. ૭૭ સુખાનીલ સુનિષ્યંન નાથ, પરપુરંજયને પ્રખ્યાત;મનોબુધ્ધિઅંગીરાદયાળ,ક્ષેત્રજ્ઞછેપ્રભુક્ષેત્રપાળ ૭૮ મુંડ વિરૂપ વિક્રાંત દેવા,દંડી દાન્ત ગુણોત્તમ એવા; પીંગ-લાક્ષનીરામય પોતે, નીલગ્રીવ જનાદયક્ષ જોતે. ૭૯ બાહુ

સહસ્ત્ર સર્વેશ સ્વામી, ન્યાય નિર્માંગકો ન્યાય નામી; ન્યાય ગમ્ય નિરંતર દેવ, ચાતુર્ભાવો ચાર્તુર્વેદ એવ. ૮૦ ચતુર શ્રતુર પ્રીય એમ, ચારૂ વિશલ્ય દેવેંદ્ર તેમ; વિશ્વગાલવ યજ્ઞ બિંગાલ; જમદઅગ્ની ઘોર કૃપાળ. ૮૧ અનુત્તર નિશ્ચેય સંપથ, શ્રેય શૈલ અરીંદમકંથ લોક કલ્પધરો મહારૂપ, સર્વ રૂપ ચરાચર ભુપ. ૮૨ બહુરૂપ વિલાખય સ્વામી, સર્વશસ્ત્ર પ્રભંજન નામી; દિવ્ય સહસ્ત્ર મુર્ધા મહેશ, ગગન કુદીભ સર્વશ એશ. ૮૩ તીર્થ દેવ સમીમ્નાયસાર, દેવાસુર ગુરૂ નિરધાર; પદમ ગર્ભ શરણ્ય દયાળ, સર્વ લોકધારી પશુપાળ. ૮૪ મહાગળં પરંજ્યોતિકાવે, પદમાસનપરંફળ ભાવે; વિશ્વ ગર્ભં વિચક્ષણુ નાથ, વિબુધાગ્ર વરેષ્ઠ સાક્ષાત. ૮૫ સર્વોત્તમો-તમરામ, સ્રાધોની દેવસિંહ કહેવાય; દેવદેવાત્મ સંભવસાર, દેવા સુરેશ્વરો નિરધાર. ૮૬ દેવાસુર મહેશ્વર ભુપ, દેવ દેવમયો ચીંત્યરૂપ; વિચક્ષણુ દિવાકર દેવ ચરાચર જ્ઞ વરદ એવ. ૮૭ મહાબલ મહાશ્રય કાય, દેવાદી દેવાગ્નીરાય; દેવાગ્ની સુખદાતા દયાળ; અસુર વ્યાઘ્ર વરેશ કાળ. ૮૮ લિંગાધ્યક્ષ સુરાધ્યક્ષસાર, યુગાધ્યક્ષ યુગાવહપાર; શીખી શ્રી પ્રીય પર્વત સ્વામિ, વજર હસ્તનીપાતનવામી. ૮૯ શીદ્ધ ખડગી નૃસિંહ નરેશ; બ્રહ્મચારિ ધનાધિપ એશ; નંદી નંદીશ્વર શુચિ શ્યામ, નગ્ન વૃત્ત ધારી નટ નામ. ૯૦ બીજ કર્તા બાણુાધ્યક્ષ દેવ, ધર્મ કર્તા અનંતજ એવ; લોકચારી વિશ્વંભુ કહેવાય, ધર્મચારી પાંડુરાભરાય. ૯૧

ધર્મકૃત ધર્મ સંભવદે,અર્થ અલોભ અનઘ એહ;સર્વ ભુત મહેશ્વરનાથ,સ્મશાનાલયસેતુ સાક્ષાત. ૯૨ લોકોત્તર સ્ફુટા લોકશાર,અપ્રતીમાકૃતી નીરધાર; ત્ર્યક્ષ ત્ર્યંબકને અંધકારી ખંડપરસુવિષ્ણુ મખહારી.૯૩ નાગભુષણ ધુર્જટીદેવા,સ્વર ભયસ્વન પુર્ણ એવા; અક્ષય ગુણી દક્ષારી દયાળ, હીનદોષા સ્વધર્મા કૃપાળ. ૯૪ સકલ સ્વર્ગત ને તીર્થકારી, પુણ્ય કીર્તિ અનામય ભારી; નીષ્કલ જટીલ સજાતી સાર, સામગાયક પ્રીય અપાર. ૯૫ જીવીતાંત કરો નીત્યદેવ, જીવતેશ્વર સદકૃતી એવ; કાળકંટક ને મહાકાળ, ભુતસત્ય પરાયણપાળ. ૯૬ સુકુમાર સુલોચન સ્વામી, વસુરેતા વસુ પ્રદનામી,પ્રડ સકલાધાર અકાલ,અકુર પુરચીતા પ્રતીપાળ. ૯૭ સીદ્ધિ સદગતી દંભ મહેશ, સકળ કળાધર લોકએશ; લોક લાવણ્ય કર્તા કહેવાય, લોકોત્તર સુખાલય રાય. ૯૮ ચંડ સંજીવન શાસ્તાદેવ, રડ પુંડરિક વીર એવ; નાગહારિ ધારી નગવાશી, કંધર પાતન આમ્નાય આશી. ૯૯ સર્વ ગક્ષર હીરણ્યવર્ણ, શીવજ્ઞાનર તો સુઆચર્ણ; બલનીધીને પુશદંત ભીત,લોકગુઢ મહાધીપ જીત. ૧૦૦ લોકબંધુ અને લોકનાથ, કીર્તિ ભુષણુકાંત સાક્ષાત; અનપાયોક્ષર અણુ-દેવ, કીર્તિ ભુષણ ભુપતિ એવ.૧૦૧ સર્વ શાસ્ત્ર ભૃતાંવર શાર. લોકાનામગ્રણિ નીરધાર; તેજોમય ધુતિધર એહ, દુર તિક્રમ દુર્જેય તેહ. ૧૦૨ પ્રશાંનાત્મા સુચીસ્મીત સ્વામી જ્યોતિર્મય જગંનાથ નામી; નીરાકાર જલેશ્વર શાર, તુંબ

વીણુ ત્રિલોક આધાર.૧૦૩ ત્રિલોકેશ કૃતજ્ઞ કહેવાય, શોક નાશન વિશોકરાય; સર્વ શુદ્ધિ અધોક્ષજ શ્યામ, વ્યક્તાવ્ય ક્ત વિશાંયતિશામ.૧૦૪હંશ અવ્યક્ત લક્ષણો દેવ, વરશીલો બ્રહ્મા વિશ્નુ એવ; શ્રેષ્ઠગુણી શરોમાન સાર, પ્રજાપાળધાતા નિરધાર. ૧૦૫ વેધા વિધાતા શ્રષ્ટા કહેવાય, શિખરવાશી કૈલાશરાય;સર્વવાશી સદા ગતિનાથ, હર્તા હંશગતિ સિદ્ધ રાત.૧૦૬ ઘનમય ચતુર્મુખ દેવા, વયદ્રુહીણુ વૃશાદ એવા; યોગવિદ યોગી વરદ એહ, ભુતપાલ વિશાલાક્ષ તેહ. ૧૦૭ વશાવર્ધન વિશમાક્ષ સ્વામી,દેવચીંતકદેવજ્ઞ નામી;દેવપ્રિય અને દેવનાથ,નિરૂપદ્રવ દ્રપ્ત સાક્ષાત.૧૦૮ શર્વતું પરીવ-ર્તક સાર, નિર્મમ નિર્મોહ નિર્અહંકાર; દર્પહાવય દર્પદ ઇશ,બ્રાહ્મણ: પ્રિય ગોવીંદશ્રીશ. ૧૦૯ ભૂત ભવ્ય ભવન્નાથ સ્વામિ,શહસ્રાર્ચી મહાકોશ નામિ;શહસ્રજીત પ્રભવ એહ, સ્નીગ્ધ પ્રકૃતિ દક્ષિણુ તેહ. ૧૧૦ અર્થ અનર્થ પંડીતરાય, નિસ્કંટક સુમુખ કહેવાય; પરકાર્યૈક શાત્વીક દેવા, કૃતાનંદ અર્કપીત એવા. ૧૧૧ વ્યાજ મર્દન નિવ્યાં જ સાર, સાત્વિક સત્વ કીર્તિ નિરધાર; ભૂતી નાશ ન પ્રભવ કહાવે, સ્નેહ કૃતાગમ ભણો ભાવે. ૧૧૨ ગુણ-ગ્રાહી નૈકાત્મા કહેવાય, નિજાનંદી દુર્ગાપતિ રાય; સુક્ષ્મ સુકરને સત્ત્વવાન, દક્ષીણા નિલપ્રકટ નિદાન. ૧૧૩ અંક પીતાય શોધન ઈશ, સુમુખ સુપ્રીત સત્વસ્થ શ્રીશ; નંદી સ્કંધ ધરો ધુર્ય સ્વામિ,અદ્રત સ્ત્રધુત સિદ્ધ વિરામી.૧૧૪

પુતમુર્તિભુતિશ્રુતિમાન, શ્રૂતિ પ્રકાશક બળવાન; શ્રંગ-
ધારી શ્રંગી શીઘ્ર ગામી, શીત્રારંભ શ્રી વત્સલનામી. ૧૧૫
એક નાયક વરાહે દેવ, એક બંધુ સમોયસ એવ; સત્યવા-
હન ભુષણુસાર, નેક કર્મ કરે નિરધાર. ૧૧૬ અપરાજીત
પ્રીતિ વર્ધન, સર્વ સત્વને ભુત ભાવન; ભુશાયવરાહ અનેક
કારી, શાંતભદ્ર વિશારદ ભારી. ૧૧૭ ભુત કર્તા શુભદ
ભાકતકાય, શુભકર્તા અનર્થિ તરાય, કાલહાને અંકપ્રક-
હાવે, નિલલોહિત તો ભણો ભાવે. ૧૧૮ સત્યવૃત મહા
શાન્તિસાર, નિત્યશાન્તિ પરાયણુપાર; મહાત્યાગી વિવિ
ક્ષુ દયાળ, પરાર્થે વૃત્તિ વરદપાળ. ૧૧૯ શુભ નામાં અને
શુભ દેહ, શીઘ્ર નાશન મધ્યસ્થ એહ; સાક્ષીકર્તા કનકભદ્ર
દેવ, અગુણુ સ્વભાવ ભદ્રજ એવ. ૧૨૦ શીખંડીશુલી કવચી
કહેવાય, કુંડલી જટી મુંડી જણાય; તે જો રાશી મહા મણી
સાર, વીયોગાત્મવીષ્વત નીરધાર. ૧૨૧ નીલોંપી નીશ્પ્ર પં-
ચાત્મા સ્વામી, નરનારાયણુ પ્રીયનામી; સર્વે યોની નીરાં-
ગ્રક દેવ, અનુત્તમો દુરાધર્ષ એવ. ૧૨૨ અપ્રત્યુસર્વદ્રકસીંહ
રાય, વીર્યદો વીદ વેદ્ય કહેવાય; અસંખ્યે યો પ્રમેયાત્મા
ઇશ, પ્રીય દર્શન સુરેશ શ્રીશ. ૧૨૩ શબ્દ બ્રહ્મ સતાં ગતી
નાથ, સીદ્ધીસાધન સ્તોતાસાક્ષાત; શરણું સર્વકંવણીકાય,
કાલકારી મહાભુજરાય. ૧૨૪ ઘૂમણી સ્તરણી ધન્યસ્વામી
કાલયક્ષ વ્યુ ઠોરસ્કનામી; સર્વયોની નીરાંતક દેવ, વ્યંગ
નાશ ન નિર્વ્યંગ એવ. ૧૨૫ સ્તવ્યસ્તવ પ્રીય મહેશ્વાસ,

કૃતવાસુકી ધન્ય વીલાસ; મહીભર્તા વીશ્રંખલ્લ માર, નીષ્કલંક સિદ્ધિદ નીરધાર. ૧૨૬ મહીભર્તા સંવૃતસ્તુત્ય દેવ, વીવસ્તત જરાવર એવ;; વ્યાસ મુર્તિ મધુર સીદ્ધિ દાત; નિરંકુશ નિર્વંધ વિધાત.૧૨૭વિદ્યા રાશી મચોપય સ્વામી, નિત્ય સુંદર ધાત્રિશ નામી; શરીરાશ્રિત વત્સલ્લ સોમ, પરમાર્થ ગુરૂ દ્દષ્ટિ વ્યોમ. ૧૨૮સર્વરીપતીશા કલ્પનાથ,અક્ષુણ્ણવઇયાગ્રધુર્ય સાક્ષાત;રસજ્ઞો રસ દાતા દયાળ,સર્વ સત્વાવલંબન પાળ.૧૨૯ રસપ્સ્ત્રીયને સંગ્રહી એવ, નમઃશીવાય શ્રીમહાદેવ; થયાં પુરણ સહસ્ત્ર નામ, વિષ્ણુવાણિ એતો અભિરામ. ૧૩૦ કહે સુત તેને સુણે જેહ, ફરી પામે નહીં એતો દેહ; શત્રૂ સંકટ વ્યાધી હણાય, જયાં જયાં જાયે ત્યાં ત્યાં ફળ થાય.૧૩૧ વળિ ભક્તિતો શિવની સાર, થાય ઉદ્ભવ તે નિરધાર; તત્વ જ્ઞાન થશે ઉત્પન્ન, તેથી સ્વરૂપ દેખશે જન. ૧૩૨

વલણ—આ રીતે સુતે કહી, શહસ્ત્ર નામ સંખ્યાયરે; દુર્ગો કહે તેને સુણે, તે નર મોક્ષે જાયરે. ૧૩૩

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે જ્ઞાન સંહિતાયાં, શીવસહસ્ત્રનામ વર્ણનોનામ અષીતીતમોઽધ્યાયઃ ૮૦

## અધ્યાય ૮૧ મો—વિપ્રના શ્રાપનું વર્ણન.

### રાગ વેરાવળ.

સુત કહે મુનિ સાંભળો, કહું કથા પવિત્ર; વિપ્રના શ્રાપથી તુટીયું, લીંગ શિવનું વિચિત્ર, સુત કહે

મુનિ સાંભળો. ટેક. ૧એક સમે દારૂવનમાં, રહેતા મુનિઓ અપાર; શંકરને સેવે સર્વદા; પાળે રૂડો આચાર. સુત. ૨ કોઇ સમે સર્વે એ બ્રાહ્મણો, લેવા શમીધર સાર્ળ; આશ્રમ થી દુર સંચર્યા,સારો બઝવિને તાળ.સુત.૩ તે સમે કુત્સીત રૂપથી, પારવતિના રે નાથ;રૂષી પતિન પાસે આવિયા, નગ્ન દેહે સાક્ષાત. સુત. ૪ ઉભય હસ્તે લીંગ ઝાલીયું, જોતા સ્રી ઓને એહ; કટાક્ષ બાણે તો મારતા, કરતા ચેષ્ટા વિદેહ. સુત. ૫ તેમને દેખી સઉ તારૂણી, પામી તરતજ ત્રાસ; કેટલીને મનમથ ઉપજયો, તે તો આવિજ પાશ. સુત. ૬ શંકરનો કર ઝાલીયો, કરતિ હાસ્ય વિલાસ; આલીંગન દીધું એ સમે, સુચવી સંભોગ આશ. સુત. ૭ એવામાં લેઇ સમિધને, આવ્યા વિપ્ર તમામ; તેણે દીઠું કૃત એ બધું, ત્યારે કોપ્યા તે ઠામ. ૮ પતિને દેખી તે પ્રેમદા, દોડી તતક્ષણ સાર; આવીને આશ્રમમાં રહી, ચીંતા કરતી અપાર. સુત૦ ૯ શીવને દેખી વીપ્ર બોલિયા, અલ્યાતુંછે શી જાત; સુના આશ્રમે કેમ આવીયો, વ્યભીચારી સાક્ષાત. સુત. ૧૦ તે માટે શ્રાપ દેઈએ અમે, ક્રોધાવિષ્ટ વચન લિંગ તુટી પડો તાયરૂં, પીડા ઉપજો તન. સુત. ૧૧ એવું કહેતા માંહી શીવનું, તુટયું લીંગ તે ઠાર; તેમાંથી અગ્નિ ઉદે થયો, જેની જવાળા અપાર. સુત. ૧૨ લિંગ તો આકાશે ઉછળ્યું, વળી પેઠું પાતાળ. તે રીતે પ્રથ્વીમાંહી ફરયું, એવોવેગ વિશીળ. સુત. ૧૩ જયાં જાયે લિંગ એ વળી, ત્યાં ત્યાં

પ્રજાળે લોક; પર્વત સુદ્ધાં પ્રજાળતું, બાળે વૃક્ષોના થોક; સુત. ૧૪ તેણે કરી વિશ્વ ખરભર્યું,બ્રાહ્મણ કંપ્યા અપાર; શ્રાપ દેતાં નવ સુઝીયું, પુંઠે પસ્તાયા સાર; સુત. ૧૫ વળતી ચાલ્યાં વિપ્ર ત્યાં થકી,આવ્યા બ્રહ્માની પાસ;વૃતાંત સઘળું તેને કહ્યું,વળી કષ્ટ પ્રકાશ;સુત. ૧૬ તે કાળે પરમેષ્ટિ બોલીયા, સુણો વિપ્રકુમાર; શ્રાપ દીધો તમે શિવને, તજી જ્ઞાનવિચાર.૧૭ તે માટે નાશ થશે હવે, બળશો અગ્નિથી સાર; આશ્રમ સુદ્ધાં બળી જશે, બળશે તમારી નાર; સુત. ૧૮ શિવની સાથે વેરબાંધીને,કોણ પામ્યા છે સુખ; વિચારોને એહ વારતા, આવ્યું દારૂણ દુઃખ. સુત. ૧૯ એવું સુણીને વિપ્ર બોલીયા, થવું થાવાનું નાથ; પણ હવે ઉપાય એહનો, બતાવોને સાક્ષાત; સુત. ૨૦ તે કાળે સ્વયંભુ ઓચર્યા. સુણો વિપ્ર તમામ;ઉપાય બતાવું આ સમે,જેથી પામો વિરામ; સુત. ૨૧ તિર્થ તણું પાણી આણીને, લીંગ ઉપર સાર;:અભિષેક કરો આ સમે,કરી વેદ ઉચ્ચાર; સુત. ૨૨ઇશ્વરી યોનિરૂપે થશે, લીંગ ઠરશે તે કાળ; તે માટે ગૌરી તણું કરો, આરાધન વિશાળ; સુત. ૨૩ વાકય સુણી એવાં બ્રહ્માનાં, પેલા વિપ્ર તમામ; પોતાના આશ્રમે આવિયા, રાખી હૈયામાં હામ; સુત. ૨૪ વળતી સ્તુતી કરી શીવની; લાગ્યા લળી લળી પાય; કાલાવાલા કર્યા સ્તોત્રથી, કોટી યત્ને તદાય; સુત. ૨૫ શંકર રિઝયા તેણે સમે, બોલ્યા પ્રીય વચન; અહો રૂષી તમે આચરો, લીંગ કેરૂં પુજન; સુત.

૨૬ એવું સુણી સૌ બ્રાહ્મણે, આરાધ્યાં દેવી સાર; તે કાળે ગૌરી પોતે થયાં, યોની રૂપે તે ઠાર; સુત. ૭ એવામાં લીંગ ત્યાં આવીયું, ફરતું ફરતું જે કાળ;ત્યારે તીર્થોદકે સ્નેહથી, કરી ધારા વીશાળ;સુત. ૨૮ મુખ થકી મંત્ર બોલતા, સર્વે બ્રાહ્મણ ત્યાંય; તે કાળે લિંગ એતો ઠર્યું, જળધારીની માંય; સુત.૨૯વળતી પુજા કરી એહની,દુર્વા અક્ષતે સાર,પુષ્પાદી પત્ર ચઢાવીયાં, કરી સ્તોત્ર ઉચ્ચાર; સુત. ૩૦ લીંગ ઠરયું એમ જયાયરે, ત્યારે થયો આનંદ; ત્રાસ મટયો આખા વીશ્વનો, રીઝયા શીવ સુખકંદ; સુત. ૩૧ પ્રથમ લીંગ જે વર્ણવ્યાં, તેતો જયોતી સ્વરૂપ;તેનું નૈવેદ્ય ખવાય છે, ધરાવેલું અનુપ;સુત.૩૨એ વીના લીંગ બીજાં રહ્યાં, પૃથ્વીમાંહી જ સાર; તુટેલાનો અંશ એ બધાં,કહયો વ્યાસે પ્રકાર;સુત. ૩૩તલ માત્ર નિર્માલ્ય તેહનું,આપણુથી ન ખવાય; બટુકને અધીકાર છે, વેદ શાસ્ત્રનો ન્યાય; સુત. ૩૪ શબ્દ સ્વરૂપ કહ્યું શીવનું, તે પણ લિંગ કહેવાય; જયોતી સ્વરૂપ પણ લીંગ, તુટયું તે પણ સદાય; સુત. ૩૫ ત્રણેની સંજ્ઞા તો એક છે, ત્રણે કરશે કલ્યાણ; ને માટે શંકા તજી સદા,પુજો લિંગ પ્રમાણ;સુત. ૩૬ પ્રસાદનો ભેદ જે કહયો, પાળવો એકલો એહ; પણ લિંગ પુજા વિષે સદા, કરવો નહિરે સંદેહ; સુત. ૩૭ પોતાને ઘેર પુજા વિષે, હોય ચળીત બાણ; તેનું નૈવેદ્ય ખવાયછે, શ્રુતિની એવી વાણ; સુત. ૩૮ મહિમા વધારવા વીપ્રનો, શીવે જાણીને સાર;શ્રાપ કર્યો અંગીકાર એ,નીશ્ચે

તેણુરે ઠાર; સુત.૩૯ તેવી પરીક્ષા લેવા પોતે, ધર્યું કુત્સિત રૂપ; સુના આશ્રમ માંહી આવીયા;કોટી બ્રહ્માંડ ભુપ, સુત. ૪૦ તેમાં જે શંકા કરે વળી,તેતો નરકે જાય; આ લોકમાં પડે આપદા, વ્યાધી દુર્ઘટ થાય. સુત. ૪૧

વલણ—એ રીતે સુતે કહયો, લીંગ તણો ઈતીહાસરે; દુર્ગો કહે તેને સુણે, તેની ફળશે આશારે. ૪૨

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં, શ્રાપ વર્ણનો નામ એકાશીતીતમોધ્યાયઃ ૮૧

## અધ્યાય ૮૨ મો—બટુક મહીમા વર્ણન.

### રાગ સામેરી.

સુતપુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૌ રૂશીરાય; વીસ્તારી સંભળાવું હાવે, બટુકનો મહીમાય. ૧ તપો ધન સંજ્ઞા છે જેની, શીવનો પુજક સાર; સર્વ શ્રેષ્ટ કહેવાએ એને,લોકવીષે નીરધાર. ૨ તેની તો ઉત્પત્તિ સર્વે, સાંભળો સહુ મુનીજન; જેણે કરીને સંશય જાએ,રીઝે પંચ વદન.૩ પુર્વે ઉત્તમ કુળમાં પ્રગટયા,દધીચી મુનીરાયં; ત્રિકાળદર્શી એતો કહાવે, શીવના ભક્ત સદાય. ૪ તેને એક સુદર્શન નામે, પુત્ર હતો નીરધાર; તેની પત્ની તેતો દુષ્ટા,શંખણિનો અવતાર.૫ દુષ્ઠ કુળથી પ્રગટી માટે, દુષ્ટા એવું નામ; દુશ્ટ બુદ્ધિને દુષ્ટ શરિર છે, દુષ્ટજ સઘળાં કામ. ૬ એ અબળાને આધીન રહેતો,સુદર્શન મુનીબાળ;તેણે કરિને તે પણ પોતે, ભ્રષ્ટ રહે સૌ કાળ. ૭ દુષ્ટાથી સુદર્શનને તો, પ્રગટયા પુત્રજ ચાર; તેતો શીવની પુજા કરતા, આણિ પ્રેમ અપાર. ૮

એક વખતના સમાચોગમાં, દધીચી મુનીરાય; યાત્રા કરવા માટે ચાલ્યા, આણી ઉત્કંઠાય. ૯ સુદર્શનને સોપણી કીધી, ઘરની તેણિવાર, વળતી પોતે નીકળ્યા ત્યાંથી, મુનીવર તો નીરધાર. ૧૦ સુદર્શન તો ઘેર રહીને, કરતો શીવ પુજાય; પુત્ર પ્રીયાને પાળે પોતે, આણી આણી ઉતકંઠાય. ૧૧ એવામાં શીવરાત્રિ કેરો, આવ્યો સુંદર દન, ત્યારે સૌ લોકોએ કીધું, વૃત એતો પાવન. ૧૨ સુદર્શન પણ સ્નાન કરીને, રહયો ઉપવાસી સાર; વળતી શિવ મંદીરમાં આવ્યો, સાંજ પડે નીરધાર. ૧૩ પ્રથમ પહોરની પુજા કરીને આવ્યો પાછો ઘેર; તે વારે દુષ્ઠાએ ઝાલ્યો, કર તેનો ખુશી ભેર. ૧૪ તેથી સુદર્શનને ઉપજ્યો, મનમથ મનમાં સાર; ત્યારે એ દુષ્ઠાની સાથે, કીધો ત્યાં વિહાર. ૧૫ તે પુંઠે નવ નાહયો એ તો, દૈવ ગતી બળવાન; વળતી શિવ મંદીરમાં આવ્યો,પુનર્પિ તેણે સ્થાન.૧૬તે કાળે ફરી પુજા કિધી, ભ્રષ્ઠ અંગથી ત્યાંય;તેણે કરિને પાપ લાગીયું, ભંગ પડયો વૃતમાંય.૧૭ એવામાં શિવ પ્રગટયા પોતે, પારવતીના નાથ; વળતી સુદર્શનને કહે છે, ક્રોધ થકી સાક્ષાત. ૧૮ અરે દુષ્ઠ તેં વૃતમાં કિધું,સ્ત્રી સેવન નીરધાર;વળી નાહ્યા વીણુ અડકયો મુજને,નિશ્ચે આણિવાર. ૧૯ તે પાપે તું જડ થઇ જાજે,દ્રશદ તુલ્ય મતિપાપ; એવીરીતે શિવે દીધો, સુદર્શનને શ્રાપ.૨૦તેથી જડવત થઇને પડીયો, સુદર્શન મુનિબાળ; જ્ઞાન હણાયું અંતર કેરૂં,વધી શઠતા વિશાળ. ૨૧ એવામાં યાત્રા

કરી આવ્યા, દધીચી મુનિરાંય, તેણે સર્વે વાત જાણિ એ, પુત્ર તણિ પીડાય. ૨૨ તેથી પોતાના અંતરમાં, પ્રગટયો ઉદ્દવેગ સાર; શિવજીએ પણ ઠપકો દીધો નિશ્ચે તેણે ઠાર. ૨૩ એવામાં સુદર્શન કેરી, પત્નિ કહીએ જેહ; પતિના દુખથી મૃત્યુ પામી, હરિ ઈચ્છાથી તેહ. ૨૪ તે પુંઠે સુદર્શન કેરો, દોષ હણાવા ત્યાંય; દધીચીએ પુજા કિધી, ગૌરીની ક્ષણ- માંય. ૨૫ તેથી ગૌરિ રિઝયાં પોતે, શંકરકેરિ નાર, સુદર્શનને ખોળે લીધો, પુત્ર ગણિ નિરધાર. ૨૬ વળતિ પારવતિએ કિધા, શંટરને પ્રસંન; તેવી રિતે કહેવા લાગ્યા, પ્રીતીથી વચન. ૨૭ અહો નાથ આ સુદર્શનને, શુદ્ધ કરો આ કાળ; કારણ કે મેં ખોળે લીધો, ગણિ પોતાનો બાળ. ૨૮ એવું સતિનું વાકય સુણિને, પ્રસન્ન થયા મહાદેવ; સુદર્શનને સ્નાન કરાવ્યું, ઘ્રતથી ત્યાં તતખેવ. ૨૯ તે પુંઠે શીવ ગાય- ત્રીનો, ઉપદેશ કરિને સાર; એક ગાંઠનું ઉપવિત આપ્યું, ફરીથી તેણે ઠાર. ૩૦ નમઃ શિવાય એ મંત્ર આપીયો, જ- પવાને હમેશ; એવી રીતે શુદ્ધ કરિ, ટાળ્યો સર્વે કલેશ. ૩૧ વળી શિવે નિજ પુજન કેરો, પ્રથમ જેહ અધીકાર; તે તો સુદર્શનને સોંપ્યો, નિશ્ચે તેણે ઠાર. ૩૨ પોતાના આગળ જે આવે, ધાન્ય ફળાદીક ધન; તે સર્વે એને લેવાની, આજ્ઞા કરી બળવાન. ૩૩ તેવી રિતે કહેવા લાગ્યા, સુદર્શનને ઈશ; આજ થકી તું સેવક મારો, તુજને હું માનિશ. ૩૪ શિવ શક્તિના કૃત્યની માંહે, થાશે તુજ પુજાય; તેણે કરીને પુરણ

થાશે, પ્રાણીની ક્રિયાય. ૩૫ તુજને નહિ બોલાવે તેનું, વ્યર્થ થશે એ કર્મ; હું ગૌરીં રાજી નહિ થઈએ, ખેદ પામીને પર્મ. ૩૬ એવું કહિને સુદર્શનના, પુત્ર હતા જે ચાર; તેને ચારદીશામાં મુકયા,પુજાકરવા સાર.૩૭તે માટે શિવ શક્તિ કેરી, આખડી રાખી હોય;તેણે સુદર્શનના સુતની, આશિશ લેવી સોય.૩૮ વળી શંકર ત્યાં કહેવા લાગ્યા, સુદર્શનને વાણ; અહો પુત્ર તાહારે તો કરવું,આડું તિલક નિરવાણ. ૩૯ શીવ સંધ્યા ને શીવ ગાયત્રિ, તેનો કરવો જાપ; વેદ મંત્ર ભણવા મુખેથી, શુદ્ધ રાખવું આપ. ૪૦ કારણ કે તું વિપ્ર ધર્મથી, શ્રેષ્ઠ થયો નિરધાર; તે માટે વેદોક્ત મંત્રનો, પુર્ણ તને અધીકાર. ૪૧ પહેલી પુજા કરવી મારી, તે સઘળો છે અધીકાર;વળી મારાં જે નામ કહાવે,તેનો કર ઉચ્ચાર.૪૨ તારી પુજા કરશે તેને,વળશે મુજ પુજાય; તેમાં બીલકુલ સંશય નહિ, સત્ય કહું વાચાય. ૪૩ તારી પુજા કીધાવિના,પુજે મુજને જન;તોતો સર્વ નિષ્ફળ થાએ, કીધેલું પુજન.૪૪ પ્રજાપ્રત્યવૃતાદીક માંહિ, બ્રાહ્મણ ભોજન થાય; ત્યાં તુજને નિમંત્રણ દેશે, આજથી સર્વ પ્રજાય. ૪૫તેવીરીતે મારા ને વળી, શક્તિના કૃતમાંય તુજને પેહેલું નોતરૂં દેસે, પ્રીતિ આણિ ત્યાંય. ૪૬ તેમાં જોકેચુકેકોઇપ્રાણી, તો તો અન્ન થાય; ખર્ચ કરેલું નિષ્ફળ જાએ; વળશે નહિ બાધાય. ૪૭એ વિષે ઇતિહાસ કહું એક, સાંભળો સૌ મુનિરાય,જેણેકરિને સંશય જાય, આનંદ અત્યંત થાય.૪૮

અંધકેશ શંકરની પાસે,નગ્રહતું વળી એક;ભદ્રસેન તો ત્યાં નો રાજા, શિવ ભક્તિમાં ટેક. ૪૯ તેને ઘર નિરંતર થાતું પ્રાજાપત્યજ. સાર; તેમાં બ્રાહ્મણ જમતા ઝાઝા, લાડુ તો નિરધાર. ૫૦ શિવે તેને પ્રસન્ન થઈને, આપી એક ધ્રૂજાય; વળતી તેને કહેવા લાગ્યા, મુખથી શંકર રાય. ૫૧ અહો ભુપ તું પ્રાતઃકાળે, બાંધજે ધ્રૂજ આ સાર; વળતી બ્રાહ્મણ ભોજન આદી. કરજે સર્વ પ્રકાર ૫૨ તે તો પુરણ થાતાં પડસે,નિશ્ચે આ ધ્રૂજાય;એટલી આ નિશાનીઆપું,આણિને કરૂણાય. ૫૩ બીજે દીવસે બાંધજે પછી, ધ્વજા આણિને સ્નેહ,તેતો પુરણ થાતાં પડસે,તેમાં નહીં સંદેહ. ૫૪ એવું કહિ અંતરધ્યાન પામ્યા,શંકરતો અભીરામ;ભદ્રસેન તો કરતોનિત્યે,તે પ્રમાણે કામ. ૫૫ એક દીવસના સમાયોગમાં,બટુકનું પુજન;કાર્ય પ્રસંગે વેહેલું કિધું, ભુપતિએ શુભ મન,૫૬ વળીએને પીરસાવ્યું પેહેલું, ભોજન તો વળી સાર; પાન સોપારિ આપ્યાં સુંદર, મુદ્રર્પણ નિરધાર. ૫૭ તેણે કરીને શંકર કેરો, આપેલો ધ્વજ જેહ; તે તો બ્રાહ્મણ જમતા પેહેલો, પડીઓ હેઠો એહ. ૫૮ ત્યારે નૃપ આશ્ચર્ય પામીને,બોલ્યો તેણે ઠાર; અહો વિપ્ર કયમ વેહેલો પડીઓ ધ્વજ તો આણિવાર. ૫૯ એવું સાંભળી વિપ્ર બોલિઆ, સાંભળો ભુપતિ વાત; બટુક જમ્યાથિ વ્રત આવું, આ પુર્ણ થયું સાક્ષાત. ૬૦ તે કાળે રાજા તો પામ્યો, દીલમાં હર્ષ અપાર; વળતિ પોતે ભોજન કિધું,નિશ્ચે તેણે ઠાર.૬૧

એવી રિતે રૂદ્રે વધાર્યો,શેવકનો મહિમાય;તેને શ્રવણે શ્રવણ કર્યાથી, શિવ પુજન ફળ થાય. ૬૨

વલણ—આ રિતે સુતે કહી, બટુકોત્પત્તિ સારરે; દુર્ગો કહે તેને સુણે, તે ઉતમ નરનારરે. ૬૩

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં, બટુક મહિમા વર્ણનો નામ દ્વાશીતીતમોઽધ્યાયઃ ૮૨

### અધ્યાય ૮૩ મો. કૃષ્નએ પાન્ડવોની લજ્જા રાખી.

#### રાગ મારૂ લટકતો.

સુત બોલીયા, સાંભળોને સર્વે મુનિ;કહું વારતારે, શંકરની બીજી પુની. ૧ એક સમામાંરે, પાંડવ વનમાંહી ગયા; અક્ષય પાત્રનેરે, પામીને ત્યાં સુખિયા. ૨ તેને સાંભળિરે, કૌરવને બળતા થઇ; ખાવું ના ગમેરે; શુદ્ધ શરિરની તે ગઈ. ૩ એવા સમામાં રે,દુર્વાસા રૂષિ ત્યાં આવિયા; તે તો સાથમાં રે,સહસ્ત્ર શિશ્યને લાવિયા. ૪ તેને દેખિનેરે, દુર્યોધને ત્યાં કળા કરિ; બોલ્યો પ્રેમથીરે, પધારો રૂશિ કૃપા કરિ. ૫ કેમ આવિયારે; કારણ તેતો કહો તમો; આજ્ઞા પામીએરે, આ વખતે સરવે અમે. ૬ એવું દુષ્ટનું રે, વાકય સુણિ મુનિ બોલિયા; ક્ષુધા દોષથીરે, આ વખતે અમે ડોલિયા. ૭ માટે આવિયારે, આપોને ભોજન આ સમે; જેથી તનનિરે, તાલાવેલી સર્વે સમે. ૮ એવું સાંભળિરે, દુષ્ટ દુર્યોધન આચર્યો રસોઈ છે નહિરે, તૈયાર વિલંબતો ઠર્યો. ૯ ઉપાય એ કછેરે, સત્વર સુખ થશે વળિ; પાંડુ પુત્રનેરે, અક્ષય થાળિ નિશ્ચે મળી. ૧૦ ધારે તે સમેરે, ભોજન તેમાંથી નિકળે;

જમે વિશ્વ અરિ, તોપણ ખોટ તો ના મળે. ૧૧ તેથી આ સમેરે, મુનિવર ત્યાં તમે પરવરો; વિલંબ અહીં થશેરે, માટે ગમે તેવું કરો.૧૨ એવું સાંભળિરે, દુર્વાસા ત્યાંથી સધારી આ; પાંડવ પાસમાં રે, એક ઘડીમાં પધારરીઆ.૧૩ તેને દેખીનેરે, પાંડવ સહુ પાયે પડયા, આપ્યું આસનરે, હર્ષા શ્રૂ આણિને રડયા. ૧૪ વળતિ ધર્મતોરે, દુર્વાશાને પુછી વારતા, અહો મહા મુનિરે, કેમ કૃપા કરી શોભતા. ૧૫ એવું સાંભળીરે, દુર્વાશા બોલ્યા તેણે શમે, ક્ષુધા લાગી છેરે, તે તો શરીરને બહુ દમે.૧૬ માટે આપોનેરે, ભોજન તો મન ભાવતું;દુઃખ ભુખનું રે,વેઠયું આ સમે નથી જતું. ૧૭ એવું સાંભળિ રે, ધર્મને ચિંતા બહુ થઇ, થાળી ઉટકિરે, ઊંધી પાડી હમણાં લઇ.૧૮ હવે આજતોરે, અંન કશું નવ નિકળે; રાત્રિ વિતે તોરે, પ્રાતસકાળે બધું મળે. ૧૯ કરવું શું હવેરે, મુનિને ના કેમ કિજીએ; વિપ્ર શ્રાપથીરે, સર્વદા આપણ બીજીએ.૨૦ એમ શોચીનેરે, સર્વે મળી મોત આદર્યું; ચીતા ખડકીનેરે, બળવાનું કબુલ ત્યાં કર્યું. ૨૧ તેણે સમે ત્યાંરે, સતિએ શ્યામ સંભારિઆ;તેથી શ્રી હરિરે, શ્રી કૃષ્ણ પોતે પધારિઆ.૨૨ તેને દેખીનેરે, પાંડવોએ સ્તુતિ કરી, મુખે બોલીઆરે, આવો પધારો શ્રી હરી. ૨૩ ભાગ્ય અમારૂં રે દર્શન અંત શમે થયું, ગર્ભવાસનું,કષ્ઠ કઠોર તે તો ગયું. ૨૪ એવું સાંભળિરે, શ્રીકૃષ્ણ ત્યાં તો બોલ્યા હરિ, ક્ષુધા લાગી છે રે, ખાવાને વસ્તુ આપો કશી. ૨૫ ત્યારે દ્રૌપદીરે, ગદ-

ગદ ક'ઠથી ઓચરી,એહ કારણેરે;બળવાને માટે ચીંતા કરી. ૨૬ અક્ષય પાત્ર તોરે, ઉટકીને ઉંધુ વાળીયું; કશું મહીં નથી રે, કષ્ટ આ કર્મે પાડીયું.૨૭ ત્યારે વ્રજપતીરે,વીનતાને કહે જુઠાં તમે; વસ્તુ કંઇ હશેરે, પાત્ર વિષે જાણ્યું અમે. ૨૮ એવી કૃષ્ણુનીરે,વાણી સુણી સતી ઉઠીઆં;લાવ્યાં પાત્રનેરે,સન્મુખ મુકી ઉભાં રહ્યાં. ૨૯ ત્યારે કૃષ્ણતારે, પાત્ર એ હસ્તમાં ઝાલીયું; પછી તુલસીનું રે, પત્ર તો તેમાં બતાવીયું. ૩૦ વળતી વીઠ્ઠલેરે, આરોગ્યું પત્ર નીચા નમી; તેથી વિપ્રોનીરે, ક્ષુધા હતી તે તો શમી. ૩૧ ઉદક ફુલીઆંરે, તડતડ કુખો થઇ અતિ;ત્યારે ચાલીઆરે, દુર્વાશા આદી મહામતિ. ૩૨ જાણ્યુ કૃષ્ણનું રે, કામ મુનીએ ત્યાં વળી; તેથી વેહેમ ગયો રે, ત્રપ્તી થઇને ક્ષુધા ટળી. ૩૩ પાંડુ પુત્રનીરે, લજ્જા રાખી એમ જે સમે, ત્યારે ઈંદ્રેતારે; પુષ્પ વૃષ્ઠિ કરી તે સમે. ૩૪ પછી ધર્મેતારે, શ્રીકૃષ્ણને પુછી વારતા; અહો શ્રી હરીરે,કલ્પતરૂની તમે લતા. ૩૫ કષ્ટ અમારૂં રે, વનવાસનું કયારે જશે; શત્રુ નાશતોરે, કીયા ઉપાએ થશે. ૩૬ એવું સાંભળીરે, કૃષ્ણ કહે સુણો નરપતી; સેવો શીવનેરે, શ્રદ્ધારાખીને મહામતિ. ૩૭ તેથી કષ્ટનોરે, તમારૂં શંકર કાપશે; આખી પ્રથ્વીનું રે,રાજ્ય હેલામાંહિ આપશે. ૩૮ મેં પણ એમનીરે, સેવા કરી પુરવે ઘણી; તેથી ચક્રતારે, પામ્યો છું સત્તા તે તણી. ૩૯ એવું કહીનેરે, શ્રી કૃષ્ણ ત્યાંથી સીધાવિઆ; હેલા માંત્રમાં રે, દ્વારીકાની માંહી આવિઆ. ૪૦

વલણ—પાંડવની લજ્જા રહી, પોહોચ્યા મનના કોડ રે, દુર્ગો કહે સઉ બોલજો, જેજે શ્રી રણછોડરે. ૪૧

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં, નામ કૃષ્ણેન પાંડવ લજ્જા રક્ષિતો નામ ત્યાશીતીતમોઽધ્યાયઃ ૮૩

અધ્યાય ૮૪ મો—અરજુનનું તપ.

રાગ મેવાડો. સુત વદ્યા વળી તે સમે, સુણો દ્વીજ સહુરે, પછી આવ્યા મુનીવર વ્યાસ; તેની કથા કહું રે. ૧ માથે જટા જેને સોભતી, પોથી હાથમાં રે;તેજ પુંજ દીવાકરતુલ્ય,શિષ્યછે સાથમાં રે.૨એવા મુનીવરંદેખીને,ધર્મઉઠી આરે;લાગ્યા નીચા નમીનેરે પાય, આનંદે તુઠીઆરે. ૩ તે પુંઠે આસન આપીયું,પુજા બહુ કરીરે; કહી પોતાના દુઃખ ની વાત, આંખે આંસુ ભરીરે.૪તેને સુણિ વ્યાસ બોલીઆ, સુણો પાંડવોરે; સુખ દુઃખ શરીરનો ધર્મ, નિશ્ચે એ તો હવોરે. ૫ સત્યવાદી તમે સર્વથા, માટે સુખ થશેરે; કરશે કૃપા શ્રી શંકર દેવ, શતરૂ ટળી જશેરે. ૬ ધન્ય ધન્ય નીતિ તમતણી, કીર્તિ વિસ્તારીરે; થયું વિશ્વની માંહી વખાણ, સ્હાય છે શ્રી હરીરે, ૭ કાકો તમારો જે આંધળો, ધીક એહનેરે; નવ રાખી તમારી સંભાળ, શું કહું તેહનેરે. ૮ પોતાના પુત્ર પાપી ઘણા; તેને વશ થયોરે; દીધો દેશવટો તમને સાર, વિવેક કયાં ગયોરે.૯તે માટે ઈશ્વર રૂઠશે,રાજ્ય સઉ જશેરે; થાસે પુત્ર બધાઓનો નાશ, ભાવી એવું હસેરે. ૧૦ વાવે જેવું બીજ મુળથી, પ્રાણિ પ્રેમથીરે; તેવું પ્રાપ્તી થશે ફળ સાર,દૈવનાનેમથીરે.૧૧ એવું સુણિ ધર્મ બોલીયા,

સુણો મ્હા મુનિરે;કીયા દેવનું કરવું પુજન,તેતો કહો મુનિરે. ૧૨ જેણે કરિ આગે યુદ્ધમાં, કૌરવો જીતવારે, કર્ણાદીકને કરવી શીક્ષાય, કીર્તી સારી થવારે. ૧૩ ત્યારે દ્વૈપાયન બોલિઆ,સુણો ભુપતીરે,કરો શંકરકેરૂ પુજન, શ્રદ્ધા રાખી અતીરે. ૧૪ અર્જુન અવતાર વિષ્ણુનો, નર દેહ છેરે, તેથી કરશે એ દારૂણુ તપ, નિશ્ચય એહ છેરે. ૧૫ તે માટે એહને મોકલો, તપ કારણેરે, કરશે ઉગ્રને એહ પ્રસન્ન, ધ્યોના દીધારણેરે.૧૬ શીવં સેવા જેવું જક્તમાં, બીજું કંઇ નહિરે; આપે સર્વે પદારથ એહ, અંતે મુક્તિ સહિરે. ૧૭ ઉપદેશ કહી એવો ધર્મને, વ્યાસે તે સમેરે, બોલાવીયો કીરીટીને પાસ, જેને ભક્તિ ગમેરે.૧૮ વગતી કહેવા લાગ્યા મુખથી, પ્રેમ આણીને રે; અલ્યા અરજુન સાંભળ તુંય, કલ્યાણ જાણીનેરે. ૧૯ મંત્ર આપું તને ઇંદ્રનો, પ્રથમ આ શમેરે; તેને જપવો પ્રથમ તારે સાર, સંકટ નવ દમેરે.૨૦ તેણે કરી ઇંદ્ર આવશે, તારા પાસમાંરે;તેડી જાશે પોતાયે શદન, એ તો ઉલ્લાસમાંરે.૨૧ તેની આજ્ઞા લેઇ તાયરે,સદા શીવનું રે; તપ આદરવું નીરધાર, રૂડું એ જીવનું રે. ૨૨ એવું કહી મંત્ર આપીયો, ઉમા નાથનો રે; વળી આપ્યો અદર્શન તંત્ર, અદષ્ઠ સાથનોરે. ૨૩ તેવી રીતે મંત્ર ઈંદ્રનો, તે પણ આપી-યો રે; બતાવ્યું બધું શીવ પુજન, ઉમંગ વ્યાપીઓરે. ૨૪ આશીષ દીધી અતી ઘણી, હેત આણિનેરે, મુકયો મુસ્તક ઊપર હાથ, સુભક્ત જાણીને રે. ૨૫ વ્યાસ મુની વળતી

ચાલીઆ, આજ્ઞા લેઇનેરે; એ તો આવ્યા રેવા કાંઠે સાર, ઉપદેશ દેઈનેરે.૨૬ અર્જુન પણ ત્યાંથી તે સમે, તર્ત સંચર્યો રે;આવ્યો ઈંદ્ર નીલગીરી પાસ, નીવાસ ત્યાં કર્યો રે.૨૭ માથે જટા બાંધી ફાલ્ગુને, પ્રેમ આણીનેરે; ધરી કંઠમાં રૂદ્રાક્ષ માળ, ફળદાતા જાણીનેરે. ૨૮ ભસ્મનું તીલક ત્યાં કર્યું, મંત્ર ઓચરીરે ધર્યું વ્યાસ ગુરૂ તણું ધ્યાન,એકચીત્તે ઠરીરે. ૨૯ વળતી પાર્થિવ પુજા આચરી, વીધી વાદથી રે; જપ્યો વ્યાસનો આપેલો મંત્ર,ધીમા સાદથીરે. ૩૦ આતપશી તક્ષુધાસહે, વપુએ વળીરે; વાયુ ભક્ષી રહે જે હમેશ, વારી પીએ પળીરે. ૩૧ એકાસને બેશી રહે સદા; દઢાચાર્યમાં રે,ધરે શંકર કેરૂ ધ્યાન, અંતઃકરણમાંરે. ૩૨ એવું દારૂણ તપ આચર્યું, શ્વેત વાહનેરે; ત્યારે પૃથ્વી ડોલી તેણે કાળ, પ્રગટયો દાહનેરે. ૩૩ તેને દુત ઈંદ્રના, ત્યાંથી સઉ પળયારે; આવ્યા સત્વર સ્વર્ગની માંય, મઘવાને મળયારે. ૩૪ સમાચાર કહયો વનનો દીઠેલો વળીરે, કીધો અરજુંન તપ મહીમાય, મસલતમાં ભળીરે. ૩૫ ત્યારે ઈંદ્રે કૃત્ય જાણીચું, કીરીટી તનુરે, તેથી મળવાને થયો તઇયાર; હેત આણી ઘણું રે. ૩૬વૃદ્ધ તપસ્વી જેવું ધર્યું,રૂપ ત્યાં સહિરે, ઝાલી જેષ્ટીકા હાથની માંય,ખલતો બાંધે ગ્રહીરે.૩૭વળતી ધીરે ધીરે આવીઓ, અરજુન પાસમાંરે; જોવા પુત્ર તણી પરિક્ષાય, એતો ઉલ્લાસમાંરે. ૩૮ તેને દેખી સુત પાંડુનો, ઉભો ત્યાં થયોરે લાગ્યો બેઉ કર જોડી પાય, સામો ઉભો

રહયોરે. ૩૯ આસન આપ્યું પછી હોંશથી,પુજા ત્યાં કરીરે; વળતી પુછવા લાગ્યો સાર, વાણિ ઓચરીરે. ૪૦ અહો યોગી કયાંથી આવિઆ, વસો કયાં વળીરે; કોણ ગુરૂને કોણજ ઈષ્ટ, દિક્ષા કયાં મળીરે. ૪૧ એવું સુણિ ઇંદ્ર બોલિ-ઓ, સ્નેહ આણિનેરે; પુછે ધીરે રહી તેણે ઠાર, આત્મજ જાણિનેરે. ૪૨ વલણ—અરજુનને પુછે તદા, આખંડલ મ હારાજરે; દુર્ગો કહે તેતો કથા, વિસ્તારી કહું આજરે. ૪૩

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં
અર્જુન તપશ્ચર્યા વર્ણનોનામ ચતુરાશીતીતમોધ્યાયઃ ૮૪

## અધ્યાય ૮૫ મો—અર્જુન અને શંકરનો વિવાદ.

### રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદી મુનિજન; પછી ત્રિદશ કેરો ભુપાળ, બોલ્યો અર્જુન સાથે તે કાળ.૧ અહો ભુપતિ સાંભળ વાત, કીયા અર્થે તું બેઠો સાક્ષાત; શાને માટે દમે દેહ સાર, કોની ભક્તિ કરે નિરધાર. ૨ તેહ સઘળું કહે મુને તન,જેથી થાઉં હું ઝાઝો પ્રસન;એવું સુણિને અર્જુનવીર,બોલ્યો અંતરમાંઆણીધીર.૩ રાજયઇચ્છામાટે અભિરામ,બેઠોહુંછું યોગીઆણેઠામ;જપુંઈંદ્રનોમંત્ર આવાર ગુરૂ આજ્ઞાથકી નિરધાર.૪એવીઅર્જુનનીસુણિવાણિ, બો-લ્યો પુરૂહુત પ્રેમ આણિ; અલ્યા ભુલ્યો તું ભુપકુમાર, મી-થ્યા ઈંદ્રને સેવેજ સાર. ૫ એથી મોક્ષ કદી ન અપાય, રા-જ્ય સુખ તો તુચ્છ કહેવાય; માટે ઈંદ્રનું મુકી દે ભજન, કર વિષ્નુ તણું ઉપાશાન.૬ જેણે કરીને મોક્ષ પમાય, ગર્ભવાસ

તણું દુઃખ જાય, એવાં ઈંદ્રનાં સુણિ વચન, બોલ્યો ક્રોધ કરી પાંડુ તન.૭અલ્યા યોગી તારે શી પંચાત,ગમે તેવું ક-રીશું સાક્ષાત,કોઈ કપટી દીસે છે તુંય, માટે શીક્ષા કરોશ જ હુંય. ૮ એવો નિશ્ચળ જોઇને ટેક, ઇંદ્ર રાજી થયો ત્યાં વિ સેષ; પછી પોતાનું શુદ્ધ સ્વરૂપ, બતાવ્યું કીરીટીને અનુપ. ૯ તેને દેખીને પાંડુ કુમાર, ઘણો રાજી થયો નિરધાર; પછી પાયે લાગ્યો નૃપ તન,કર્યું આદર આણિને સ્તવન.૧૦ત્યારે બોલિયા ત્રિદશ રાય, અલ્યા સાંભળને મહાકાય; ઇંદ્રરાજા કહાવે છે જેહ; તે તો જાતે હું છું સ્વયં દેહ.૧૧મંત્ર જપ્યો તેં મારો રાજન, થયો તે થકી હું તો પ્રસન્ન; હવે હું કહું તે રીતે સાર; કર શીવ સેવા આણિવાર. ૧૨ તેથી કલ્યાણ તો તારૂં થાશે; દુષ્ટ કૌરવ કુળ જીતાશે, મારો મંત્ર જપે છે તું જેહ, કર આજ થકી બંધ એહ. ૧૩ વ્યાસે આપ્યો છે શીવ મંત્ર સાર, તેને જપ તું તો નિરધાર, મારા વચનથી તને તન; થસે શંકર સદ્ય પ્રસન. ૧૪ એવું કહીને મુકયો શિર હાથ, પછી સ્વર્ગે ગયો સાક્ષાત, હવે ઈંદ્ર ગયા પછી ત્યાંય, થયો ખુશી વિજય દીલમાંય. ૧૬ પછી શંકર કેરો જ મંત્ર, જપવા લાગ્યો મુખેથી સ્વતંત્ર; કરે પાર્થિવ પુજા હમેશ, ધ્યાન ધુપાદિ પ્રયોગ એશ.૧૬ એવી રીતે થયા ખટ માંસ, તપ કરતાં કરતાં ત્યાં પ્રકાશ, ત્યારે ઈંદ્ર તણું ઈંદ્રા-સન, ડોલ્યું તત્કાળ ત્યાં બળવાન. ૧૭ વળી અર્જુન અં-ગથી જવાળ, નીકળી નિશ્ચય ત્યાં વિકરાળ; એવું દેખીને

દેવ તમામ, આવ્યા શીવ પાસે અભીરામ. ૧૮ કહી અર્જુન તપની વાત, ઈંદ્રાસન ડોલ્યાની સાક્ષાત; તેને સાંભળી શંકર દેવ, કહેવા લાગ્યા પોતે તતખેવ.૧૯ અહો દેવ તજો ને ચીંતાય, જઉં છું એની પાસે આ વેળાય; એવું કહી કાત્યાયનિ નાથ, થયા તઈયાર પોતે સાક્ષાત. ૨૦ લીધું ભીલ તણું પોતે રૂપ, વાળ્યો લંગોટ ત્યાં તો અનુપ; માથે જટા શોભે નિરધાર, લીટા ખડી તણા અંગે સાર. ૨૧ તેવા ગણ પોતાતણા જેહ, તે પણ ભીલ રૂપે થયા એહ; ભાથો બાણ તણો ભર્યો પુર્ણ, બીજાં શસ્ત્ર લીધાં શ્વેત વર્ણ. ૨૨ પછી કઈલાશથી ભુત નાથ, આવ્યા અર્જુન પાસે સાક્ષાત; એવામાં થયું કૌતક એક, કહું વિસ્તારી તે તો વિશેક. ૨૩ દુર્યોધન તણો સ્નેહી સાર, મુક દઈત્ય હતો નિરધાર, તેને દુર્યોધને પામી ત્રાસ,મોકલ્યો શવ્યસાચીની પાસ.૨૪ તપમાં ભંગ પાડવા એહ, આવ્યો શુકરનો ધરી દેહ; કરી ગર્જના તેણે ત્યાં ગાઢી,નાંખ્યાં વૃક્ષ ઘણાંક ઉખાડી. ૨૫ વળી વરશાવી ધુળ અપાર,દઈત્ય માયા થકી નિરધાર, તેને દેખી ને અરજુને ત્યાંય; કર્યો વીચાર અંતરમાંય.૨૬ આ તો કઉરવનો હશે મિત્ર; કોઈ રાક્ષસ દીસે વીચીત્ર;કેમકે એને દેખી આ કાળ; થયાં લોચન તો મારાં લાલ. ૨૭ માટે શત્રુ છે નિશ્ચય એહ; તેથી કાપી નાંખું એનો દેહ; શાસ્ત્રમાંહી છે સુંદર ન્યાય, હણે તેને હણિએ સહાય. ૨૮ નમે તેને નમવું આણી સ્નેહ, દમે તેને દમવું દેઈ છેહ; વળી કરૂં છું શીવ

શેવાય, તેથિ પીડા મુને નહિ થાય. ૨૯જીતીશ દુષ્ટને હુહે લામાંય એવું કહિને ઝાલ્યુ ચાપ ત્યાંય, વળતી અર્ધ ચંદ્ર નામે બાણુ, ચઢાવ્યું ત્યાં પોતે નિરવાણુ. ૩૦ તેને મુકિયું આણીને રીસ, અંગ વીંધવા એનું તે દીશ; તેણે સમે શીવે પણ સાર, મુકયું સાયકતો નિરધાર. ૩૧ તેતો પુંચ્છ ભણી થકી ત્યાંય, પેઠું દૈત્યના અંગનીમાંય; વળતી વીંધીને અંગ તમામ નિકળ્યું મોઢે થઈ અભિરામ, ગયું પાતાળ ફોડીને એહ; નથી જરાય સંદેહ, હવે અર્જુન કેરૂં જ બાણું; પેઠું મોઢે થઈ નિરવાણુ. ૩૩ તેતો પુંઠે થઇ અભિરામ, નીકળ્યું વિંધીને અંગ તમામ; પછી પૃથ્વી ઉપર પડયું એહ, સત્યવારતા છે ભાઈ તેહ, ૩૪ એમબેઉ તાણું વાગ્યાં બાણુ, તેથી દઈત્યના નિકળ્યા પ્રાણુ; તેણે કાળે કર્યો એણે નાદ, તેનો સ્વર્ગ સુધી ગયો સાદ. ૩૫ હવે પાંડુરાજાનો કુમાર, આવ્યો બાણુ લેવા તેણે ઠાર; ત્યારે શંકરેપણુતેણે ઠામ, દુત મોકલ્યો ત્યાં અભિરામ. ૩૬ તેતો બાણુ ગ્રેહેવા લાગ્યો જેવે, ખાળ્યો અર્જુનજીએજ તેવે; તેથિ પરસ્પર તેણે ઠાર, વાદ કરવા લાગ્યા નિરધાર. ૩૭ અર્જુન કહે છે એ મારૂં છે બાણુ, દુત કહે શિવનું નિરવાણુ; એમ કરતાં વધ્યું ત્યાં વિરૂદ્ધ, બોલે બીભત્સ વાણી અસુદ્ધ. ૩૮ દુત કહે છે અલ્પયા નૃપ તન, સુણુ આ સમે મારાં વચન; મારા સ્વામી સાથે આણે ઠામ, કર સંગ્રામ તે અભિરામ. ૩૯ એવું સુણીને પાંડુનો બાળ, કહેવા લાગ્યો વળી તેણે કાળ;

અહો વનેચર સુણુ વીત, તમે ચોર કહાવો સાક્ષાત. ૪૦
અમે ક્ષત્રીના શુદ્ધ કુમાર, આખી પૃથ્વિ તણુા સરદાર;
માટે સમાન પંક્તિ વિનાય, યુદ્ધ તમારી સાથે ન થાય.૪૧
ચોરને નૃપ કેરો શંબંધ, કેમ ઘટતો આવે મતિ અંધ; એવાં
ગર્વિષ્ટ સુણી વચન, આવ્યો શંભુ પાશે દુત જન. ૪૨ કહી
અર્જુનની સઉ વાત, અથ ઈતી થઇ જે સાક્ષાત; ત્યારે
શંકરે આણી કૃપાય, ફરી મોકલ્યો દુત તદાય. ૪૩ તેણે
જઈને માગીયું બાણુ, તોય આપ્યું નહિ નિરવાણુ; એટલે
દુત હતો પેલો જેહ, આવ્યો શંકર પાસેજ તેહ. ૪૪ કહયો
અર્જુન કેરો વિચાર, બીજાં વાક્ય વળી તેણે ઠાર; તેથિ
કોપીયા શંકર દેવ, યુદ્ધ આદર્યું ત્યાં તતખેવ. ૪૫ આપી
પોતાના ગણુને આજ્ઞાય, શર વૃષ્ટી કરો આ નેગાય. ૪૬

વલણ. એવી રીતે કોપિયા પારવતીના નાથરે; દુર્ગો
કહે જેને ધર્યું, ધનુષ બાણુતો હાથરેરેરે. ૪૭

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
અર્જુન શંકર વિવાદ વર્ણનો નામ પંચાશીતીતમોઘ્યાયઃ ૮૫

## અધ્યાય ૮૬ મો—અર્જુન અને શંકરને યુદ્ધ.

### રાગ મલ્હાર.

એવા અર્જુન શંકરકેરૂંરેરેરેહો યુદ્ધથયુંતે સમેરે, ટેક
શીવ આજ્ઞાથી દુતે ત્યાં મુકવા માંડયાં બાણુ; અવું અઘ-
ટીત દેખીને, કોપિયો નૃપ નિરવાણુ; તેણે પણુ તે કાળે,
શર કીધો છે સંધાણુ; એવા અર્જુનશંકર કેરૂંરેરેહો યુદ્ધ. ૧
અર્જુન કેરા બાણે ત્યાં દુતોનેનસાડયા,વળી મુકેલા બાણો

તે કાપિ હેઠા પાડયા; તેવા ફુંવે ફુંવે તો તિક્ષણ શસ્ત્રથી તાડયા, એવા અર્જુના. ૨ એવું દેખી શીવે ત્યાં દઈવત ઝાઝું દાખ્યું; કવચ કીરીટીકેરૂં તે તર્તજતોડીનાંખ્યું, તેવું વપુતો સઘળું, નવ સાજું નિશ્ચે રાખ્યું; એવા અર્જુન. ૩ ત્યારે પાંડુ સુતને ત્યાં, ક્રોધ અતિશય ચઢિયો; તેથી જઈને નભમાં, ધન માફકતો ગડગડયો; વળતી ઈશ્વર સાથે, એ દારૂણ યુધ્ધે ચઢિયો; એવા અર્જુન ૪ શંકર પણ તે કાળે, જઈ આકાશે ઉછળીયા; શર વૃષ્ટિ બહુ કીધી, ને સ્થાન કથી નવ ચળિયા; રૂઠયા અર્જુન શામા તે ખાળ્યા તો નવ ખળિયા, એવા અર્જુન. ૫ અર્જુને તો મુકયું અગ્નયાશ નામનું બાણ; તેથી અગ્ની પ્રગટયો, ત્યાં દાવાનળ નિરવાણ; ઝશાઝળ જ્વાળા નિકળે તે જાણે ઉઘડી ખાણ, એવા. ત્યારે શીવે મુકયું, મેઘાસ્ત્ર બાણ તે વારે; જળ વૃષ્ટિ થઈ ઝાઝીને અગ્નિ શમિયો ત્યારે, શિતળતા બહુ ઉપજી ત્યાં શિત ઝપાટો મારે; એવા. ૭ પુરથે તે કાળે, પવનાસ્ત્ર પ્રેરીયું શારૂં; તેથી વાયુ વાયો, ને વસ્ત્ર ઉઘડીયાં વારૂ; ઘન ઉડાડી દીધો, ને મટિયું ત્યાં અંધારૂં; એવા. ૮ એવી રીતેબેઉ ત્યાં બરોબર ઉતરીયા, એકએકને શમ મારેને આખા નભમાં ફરીયા, એવું દ્રષ્ટે દેખી સૌ ઇંદ્રાદિક તો ડરિયા, એવા. ૯ દિગપાળો તો ડોલ્યા; ને મેરૂ મંડળ હાલ્યું; સિંધુ વારી ઉછળ્યું; તે દોદીશ પ્રત્યે ચાલ્યું. ઉરવીનું પડ ધરૂજયું એ શેષ શારીરે સાલ્યું, એવા અર્જુન. ૧૦ સમ સમ કરતા

ચાલે એ સાયક તો નવ ખુટે, ગ્રહ મંડળ જઈ ભેદે ને તારા ત્યાંથી ત્રૂટે તેવા પર્વત છેદે, ત્યાં પથરાતો વછુટે, એવા અર્જુન. ૧૧ એવામાં ત્યાં આવ્યો, અર્જુનનો દાવજ જ્યારે ચરણે ઝાલી શીવને, શીર ઉપર ફેરવ્યા ત્યારે, વિબુધ વિસ્મય પામ્યા, ઈંદ્રાદિક તેણીવારે, એવા અર્જુન શંકર કેરૂં રે. ૧૨ વળતી થોડીવારે ત્યાં શીવનો દાવજ આવ્યો, ત્યારે છુટયા કરથી ને પારથને દબાવ્યો, છાતી ઉપર બેશીને છેક જુલમ વરતાવ્યો. એવા. ૧૩ અર્જુને પણ ઈશાને ઉછાળી હેઠા નાખ્યા, વળતી મલયુધ કરતા ને અતિ બળ અંગે દાખ્યા, શબ્દ કઠોરત્યમ બેઉએ, ત્યાંસામાસામી ભાખ્યા, એવા. ૧૪ તે પુંઠે ત્યાં વિજયે, વિરૂપાક્ષતણું અંગ ભાગ્યું; તાણી ઢાંકો મારી, તેનાથી ઝાઝું વાગ્યું ત્યારે શીવે સમજીને, યુદ્ધ હતું તે ત્યાગ્યું, એવા. ૧૫ પારથનું બળ પેખી ને રીઝયા ત્યાં નગવાસી, સ્વરૂપ બતાવ્યું સાચું ને હસીયા શ્રી અવિનાશી, તેવા મુખથી કહેતા, ત્યાંધન્ય ધન્ય સુખ રાશી. એવા. ૧૬ કરમાં ત્રિશુળ ઝાલીઉં ને કાને કુડળ શોભે જટા જુંટમાં ગંગા, તે જોતાં ચિતડું લોભે, તેજ અતિશે પેખીને સુયં ગતિ ક્ષણુ થોભે એવા. ૧૭ વૃષભ ઉપર બેઠા ને અંકે અંબા દેવી, સર્વ કંઠમાં વિંટયા ને કાન્તિ રવીના જેવી, ચંદ્ર કપાળે ચળકે, ત્યાં શિતળતા છે તેવી એવા.૧૮ એવા શિવને દેખીને અર્જુન વિસ્મય પામ્યો, વળતી પાયે લાગ્યો ત્યાં વ્યાધી સઘળી વામ્યો, જેથી આખા જગમાં

તો યશ બહુ એનો જામ્યો. એવા. ૧૯ તે પુંઠે ત્યાં શીવની સ્તુતિ તો કરવા લાગ્યો; હેત અતિશે વ્યાપ્યું, ને અંતરમાં અનુરાગ્યો. સુફળ થયું તપ ત્યાંહી, ને ભય શતરૂનો ભાગ્યો, એવા. ૨૦ વલણ સ્તુતિ કરી શંકર તણી, અર્જુને તો જેહરે, દુર્ગો કહે શ્રોતા સુણો; વિસ્તારી કહ્યું એહરે. ૨૧

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં, અર્જુન શંકર યુદ્ધ વર્ણનો નામ છ્યાશીતીતમોધ્યાયઃ ૮૧

## અધ્યાય ૮૭ મો. અરજુનને વરદાન.

### રાગ છંદ નારાચ.

અહો કૃપાળ નેત્ર ભાળ નિર્ગુણં નિરંજનં; ત્રિલોક પાળ વ્યાળ માળકષ્ટ કાળ ભંજનં; ત્રિશુળધારી ભુતચારી અર્ધ ચંદ્રશેખરં, વેદાંત શાસ્ત્ર શોધકં નમામિનાથ શંકરં. ૧ કૈલાસ વાસી ધામ કાશી ધારકં નિરામયં, અઘોર મંત્ર સાધકં દિગંબરં ધુતિ સ્વયં, બ્રહ્માંડ ભુપ બ્રહ્મ રૂપ ભર્ગપુંજ ભાસ્કરં. વેદાંત. ૨ વિશુદ્ધ કીર્તિ જ્ઞાન મુર્તિ ગૌરી મૌલીમંડનં અપાર યોગ દર્શનં અનેક દુષ્ટ દંડનં, નગેંદ્ર પુત્રિ સેવિતં નિજાશ્રયં મનોહરં. વેદાંત. ૩ પ્રતાપપુર્ણ શતરૂચુર્ણ સર્વ કાળ સાબ્વંત, ગિર્વાણ વાણિ વર્ધકં સદા શીવં શીવાદ્યતં, ઉપેંદ્ર સાહ્યકારંક ઉમાપતિ જટાધરં. વેદાંત. ૪ સંસાર જાળ છેદકં શરણ્ય સિદ્ધી દાયકં, અજીત કામ દાહકં નિર્માનવૃંદ નાયકં; પ્રચંડ ક્રોધહારકં પ્રજાપતિ પીડા હરં. વેદાંત. ૫ ઓંકાર એક અક્ષરં અનાદિ અક્ષરાતિ

તં, પિતા મહાદિવંદિતં પરોપકાર રંજીતં; સ્મશાનવાસિ સર્વદા સુરોત્તમં સુધાકરં. વેદાંત. ૬ ગણેશ તાત ગર્વપાત દઈત્યદર્પ છેદનં, અકંપિત યશોધનં અમંગળં અભેદનં; ધ શાધરેણું વર્ણિતં ચરિત્ર ચારૂ સુંદરં. વેદાંત. ૭ સુધર્મ પંથ રક્ષિતં કુમાર્ગ નાશ કંપરં, વિભુતી સર્પ ભુષણું વિસ્છેદવા શનાવર, સહસ્ત્ર નામ પુર્ણ કામ વામદેવ ઈશ્વરં. વેદાંત. ૮ રાગ મારૂ. એવી સ્તુતિ કરિ તેણે ઠાર, બોલ્યો પાંડુ રાજા નો કુમાર; અહો શંકર જ્ઞાન અગાધ, મારો ક્ષમા કરો અપ રાધ. ૧ કર્યું યુદ્ધ મેં તો નિયવાણ, માર્યા ક્રોધ કરી બહુ બાણ; તેને ધ્યાનમાં લાવો જો નાથ, તો તો મારી ગતિશી શાક્ષાત. ૨ રવિ આગળ ખદ્યોત તેવો, સિંહ આગળ જાંબુ ક જેવો. તેવી રીતે તમારી સંગાથ, યુદ્ધ વિષે હું નિર્બળ નાથ. ૩ વ્યાસ વચનથી મહારાજ, કરિ સેવા તમારી મેં આજ. વળિ કૃષ્ણે કહ્યુ તુજ શાર. તેથી તમને ભજ્યા ત્રિપુ રાર. ૪ દુષ્ટ કૌરવોએ દીધું દુઃખ, કાઢયા નગ્રથી કરી વિમુ ખ; તો પણ રાખે અતી અનુરાગ, નથી આપતા રાજ્યમાં ભાગ. માટે તેહના સંગાથે શ્યામ, કરવો સંગ્રામ તો અ ભીરામ; તુમાં જય અમારોજ થાય, એવો વર આપો મ- હાકાય. ૬ એવું સુણીને શંકર દેવ, બોલ્યા કૃપા આણી ત તખેવ; અલ્યા સાંભળ પાંડુ કુમાર, તું છે ઈંદ્ર તણો અવતાર ૭ તારા મોટા ભાઈ ધર્મ જેહ, તે તો કૃતાંત કેરીજ દેહ, તે- વો પ્રબળ વાયુનો મંત્ર, તેથી ભીમ થયોછે સ્વતંત્ર. ૮ એવી

રિતે અશ્વનીકુમાર, થયા શાહદેવ નિકુળ સાર; પાંચે ભાઈ તમે દેવ રૂપ, બળ વિદ્યાને કીર્તિ અનુપ. ૯ એવા સત્યના સંગાથી વિર, પરમારથ રૂપી શરિર, તેથી તમારા ઉપર તન, સદાકાળ હું તો છું પ્રશન ૧૦ તારી વિદ્યા જોઈ મહાકાય, પામ્યો વિસ્મય હું આ વેળાય; ધન્ય ધન્ય તારો અવતાર, ધન્ય ગુરૂ પિતા માતા સાર ૧૧ માર્યા યુદ્ધમાં તેં મુને બાણુ, તેને પુષ્પ માન્યાં નિરવાણુ, તેમ કીર્તિ થવા તારી બાળ, હાર્યો જાણી જોઈ આણે કાળ. ૧૨ એવું કહી મુકયો શીર હાથ, વળી મળ્યા પોતે ભીડી બાથ, પછીઆપ્યાં ઘણાવરદાન, ગુપ્ત વિદ્યાદીસર્વ નિદાન. ૧૩ તેમ પશુ પતાકા જે બાણુ, આપ્યું તેપણત્યાં નિરવાણુ, વળતી કહેવા લાગ્યા ગિરિવાસી, સુણ અર્જુન યૂદ્ધ વિલાસી. ૧૪ જ્યારે યૂદ્ધે જાયે નિરવાણુ, ત્યારે મુકજે તુંતો આ બાણુ; તેણે કરીને શતરૂ તમામ, નાશ પામશે સૌ અભિરામ. ૧૫ જયાં જયાં જઈશ તું નૃપ તન, ત્યાં ત્યાં જય થશે બળવન; એવુ કહીને વાકય નિદાન, થયાં શંકર અંતર ધ્યાન. ૧૬ પછી પાંડુ રાજાનોકુમાર; ચાલ્યો સત્વર ત્યાં થકી સાર, તેતો આવ્યો પોતાને મુકામ; ધર્માદિબંધુ હતા તે ઠામ. ૧૭ તેને દેખીને સર્વે ભ્રાત અતિ પ્રસન થ-યા સાક્ષાત; મળ્યા હળ્યા પુછી કુશળતાય, તપ કીધાતેણી વારતાય. ૧૮ ત્યારે અર્જુને આણી સ્નેહ, કહ્યુ વૃત્તાંત સ-ઘળું તેહ; તેણે સુણીને ભુપતિધર્મ, પામ્યા આનંદ તોવળી

પર્મ. ૧૯ કીધું શંકર કેરૂં વખાણ, મન વાણી થકી નિરવા ણ, એમે શીવની પુંજજે સાર; પાંડવ પામીયા સત્તા અ- પાર. ૨૦ થયો મહાન શતરૂનો નાશ, વધ્યો વિશ્વમાં કીર્તિ વિલાસ; માટે સુત કહે મુનીરાય, કરવી શીવની સેવા સદાય ૨૧ જેણે કરીને સંકટ વામે, અંતકાળે પરમપદ પામે; હવે શીવનું બીજુ ચરિત્ર, કહું વિસ્તારીને મારા મિત્ર. ૨૨

વલણ. એ રીતે અર્જુનતણી ભકિત વખાણી શારરે; દુર્ગો કહે હાવે કરે, નૃશિંહનો વિસ્તારરેરેરેરે. ૨૩

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે જ્ઞાન સંહિતાયાં,
અંર્જુન વર પ્રાપ્તો નામ સપ્તાશીતિતમોઽધ્યાયઃ ૮૭

અધ્યાય ૮૮ મો નૃસિંહ ચરિત્ર.

રાગ લાવણી. એક વખત કૃતજુગમાં પ્રગટયો હરિ ણ્યકસ્યપુ બહુ પાપી. તેને સુત પ્રહલાદ થયો તે, ભકત હ રીનો પરતાપી. ૧ હિરણ્યકસ્પુ એતો કહાવે, વેરવી વિ- ષ્ણુનો ભારી, તે માટે નથિ જપવા દેતો; નામ તેહનું સુખ કારી. ૨ યજ્ઞ યાગ કે જપ તપ સાધન; તેતો કોઈથી નવથાયે, દઇત્ય ત્રાશથી આખી દુનિયાં, અંતરમાં બહુ મુઝાયે. ૩ એવામાં પ્રહલાદ પુત્ર તો પાંચ વર્ણનો ત્યાંજ થયો; એટલે તાત તણિ આજ્ઞાથી, નિશાળે ભણુવાને ગયો. ૪ તે કાળે ત્યાં મહેતાજીએ, પ્રીતિ અંતરમાં આણિ; આસુરી વિદ્યાનો ઉપદેશ, કીધો નૃપ આજ્ઞા જાણિ. ૫ તેને સાંભળી બાળક બાલ્યો, મુખથિ નારાયણ એવું; ગુરૂનું વાકયગ્રહણ નવ કીધું; વિષ્ણુ નામ લીધું તેવું ૬ તે કાળે મહેતાજીએ ત્યાં, ત્રાસ

બતાવ્યો છે ત્યાંહી; તોપણ નામ પ્રભુનું જપતો, બાળકે એ શાળામાંહી. ૭ વળતી ખાવા માટે છોડયો, બાળકને ગુરૂએ જ્યારે; ત્યારે; પાટી લેઈને આવ્યો, હરી ભજતો તેણિવારે. ૮ એવું દેખી હિરણ્યાકસ્યપ. ઉદવેગમાં પોતે પેઠો, વળતી સુતને કહેવા લાગ્યો, ખોળામાં લેઇને બેઠો. ત્યાર પછીથી પુછવા લાગ્યો, પ્રીતિ અંતરમાં આણિ; અરે પુત્ર શું શીખ્યો આજે તે તો કહે સાચી વાણી. ૧૦ એવું સાંભળી બાળક બોલ્યો, મુખ થકી શ્રી હરી હરી; નમસ્કાર નારાયણને છે, એમ ઉચાર્યું ત્યાં ફરી. ૧૧ તે કાળે હડસેલો મારી, બાળકને હેઠો પાડયો; વળી દશ બારેક લાતો મારી મુષ્ટિથી ઝાઝો તાડયો. ૧૨ તે પુંઠે ત્યાં મહેતાજીને; બોલાવી ઠપકો દીધો; અરે દુષ્ટ તેં મુજ બાળકને, ભ્રષ્ટ બરોબર કયમ કીધો. ૧૩ મુજ શતરૂનું નામ વદે છે, વાત બાંધિ પડતી મેહેલી; આતે શું થાવા બેઠું છે, બુદ્ધિ થઈ એની ઘેલી. ૧૪ એવું સાંભળી મેહેતો બોલ્યો, શ્રવણ કરો અરજી મારી; પુત્ર તમારે શાળા આખી, સમજાવી ને ભ્રષ્ટ કરી. ૧૫ એબોલે છે એવુ સર્વે બાળકને તો શિખવાડયું એક દિવસમાં આપણી સર્વે, વીદ્યા કેરૂં મુળ કાઢયું. ૧૬ એવું સાંભળી અસુર પતીને, પ્રગટી મન ચિંતા મોટી; તેથી સૌ રાક્ષસને તેડી, આજ્ઞા તો આપી ખોટિ, ૧૭ અહો મિત્ર આ બાળકને લેઇ, દરિયામાં નીશ્ચે નાંખો; વળી તરવારે અંગ વિદારો, ક્યાહિંયમાં નવ રાખો. ૧૮ એવું સાંભળી સર્વે રાક્ષસ, બાળકને લેઇને

ચાલ્યા; શૈલ ઉપરથી પડતો નાંખ્યો તે પુંઠે મનમાં માલ્યો ૧૯ તોપણુ એને કંઇ નવ વાગ્યું, સાચ પ્રભુએ ત્યાં કીધી વજા સરખું અંગ બનાવ્યું, હિમ્મત હૈયામાં દ્દીધિ. ૨૦ કોટીક આયુધ રાક્ષશા મારે, તોપણુ આંચ નહિ એને; ઇશ્વર અનુકુળ હોયે જેને, શતરૂ શું કરશે તેને. ૨૧ તે કાળે ત્યાં રાક્ષસ લોકે, સુત લાવી પાછો આપ્યો; એવું દેખી અસુર પાતને, ત્રાસ હ્રદયમાં ત્યાં વ્યાપ્યો. ૨૨ ફરીભણુવા નિશાળે મુકયો, ગુરૂને કહે તમે સમજાવો; જેતે રિતે મુજ શતરૂનું નામ મુખેથી છોડાવો, ૨૩ એવું સાંભળિ મેહેતાજીએ, બોધ કર્યો ઝાઝો ત્યાંહી; તોપણુ બાળકના મન ભુલ્યો વિષ્ણુનું ભણુવામાંહી. ૨૪ તે પુંઠે પ્રલ્હાદે આપ્યું, જ્ઞાન ગુરૂને તે વારે; તેણુ કરિને શાન્તિપામ્યા, શંડામૂંક તેણુ ઠારે. ૨૫ વળતી ગુરૂતો નૃપને કહે છે, થાકયો સૌ ઉપાયકરી; તો પણુ તમ બાળકની બુદ્ધિ, લેશ માત્રાતોનવ ફરિ. ૨૬ એવું કહીને મેહેતાજી તો, પોતાને મુકામે ગયો ત્યારે અસુરા ધિપના મનમાં, અતી દારૂણુ ઉદવેગ થયો. ૨૭ વળતી સુતને બોલાવી કહે, વીશ્વ તણો હું છું સ્વામી; તે માટે મારી ભકતીકર, જ્ઞાન હ્રદયમાંહી પામી. ૨૮ એવું સાંભળી બાળક બોલ્યા, વીશ્વપતી સથળે રહે છે; તમે તો અહીંના રાજા છો, તેતો સર્વે દેખે છે. ૨૯ તે કાળે હીરણ્યાકશ્યપે, સ્તંભ તપાવ્યો લોહ તણો; વળતી કહે છે બાઝ હવે તું, સ્વામી હશે માંહી વીશ્વ તણો. ૩૦ એવું સાંભળી બાળક

આવ્યો સ્તંભ સમીપ, છાતી કાઢી; એટલે પ્રભુએ તપ્તથાંભલે, હાર કીડીની દેખાડી. ૩૧ તેથી એ બાળકના મનમાં, હીંમતતો ઉપજી ભારી; ત્યારે પોહોળા હાથ કરીને, ગયો બાઝવા ભય હારી. ૩૨ નામ પ્રભુનું સ્મરણ કરીને, જાય વળગવા ત્યાં જેવે; એવામાં એ સ્તંભ ફાટીયો શબ્દ થયો દારૂણ તેણે. ૩૩ તેમાંથી નારાયણ પ્રગટયા રૂપ નૃસીંહનું ત્યાંય ધર્યું; અરધું વપુ માણસના જેવું, અરધુ કેસરી જેવું કર્યું. ૩૪ ગડગડ હડહડ નાદ નીકળે, વદન થકી તેણી વારે; તેણે કરીને વીશ્વ ખર્ભળ્યું, દીગ્ગજ પણુ ડોલ્યા ત્યારે ૩૫ વળી આસુરી કેરા ગર્ભો, તે પણ ત્યાં તુટી પડીયા; કેટલાક દઈત્યો ધ્રુજી ઊઠયા, ત્રાસ થકી તે લડથડીયા, ૩૬ તે કાળે પ્રલ્હાદ પુત્ર પણ સ્તબ્ધ થયો જે બહુ ત્યાંહી; રૂપ ભયાનક હરીનું જોઈને, ભજન કરે અંતરમાંહી. ૩૭ તે કાળે ત્યાં નર હરી કોપ્યા, તલેપ મારી બહુ જોર કરી; પાપીને પકડયો બે હાથે, યુદ્ધ કર્યું અતીહામ ધરી. ૩૮ એવામાં ત્યાં સુર્ય આથમ્યો, સાંઝપડી જેણેવારે; એટલે ખોળામાંહી લીધો, પાપીને પોતે ત્યારે. ૩૯ વળતી બેઉ નખ વળગાડીને હૃદય અંગચીરી નાંખ્યું, ૪૦ એવી રીતે હીરણ્યાંકસ્યપ, શ્રી હરીયે માર્યો જ્યારે; તેથી જય જય શબ્દ થયો ત્યાં, સુર હરખ્યા તેણીવારે. ૪૧ તો પણ નર હરીશા શાન્ત થયા નહી ઘોંકારા મુખથી કરતા; જાણે વીશ્વ બધું ખાઈ જાશે, પ્રલય સમોવડ આચરતા, ૪૨ એવું

દેખી સૌ દેવોએ મનસુબો કીધોત્યાંહી; શંકર પાસે આવી પહોચ્યા, શત્વ રહેલા માંહી. ૪૩ ત્યાં આવિને શીવને નમીયા, સ્તવન કર્યું મુખથી શારૂં; એટલે શંકર કેહેવા લાગ્યા,શરવેનેભાષણુચ્યારૂં. ૪૪ અહોદેવ કેમ થરથર ધ્રુજો શંકટ શુંઆવ્યુંભાઇ; તે શઘળું વિસ્તારિ કોહોને,હિંમતઅંતરમાં લોઇ. ૪૫ એવું શાંભળી દેવ બોલિયા, કરજોડિ શામું ભાળે;અહોનાથનથી ક્રોધઉતરતો,નૃશિંહતણોઆણે કાળે૪૬ હિરણ્યકશ્યપ રાક્ષસ હણિયો, ભક્તને લીધો ઉગારી; તોપણ નેત્ર ભયંકર ભાસે, ઘુઘવાટો કરતા ભારી. ૪૭ એવું દેખી સૌ દેવોએ, પાસે જઇ શકાય નહી; વિશ્વ સકળનો અંત આવશે, વિશ્નુ કોપ્યાથીજ સહી. ૪૮ તે માટે ત્યાં આવી સ્વામી, ક્રોધએમનોઉતારો, જેતે રીત કિંકર જાણી. અમને તો પ્રભુ ઉગારો. ૪૯ એવું સાંભળી સૌ દેવોને, ધૈર્ય અતિ પોતે દીધું તે પુંઠેત્યાં ત્રીલોચને, રૂપશર્ભનું તે લીધું ૫૦ શરભ જનાવર દેખી દૃષ્ટે કેસરી ગ્લાની પામે; તે માટે ત્યાં શરભ બનીને, શીવ.ચાલ્યા નરહરી સામે, ૫૧ તે પુંઠે ત્રિદશાની ટોળી, આગે તો શંકર સ્વામી; એવી રીતે આવી પહોંચ્યા, જ્યાં ઉભા અંતરજામી, પરશરભ સ્વરૂપે શીવને દીઠા, નરહરીએ જેણી વારે; એટલે સામા આવી નમીયા, ક્રોધ સમ્યો સઘળો ત્યારે. ૫૩ સામાસામી વંદન કીધું સ્તવન કર્યું અતિ ઉલ્લાસે તે પુંઠે પ્રલ્હાદ ભકતને, બોલાવ્યો પોતા પાસે. ૫૪ શીવં વિષ્ણુએ કરૂણા આણી,

કર મુકયો એને માથે; વળી ઝાઝાં વરદાન આપીયાં, બેઉ જાણુ એને સાથે. ૫૫ વળતી સૌ અંતર ધ્યાન પામ્યા, પોતપોતાને સ્થાન ગયા; કહે દુર્ગા પ્રહ્લાદ ભકત તો, શોણિતપુરની માંહ્ય રહ્યા. ૫૬ વલણ. એ રિતે હરિભકતના, પોહોચ્યા મનના કોડરે; કહે દુર્ગાશંકર કવિ, બોલો શ્રી રણછોડરે. ૫૭.

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
નૃસિંહ ચરિત્ર વર્ણનો નામ અષ્ટાશીતિતમોઽધ્યાયઃ ૮૮

અધ્યાય૮૯ મો. પાર્થિવ પુજા.

રાગ સામેરી સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો મુની આવાર; વિસ્તારી સંભળાવું હાવે, પાર્થિવ પુજન સાર. ૧ પાર્થિવ પુજન કરનારા જે, પ્રાણિ સુંદરહોય તેને પાછલી ખટઘડી રાતે, ઉઠવું વેહેલું શોય. ૨ તે પુઠે ગુરૂ સ્મરણ કરિને, મળ ત્યાગાદિ જેહ, ક્રિયાઓ કરવીશુભરિતે તેમાં નહિ સંદેહ. ૩ તે પછિ ત્યાં સ્નાન કરિને, દ્વાદશ ઠામે સાર; તિલક તો કરવાં પ્રાણિને, રાખી શુદ્ધ વિચાર. ૪ વળતી પ્રાણ પ્રતિષ્ઠાને વળિ ભુત શુદ્ધિ તો જેહ; તે પણ ત્યાં કરવી વિચારિ, શાસ્ત્ર વિધિથિ એહ. ૫ ત્યાર પછિથિ પિત્રિ તર્પણ, કરવું ત્યાં નિરધાર; તે કલિ, વળિ અર્ઘ આપવો, તરણિને તો સાર. ૬ તે પુંઠે ગણપતિને વિશ્નું તેનું તો પુજન; વિધિ પ્રમાણે કરવું ભાઈ, થઈને ખુબપ્રસન, ૭ વળતિ પાર્થિવ પુજન કેરો; કરવો આરંભ ત્યાંય, તે કાળે ત્રીશુલ ધારિને રાખવા ધ્યાનની માંહ્ય. ૮ પાર્થિવ કરવા

તેની મધ્યે, માટી જોઇએ જેહ; તેતાશુદ્ધ જગાથી આણવી તેમાં નહીં સંદેહ. ૯ કૃષ્ણ પક્ષની ચતુરશીને, દિવસે લાવ વી સાર; તે કાલે ત્યાં અષ્ટ મુર્તએ, મંત્ર કહેવો નિરધાર ૧૦ તે પુંઠે સંકલ્પ કરીને, કરવા સઘળા ન્યાસ; તવી રીતે ધ્યાનજ ધરવું આણીને ઉલ્લાસ. ૧૧ તે પુંઠે મૃતિકામાં હી રેડવું જળ તે ઠાર; તેનો ગોળ બનાવી કરવું લિંગ વળિ નિરધાર. ૧૨ મહેશ્વરરાય નમસ્કરોમિ એવો બોલી મંત્ર;શંકર કેરૂં બાણુજ ઘડવું, શ્રદ્ધાથિ સ્વતંત્ર. ૧૩ શુળ પાણયે નમસ્કોમીએ મંત્રે કરી એમ. પ્રતિષ્ઠા શંભુનુ કરવિ, કુશળ તાથી તેમ. ૧૪ એ રીતે આવાહન કરીને; અક્ષત આદી જેહ; ચઢાવવા ઉપચાર અનોપમ, તેમાં નહીં સંદેહ ૧૫ એવી રીતે દશાંશ હોમને, બ્રાહ્મણ ભોજન શાર; તેણે પણ કરવાં તે કાલે, પ્રીતિથી નિરધાર. ૧૬ એવી રાતે ગુરૂ પાશે થી પામેલો જે મંત્ર તેતો મન ઈચ્છિત શંભારી, જપવો ત્યાં સ્વતંત્ર. ૧૭ તે પુંઠે ત્યાં મંત્ર જપ્યાનું.દશાંશ તર્પણ જેહ; તેની શાથે માર્જન કરવું, તેમાં નહિ, શંદેહ. ૧૮ એ પ્રમાણે અષ્ટ મુતિયો, શંકરની નીરધાર; તેની પણ ત્યાં પુજા કરવી, શાખી સુદ્ધ વીચાર,. ૧૮ વળતી નીજ અપરાધ ક્ષમાને; અર્થે તો વળી ત્યાંય; પુષ્પાંજલી કરવિ પ્રતિથિ મંત્ર ભણિ મુખમાંય. ૧૯ તે પુંઠે વિશાર્જન કરવું આણીને ઉલ્લાશ; શંકલ્પ કરવો તે કાળે, નિશ્ચય એહ પ્રકાશ. ૨૦ ત્યાર પછીાથ બુદ્ધિમાને, ઉઠવું ત્યાંથી શાર, વળિ વ્યવહા

રિક કામજ, બીજું તો નિરધાર. ૨૧ આવિ રિતે પાર્થિવ પુજન કરશે જે કોઈ જન તેનિ ઇચ્છા પુરિયાશે શીવ થશે પ્રશાન. ૨૨ બ્રાહ્મણુવિનાઅન્ય વર્ણ તો ઈચ્છે પુજનએહતેતો વિપ્રનિ પાશે કરાવે, તેમાં નહિ શંદેહ. ૨૫ તેવિ રિતે વાપ્રે કરેલી, પુજાનું શ્રેય શાર; તેતો લેવુ પ્રશાન કરીને, બ્રાહ્મણને નીરધાર. ૨૫ તેથી તે યજમાન તેણી તોં ઇચ્છા પુર થાય; પુત્રાદીક શંપતી પામે, શીવ ભકતી શદાય. ૨૬ મુકતી અર્થે ખટ મહીના, જો કરે શીવનું સેવન તો તો જીવન મુક્ત થશે, એ જ્ઞાન વધેબળવન.૨૭શ્રાપ દેવોનેઅનુગ્રહ કરવો, તેપણ શત્તાશાર; ખટ મહીનાસેવનથી આવે;તે માંફેરનફાર.૨૮મોટામોટામુનીયોતેપણ, કરીપ્રાર્થીવ પુજન; દીર્ઘાયુનેજ્ઞાન પામીયા, વચન સીદ્ધી બળવાન. ૨૯સુતકહે શંપુરણ કીધો, પાર્થીવનો મહીમાંય; તેને જે કોઇ શ્રવણકરે છે, તે નર મોક્ષે જાય. ૩૦

વલણ. એ રીતે સુતે કહયો, પાર્થીવનો મહીમાયરે; દુર્ગો કહે તેને સુણે, તે નર મોક્ષે જાયરેરેરે. ૩૧

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન શંહિતાયાં, પાર્થિવ પૂજન વર્ણનો નામ નેવ્યાશીમીતમોઽધ્યાયઃ ૮૯

### અધ્યાય ૯૦ મો—શિવરાત્રિ નિરૂપણ.

રાગ મારૂ. સુણીસુતની સુંદર વાણી, બોલ્યા શૌનકાદી પ્રેમ આણી; અહો પુરાણી સાંભળોવાત, મટાડોએક શંકા સાક્ષાત. ૧ કીયા વ્રતે કરી મહાદેવ, રહે પ્રસન તો સદા એવ;તેને વીસ્તારી કહો મહારાજ, જેથી આનંદ ઉપજે

આજ. ૨ એવાં વિપ્રનાં સુણી વચન, બોલ્યા સુત થઈને પ્રસન; અહો વિપ્ર સુણો આણિવાર, કહું ઉત્તમ વૃત વિચાર ૩ પુર્વે શંભુને વિષ્નુએ એહ, પ્રશ્ન પુછયુંહતુ આણિ સ્નેહ, તેમાં શંકરે કહી જે વાત; તેતો વિસ્તારિ કહું સાક્ષાત. ૪ મુકિત પામવા કેરાજ શાર; ચાર રસ્તા કહ્યા નિરધાર; તેને સાંભળો આણિ ઉમંગ, જેથી પવિત્ર થાયજ અંગ ૫ પેહેલું પુજન તો નિરધાર, બીજો રૂદ્રાધ્યાય જપ સાર; ત્રીજો ત્રીદીનનો ઉપવાસ, ચોથું કાશીમાં મૃત્યુ પ્રકાશ. ૬ ત્રણુદીન ઉપવાશના જેહ, કહું વિસ્તારિને હવે તેહ; શુકલપક્ષની ચઉદશ સાર, અષ્ટમીને વળી શોમવાર. ૭ એહ ત્રણુની માંહિ નિદાન, શિવરાત્રિ શદા બળવાન; ભક્તિમુક્તિ માટે વૃત્ત એહ, નથિ તેમાં જરાય સંદેહ. ૮ એવી સુતની સાંભળી વાણિ બોલ્યા બ્રાહ્મણ તો પ્રેમ આણિ અહો સુત તમે આણિવાર, કહો શિવરાત્રિ કેરો પ્રકાર. ૯ ત્યારે અત્યંત થઈ પ્રસન, બોલ્યા સુતપુરાણિ પાવન; અહો વિપ્ર સુણો ઈતિ-સ, શિવરાત્રિજ કેરો પ્રકાશ ૧૦ દેવ મનુષ્યને નરનાર, યક્ષ ગાંધર્વાદિ નિરધાર; કરે સઉને એ વૃત્ત પાવન, છુટે સંસાર કેરૂં બંધન. ૧૧ માઘ માશની અંધારિ જેહ, હોય ચતુર્દશિ નિરધાર; તેને માનવી વૃત્તની માંય, કરવો ઉપવાસ તે દીને ત્યાંય ૧૩ તિર્થમાં જઈ કરવું સ્નાન, અર્ધ આપવો ત્યાંતો નિદાન, તિર્થ ન મળે જો કોઇ ઠાર; તોતો ટાઢે જળે ન્હાવું સાર. ૧૪ પછી પોતાતણું નિત્ય કર્મ, કરવું આદર આણિ

ને પર્મ; તેની પુંઠે જે સ્થાપિત બાણુ, તેને પુજવું જઇ નિર બાણુ. ૧૫ એમ રાત્રી પડે જેહ વારે, લેવો પુજાનો ઉપચાર ત્યારે; વળતિ જાવું શિવાલયમાંય,બેસવું બાણુપાસેજ ત્યાંય, ૧૬ કરવી પોહોરે પોહોરે પુજા સાર, રાખી દિલમાં શુદ્ધ વિચાર; કહું તેહ તણો ઇતિહાસ, સુણો એહને આણિ ઉલ્લાસ. ૧૭ પ્રથમ પહોર વિષે મુનિરાય પાંચ દ્રવ્યથી કરવિ પુજાય; તેની પુંઠે કરવિ જળધાર, બીજા ચઢાવવા ઉપચાર. ૧૮ તોવ રિતે વારિ ધારા જેહ, ફરિ થકી કરવિ આણિ સ્નેહ; તેની પુંઠે બધા ઉપચાર, ફરિ ચઢાવવા નિરધાર. ૧૯ વળતી ગુરૂનો આપેલો મંત્ર, જપવો શ્રદ્ધા રાખીને સ્વતંત્ર; તેની પુંઠે તર્પણ કરવું સાર; મંત્રયુક્ત એ તો નીરધાર. ૨૦ કરવો સંકલ્પ તો તેણે કાળ,બ્રહ્મભોજન કેરો વિશાળ; છેવટ એક અતીથીનો સાર, કરવો સંકલ્પતો નીરધાર. ૨૧ એવી રિતે બીજે પહોરે સાર, કરવી પુજા ફાર નીરધાર; પહેલા પહોર તણું જે પુજન, કરવું તેહ તણું વિસરજન. ૨૨ બીજા પહોરના પુજનમાંય, જપ બીલી ચઢાવવાં ત્યાંય; ચંદન અક્ષતાદી ઉપચોર, તે પણ ચઢાવવા તેણે ઠાર. ૨૩ સપ્ત ધાન્ય છે પવિત્ર છે જેહ, તે પણ ચઢાવવાં આણી સ્નેહ; પછી પુષ્પો તો સુગંધીદાર, સર્વે ચઢાવવાં નીરધાર.૨૪તેણે સમે લાડુ તણું ત્યાંય, કરવું નૈવેદ્ય આનંદમાંય; વળીદુધપાકનું તે વેળાય, શ્રેષ્ઠ નૈવેદ્ય તે તો ધરાય. ૨૫ તેની પુંઠેધરવોમુખવાસ, દેવી દક્ષણા દ્રવ્ય પ્રકાશ; રૂદ્રાધ્યાય તણો જપ સાર, કરવો

તે પણ ત્યાં નિરધાર. ૨૬ તે ના આવડે જો વળી તંત્ર, તોતો ભણવો પંચાક્ષરિ મત્ર; પહેલા પહોરથી બમણો શાર, બ્રાહ્મણ ભોજનકેરો પ્રકાર. ૨૭ કરવોસંકલ્પતેહનો ત્યાંય, રાખી વિશ્વાશ દિલની માંય; તેમ ત્રિજે પહોરે દ્વિજબાળ, કરવું વિશરજન તતકાળ. ૨૮ પછિ પુજન કરવું શાર, કહું તેહ તણો તો પ્રકાર, ઉઊં ચોખા અને અર્ક પુલ, વળિ ઉપચાર બિજા અમુલ્ય. ૨૯ તેણે કરીને પુજવા નાથ, ધુપદિપાદિ ધરવાંશાક્ષાત; તેણે સમે બળી નિરધાર, ધરવું માલપુડાતણું શાર. ૩૦ શાક કર્યાં હોયે વળિ જેહ, ધરવાં તે પણ આણીને સ્નેહ; પછી આરતિ આદિ પ્રકાર, કરવો શમસ્ત તો તેણે ઠાર. ૩૧ તેવું ત્રિઘણું મંત્ર સ્તવન, કરવું શિવને કરવા પ્રશન;ત્રણ વિપ્ર જમાડવા શાર; તેનો શંકલ્પ કરવો તે ઠાર. ૩૨ તેવી રિતે ચોથે પહોરે ત્યાય, કરવું વિસર્જન ક્ષણમાંય વળતી પંચદ્રંવ્ય કહાવે જેહ, તેનો ચઢાવવાં આણિને સ્નેહ. ૩૩ તેની પુંઠે કરવી જળધાર, સ્તોત્રભણતાજવો તેણે ઠાર; વળતી ધાન્ય કહ્યાં જે સાત, તે પણચઢાવવા ત્યાં સાક્ષાત. ૩૪તેમ ચંદન આદિ તો જેહ, ચઢાવવાં આણિ અતિ સ્નેહ, શંખી પુષ્પે ચંપા પુષ્પેસાર, વળિ પુજવા પ્રભુ તે ઠાર. ૩૫ શિવરાત્રિના વૃત્તમાં શાર, ચંપક પુષ્પતણો અધીકાર; આડે દહાડે ન ચઢેજ એહ, શ્રાપ કારણથી વળિ તેહ. ૩૬ તેની પુઠે બધા પચાર, ચઢાવવા વળિ તેણે ઠાર, કરવો ચોગણેજપ તે ઠામ; રાખી અંતરમાં અતિ આમ. ૩૭ચાર બ્રાહ્મણ ભોજન કેરો, કર

વો શંકલ્પ ત્યાં તો થણેરો; ચાર પહોર વિશે નિરધાર. અર્ઘ
જુદાજુદા દેવાશાર. ૩૮ તેનાં વિસ્તારિને કહુંનામ, સુણો શ્રો
તા તમે આણે ઠામ, પહેલે પહોરેબિલ્લાતણો શાર; બિજેબિ
જોરાનોનિરધાર. ૩૯ ત્રિજેપહોરે દાડમનોકહાવે, ચોથે કેળા
તણે દરશાવે; એવિ રિતે સુર્યોદયે શાર,ફરિ પુજાકરવિ નિર
ધાર. ૪૦ તેણે શમે વિવિધ ભોજન, ધરવાંશિવને થાવાપ્રસ
ન; વળતિઆરતિઆદિપ્રકાર, કરવા તેપણુ સોનિરધાર. ૪૧
પછી મળે તેવું તણે સ્થાન, દેવુંસુપાત્ર વિપ્રનેદાન; તેની પુંઠે
શક્તિ તુલ્ય શાર, વિપ્રજમાડવાતેણે ઠાર. ૪૨ દેવિ દક્ષિણા
આણિનેસ્નેહ,વેદશાસ્ત્રનોન્યાયછે એહ; પછિ વિશર્જન કરિ
શાર જમવું પોતે વળિ નિરધાર. ૪૩ આવિ રિતે કરે વૃતજે
હ, શીવ સ્વરૂપીજાણવો તેહ,તેનેસિદ્ધિઓ ફળેતમામ, મલે
મોક્ષ અંતે અભિરામ. ૪૪ હોય ગરિબ જે પ્રાણિ શાર, કરે
એકલી તે જળધાર; તોય તેહનું થાશે કલ્યાણ, શિવ રાજી
રહે નિરવાણ. ૪૫ નથીપુજનનોઅધીકાર,તેનેનામનો કરવો
ઉચ્ચાર; કરવું જાગરણ તો રૂડી પેર, સુણવી શિવકથા ખુ-
શીભેર ૪૬ અજાણે પણ આ વૃત થાય,થાયપ્રશન તો શિવ
રાય; તોતો જાણી જોઈકરે જેહ, ધન્યધન્યપ્રાણિ વળી એહ.
૪૭ વલણ. શીવરાત્રીમાં શીવના, પુજનનો વિધિજેહરે; દુ
ર્ગા કહે સુતે કહ્યો, વીપ્રને આણી સ્નેહરેરેરે. ૪૮

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં,
શીવરાત્રિ નિરુપણો નામ નવતીતમોધ્યાય. ૯૦

અધ્યાય ૬૧ મો. શિવરાત્રિ સબંધે ભિલની કથા.

રાગ સામેરી. શીવપુજન સાંભળીને બોલ્યા શૌનક તેણે ઠાર; અહો સુત એક સંશય છેહો, આ વખતે નિરધાર. ૧ વૃત જાણ્યા કોણે કીધું વૃતમાં શીવ પુજન; વળી તેને મળીયું શું તેથી, પદ ઉત્તમ પાવન. ૨ તે સઘળું વિસ્તારી કહોને, આ વખતે નિરધાર. ૩ એવું સાંભળી સુત બોલિયા, રાજી થઈ તે ઠામ, વળતી એમ કહેવા લાગ્યા, વૃત મહિમા અભિરામ. ૪ પુર્વે કંટક વનની માંહી ભીલ હતો વળી એક; હતું રૂરૂદરૂ નામ તેહનું, પાપી એતો છેક. ૫ જાતે પણ ભયંકર દીસે, દષ્ટિ ત્યમ વિક્રાળ; પ્રેત સરિખો કહાવે નિશ્ચે, પસુ પક્ષીનો કાળ. ૬ માતપિતાને આત્મજ બાંધવ કુટુંબ બીજું જેહ; તે સઘળાંએ અનુકુળ છે, તેમાં નહિ સંદેહ. ૭ એવામાં શીવરાત્રી આવી, વૃત મોટુ વિશાળ; તેને નવ જાણ્યું એ દુષ્ટે, સાંભળોને મુનિબાળ. ૮ તે દિવસે એ ભીલ તણાં જે, માતપિતા તો સાર; તેતો બેઉ કહેવા લાગ્યાં, વિનય થકી તે ઠાર. ૯ અહો પુત્ર ભુખ લાગી ઝાઝી અમને આણે કાળે, તે માટે મ્રગને મારીને; લાવો મારા બાળ. ૧૦ એવું સાંભળી રૂદ્રૂતો, ચાલ્યો ત્યાંથી સાર; ધનુષ્ય બાણ લેઇને નીકળીયો ભીલ તણો કુમાર. ૧૧ તેતો વનની માંહી આવ્યો, ત્વરા થકી રાજન, વળતી આજુ બાજુ ખોળે મૃગને તો બળવાન. ૧૨ એમ કરતાં આદિત્યે આથમ્યો, નિશા પડી તે ઠાર; તો પણ કોઈ મ્રગલું નવદીઠું

હરી ઇચ્છાથી સાર. ૧૩ ત્યારે ચિંતા કરવા લાગ્યો, રૂરૂદરૂ તે ઠામ; અરે પ્રભુ શું ખાશે મારાં, માતાપિતા અભિરામ. ૧૪ તેવી રીતે સ્ત્રી બાળક પણ, કર્કળશે આ વાર; તે માટે ઉપાય કરૂં શો, આ વખતે નિરધાર. ૧૫ એમ વિચારી જ-ળનું સ્થાનક, સરોવર કહાવે જેહ; તેને કાંઠે આવી બેઠા લમણે કરદઈ એહ. ૧૬ ત્યાર પછી વિચાર્યું મનમાં, પાપી એ તે ઠાર; આ ઠેકાણે જળ પીવા કોઇ, પસુ આવશે નિર-ધાર. ૧૭ એમ વિચારી બીલી કેરૂં, વૃક્ષ હતું વળી ત્યાંય, તે ઉપર ચડિયો ઝટ લેઈ, બેઠો ગાળા માંય. ૧૮ પાણી કેરૂં પાત્ર ભરેલુ, તે પણ રાખ્યું પાસ; વળતી મ્રગની વાટ જોતો, આણીને ઉલ્લાસ. ૧૯ આખા દિનમાં કાંઈ નવ મળિયું ખાત્રાનું અભિરામ; તેણે કરી ઉપવાસ થયો છે, વૃતમાંહિ તે ઠામ. ૨૦ એવામાં એકપોહોરવિતતાં, રાત્રીતો મુનિરાય; મરગ પત્નિ એક આવિ પોહોચિ, વારી સુભધિવાય. ૨૧ તેને દેખિ પેલા ભીલે, તર્ત ચઢાવ્યુ બાણ; એટલે જળનું પાત્ર હાલિયુ, તે કાળે નિરવાણ, ૨૨ તેવી રિતે વૃક્ષ તણું જે, ડાળ કહાવે જેહ; તે પણ ત્યાં હાલ્યું સત્વરથી, તેમાં નહિ સદેહ. ૨૩ તેણે કરીને જળનું ટીપું, બીલીપત્ર બેચાર; નીચે શીવના ઉપર પડિયાં, ક્ષણું નવ લાગી વાર. ૨૪ તેથિ પે-હેલા પોહોર તણું ત્યાં, શંકરનું પુજન; અજાણે થયું ઢી-મ્મરથી, દૈવગતિ બળવાન. ૨૫ તેણે કરિને એહ ભીલનાં, કેટલાં એક તો પાપ, બળીને ભસ્મિ ભુત થયાં, ત્યાં, સુદ્ધ

થયું વળી આપ. ૨૬ એવામાં પેલિ હરણીએ, ચાપ તણો ગડગડાટ; શ્રવણે સુણીને કહેવા લાગી, ભિલને માટે માપ ૨૭ અરે વ્યાધ તું શું ઇચ્છે છે, તેતો કહેને સત્ય; ધનુષપર કેમ બાણ ચડાવ્યું, શી સુઝી છે મત્ય. ૨૮ એવું સાંભળી ભિલ બોલીયો, સાંભળ અગલિ વાણ; કુટુંબ બધું ભુખ્યું છે મારૂં, સવારનું નિરવાણ. ૨૯ તે માટે તુજને હણવાનો, અંતરમાં વિચાર; તે માટે આ બાણ ચડાવ્યુ, નિશ્ચે આણી વાર.૩૦ એવું સાંભળી હરણી બોલિ, ધન્ય ધન્ય તને વ્યાધ; માત પીતાના પોષણ માટે, તત્પર છું તું સાધ. ૩૧ વળી મારા દેહે કરી થાશે, પોષણ સૌનું આજ;તેથી હું પણ ધન્ય માનુંછું, થશે પરમારથ કાજ. ૩૨ પણ એક મારા અંતર માંહે, ચિંતાછે વીશાલ; કારણ કે બચ્ચાં તો મારાં, પડીયાં અંતરીયાલ ૩૩ તેને મારી બેનને સોપી, આવીશ આણે ઠામ; વલી મારા સ્વામીને કહુ, વાતજ આ અભીરામ.૩૪ એવું સાંભળી વ્યાધ બોલીયો, સાંભળ અગલી વાત; સંકટ આવે સૌ બોલેછે, જુઠું તો શાક્ષાત. ૩૫ તે માટે તુજને નહી છોડું, થનાર હોય તે થાય; આ અવશર ચુકયાથી, મોટી હાની તો પમાય. ૩૬ તે કારે મરગપત્ની બોલી, સાંભળ વ્યાધ વચન; પ્રતીજ્ઞા કરૂં તુજ આગે તેતો બહુ બલવાન. ૩૭ વેદ વિક્રયી, બ્રાહ્મણ સંધ્યાહીન; તેને શીર જે પાપજ બેસે, ભાગ્ય થકી વલી ભીન.૩૮ તેટલું પ્રાયશ્ચિત મારે માથે જો નવ આવું આજ, તે માટે જોવાદો મુજને સુધરે સઘળું કાજ, ૩૯

કૃતઘની માણુસને બેસે, જેટલું માથે પાપ, તેટલું પાપજ મારે માથે,જો નવ આવું આપ૪૦ગુરૂઆજ્ઞાછેદન કરશે, ગુરૂ ને ભાંડે ગાળ;તેટલું પ્રાયશ્ચિત મારે શીર, જો આવું નહી આ કાળ.૪૧એવીસત્યપ્રતીજ્ઞા સુણીને, વ્યાધ તણા દીલ-માંય;શીવ પુજનથી દયા ઉપજી, સત્વર તે વળી ત્યાંય૪૨ એટલે એતો કહેવા લાગ્યો,હરણિને વચન; અરે પશુની જા તું વહેલી, સોંપણી કર બળવન. ૪૩ વળતી પાછી આવ આ ઠામે, વેગે તું અબળાય;જેણે કરીને કીધેલી તો, સત્ય પ્રતિજ્ઞા તો થાય. ૪૪ એવું ભીલનું વાકય સુણીને, મગલી તો વળિ એહ; આશ્રમ પ્રત્યે આવી પાછી, તેમાં નહિ સં દેહ. ૪૫ એવામાં તે મ્રગલિકેરો, સ્વામિ તો મ્રગ સાર, તે તો તતક્ષણ આવી પહોંચ્યો, નિશ્ચે તેણે ઠાર. ૪૬ તેને દેખી પેલે ભીલે તર્ત ચઢાવ્યુંબાણ, એટલેપાછું પત્રને પાણી, નિચે પડયું નિરવાણ. ૪૭ તેથી બીજા પહોરપતિ પણ, પુજા તો વળી જેહ; તેતો પશુપતીએ માની ત્યાં, તેમાં, નહી સં દેહ. ૪૮ તે કાળે ત્યાં ચાપ શબ્દને સાંભળીને નીરધાર; પેલો મ્રગ તો કહેવા વાગ્યો વ્યાધને તેણે ઠાર. ૪૯અહો વ્યાધ તેં શું ધારયું છે, અંતરમાંહી કામ; તે સઘળું વીસ્તારીક હેને, મુજને આણે ઠામ. ૫૦ એવુંસાંભળીપુર્વની પેઠે,પેલે ભીલે સાર; મરગને મોઢે ઉત્તર આપ્યો,નીશ્ચે તેણે ઠાર.૫૧ તેને સાંભળી મરગતો બોલ્યો,આણીનેત્રાસ; અરે અરેવ્યાધ બાળકછે. મારાં, અંતરીયાળ પ્રકાશ. પણ તેતો તેની માને

સોંપી; આવીશ આણે ઠાર, તેમાં નવ અંદેશો રાખો, નિ શ્ચે ભીલકુમાર. ૫૩ એવું સાંભળિવ્યાધ બોલિયો, સાંભળ પશુ મુજ વાણુ; તારી પેઠે મરગલી પણ ગઈ, આવું કહી નીરવાણ. ૫૪ તેતો હજી સુધી નવ આવી, ફરીથી આણે ઠામ; તે માટે તુજને નવ છોડું, આ વેળા અભીરામ. ૫૫ એવું સાંભળી મ્રગ તો બોલ્યો, સાંભળ ભીલ કુમાર; સત્ય વડે બ્રહ્માંડ રહ્યુ છે, સત્યે પ્રથ્વી શાર. ૫૬ તે માટે જો ના આવું હું,આઠેકાણેવીર; તો તો પ્રથ્વી ભંગ થયાનું પાપજ મારે શીર. ૫૭ વેદધર્મને નવ માનીને, કલ્પીતરસ્તે જાય; તેવી રીતે પરપત્ની શું રમવાને દીલ ચ્હાય.૫૮વીષ્નુ ભક્ત થઇ શીવને નીંદે, શૈવી હરીને સાર; માત પીતાનું શ્રાદ્ધ કરે નહી, પુત્ર પોતે નીરધાર. ૫૯ તે પાપે હું લેવાઉં જો ના આવું ભીલરાય; તો તું મુને નીશ્ચે જાણજે, સત્ય વચન ન હીં જાય. ૬૦ એવાં મરગનાં વાકય સુણીને ભીલે તો તે ઠા ર; જાવા ફેરી આજ્ઞા આપી, આશ્રમમાં નીરધાર. ૬૧ ત્યારે પેલો મ્રગ તો ચાલ્યો, પીને નિરમળ નીર; તે તો આશ્રમ માંહી આવ્યો, રાખીને અતી ધીર. ૬૨ તે કાળે એ મરગ લીઓને, મરગ પેલો નીરધાર, તે તો સર્વે એકઠાં થઈને, કીધો વાત વીચાર. ૬૩ તેમાં ભીલની પાશે જાવા, ત્રણે થયાં તઈયાર; સત્યને પાશે બંધાયાં છે, માટે વીપ્રકુમાર. ૬૪ તે કાળે મોટી મરગલી તો, કહેવા લાગી ત્યાંય; હું જાઉં છું એકલી સ્વામી, તમે રહો ઘરમાંય. ૬૫ કારણ કે આ નાનાં

બાળક, અનાથ જે કહેવાય; તે તો ટળવળી નાશ પામશે, નીશ્ચે આવેળાય. ૬૬ એવું સાંભળી એ મૃગ બોલ્યો, સાંભને તું નાર; જીવો કે મરો બાળકપણુ, હું તો જાઉશ ચાર. ૬૭ કારણ કે પ્રતિજ્ઞા તોડી, માયામાં લલચાય; તેતો કોટીક પુર્વજ સાથે, નિશ્ચે નરકે જાય. ૬૮ તે કાળે બેઉ મૃગલીએ કીધો મન વિચાર વિધવા થઈને જીવવું તેથી, મરવું શ્રેષ્ઠ અપાર. ૬૯ એમ વિચારી ટોળીમાંનાં, મૃગ પોતાનાં જેહ, તેને પેલાં બાળક સોંપ્યાં; તોડી મનથી સ્નેહ. ૭૦ વળતી એતો ત્રણે આવ્યાં, વ્યાઘની પાસે સાર; તેને દેખી બાળ ચઢાવ્યું, ભીલેતો નિરધાર, ૭૧ તે કાળે જળનું ટીપુંને, પત્ર બીલીનું જેહ; તેતો પડીયું શંકર ઉપર, તેમાં નહી સંદેહ. ૭૨ તેથી ત્રીજા પહોર તણી પણ; પુજા કહીએ સાર; તે તો શ્રી મહાદેવે માની, અંતરમાં નીરધાર. ૭૩ તે કાળે એભીલ તણું તો હતું જેટલું પાપ; તે તો સર્વે નાશ થયું ત્યાં શુદ્ધ બન્યું વળી આપ. ૭૪ એવામાં મૃગનાં બચ્ચાં પણ, મરવું ધારી મન; માત પીતાની પાસે આવ્યાં, સ્નેહ તણો બંધન. ૭૫ એ સરવે ને દેખીને ત્યાં, વ્યાઘે કર્યો વિચાર; ધન્ય ધન્ય આ પામર જીવને, પાળી પ્રતિજ્ઞા સાર. ૭૬ પરના સુખને માટે આપે, પોતા કેરો દેહ; તેમાં નથી ઉદ્વેગ જરાએ, આનંદી છે એહ. ૭૭ તો તો હું એમને મારીને, કર્મ કરીશ આ ઠાર; તે પ્રાશ્ચિત તો મુજને નડશે, ત્રપ્ત થશે પરિવાર. ૭૮ પુર્વે બહુ લોકોને માર્યા, કીધું અઘટીત

કામ; તેણે કરીને નર્ક ગતિને પામીશ હું અભીરામ ૭૯ એવું અંતરમાંહી પ્રગટયું, સુંદીર તો વળી જ્ઞાન; ધનુષ્ય ઉપરથી બાણ ઉતાર્યો, નિશ્ચે તેણે સ્નાન. વળતિ પેલા સર્વે મૃગને, જાવા કેરી સાર; આજ્ઞા તો આપી એ કાળે, જાવાની નીરધાર, ૮૧ મુખ થકી તે કહેવા લાગ્યો, ધન્ય ધન્ય પશુ જાત; તમારા સત્યેથી સીમા, આવખતે સાક્ષાત. ૮૨ કારણ કે નીજ પુત્ર પ્રિયાથી, વાલો અતિશે પ્રાણ; તેને આપવા માટે આવ્યાં, આ વખતે નિરવાણ. ૮૩ તે માટે તમને નહિ મારૂં, આ વખતે નિરધાર; તેવી રીતે અન્ય તણી પણ હિંસા નહિ કરૂં સાર. ૮૪ એવું સાંભળી આનંદ પામી મૃગલીને, મૃગ જેહ; પ્રજા તેડીને પાછાં આવ્યાં, આ શ્રમમાંહી એહ. ૮૫ એવામાં શંકર ત્યાં પ્રગટયા, મુળ સ્વરૂપે સાર; ભીલાત્મજને દર્શન દીધું, નિશ્ચે તેણે ઠાર, ૮૬ વળતી પેલા ભીલને કહે છે, શંકર તો સાક્ષાત તારાં કુળનો નૃપ તું થાજે, સત્ય કહું છું વાત. ૮૭ ગુહ રાજા એવું તો પડશે, આજ થકી તુજ નામ; વળી ત્રેતાયુગમાંહી મળશે તુજને તો શ્રી રામ. ૮૮ તેથી મારી ભક્તિ કરતાં, થાશે તુજ ઉદ્ધાર; એવી રીતે વર આપીને, ગયા ઉમા ભરથાર. ૮૯ ભીલાત્મજ પણ ચાલ્યો ત્યાંથી, આવ્યો પોતાને ઘેર ત્યારપછીથીરાજાબનિયો,નીપજી એવી પેર.૯૦

વલણ. એવી રીતે સુતે કહયો, ભીલ તણો ઈતિહા-

સરે, દુર્ગો કહે તેને સુણી, પામે સુખ વિલાસરેરેરે. ૧૧

શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચીતે જ્ઞાન સંહિતાયાં, શીવરાત્રિ
[સબંધ બીલસ્યઇતિહાસ કથનો નામ એકનવતિતમોઽધ્યાય ૯૧

અધ્યાય ૯૨ મો. શીવરાત્રી મહિમા.

રાગ મારૂ. બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદિ મુજિજન; બીજો શિવરાત્રીનો ઇતિહાસ, કહું આ ણીને પર્મ હુલ્લાસ. ૧ પુર્વ અવંતિ નગ્રમાં સાર, હતો બ્રાહ્મણ એક નિરધાર; તેતો; સુપાત્રને ગુણવાન, વળી નૃપના મુખનું પાન. ૨ તેને પુત્રતો બે અભિરામ, સુનીધિ વેદનિધિજ નામ; તેમાં સુનિધી ડાહ્યો અપાર; ભક્ત માત પિતા તણો સાર. ૩ વેદ નિધાનીધીતોદુષ્ટકહેવાય,નિત્યગુણકા તણે ઘેર જાય; એક દિવસે પુત્રનો તાત, ગયો દરબારમાંહિ સાક્ષાત. ૪ તે દીવસે રાજાએ તો નીદાન, કર્યું મુદ્રિકા કેરૂંજ દાન; તેને લેઇને બ્રાહ્મણ એહ, આવ્યો પોતાને સ્થાનકે તેહ. ૫ પછી પેલી વિંટી નિરધાર, આપી પ્રિયાને મુકવા સાર, દીઠી વેદનીધિ એજ એહ, છાની માની ચોરી લીધી તેહ. ૬ વળતી રાત્રી વીશે એતો સાર; આપી વેશ્યાને કરતાં વિહાર, તેને હાથે ઘાલી નારી એહ, ગઈ પ્રભાતે સભામાં તેહ. ૭ ત્યાંતો મુદ્રિકા પેલીજ સાર, દીઠી ભુપતિએ તેણ ઠાર; ત્યારે ગુણકાને બોલાવી પાશ, પુછી વિંટીની વાત પ્રકાશ. ૮ અહો નારિ શીચી બોલ વાત, કોણેવીટી આપી ક્ષાત, ત્યારે વારાંગના બોલી વાણ, એતો કરાવિપ્રે નિરવાણ ૯ એવું શાંભલી ભુપે તે ઠામ, ઘણો ત્રાશ દીધો અભિરા

ત્યારે શાનું બોલીએનાર,કહ્યો રાત્રે થયેલો પ્રકાર. ૧૦ પછી
રાજાએ તો તેણે ઠામ, વિંટી લેઇ લીધી અભિરામ; પછી
વેદ નીધીતણો તાત તેને બોલાવ્યો ત્યાં તો સાક્ષાત. ૧૧
વળતી વીંટી માગી તેની પાસ, કંઇક બાનું બતાવી પ્રકાશ;
ત્યારે વિપ્ર કહે મહારાજ, લેઈ આવું છું ઘેરથી આજ. ૧૨
એવુ કહીને બ્રાહ્મણ એહ, આવ્યો, ઉતાવળો ઘેર તેહ; કહ્યું
પોતાની પત્નીને સાર, લાવ્ય પેલી વીંટી આણી વાર. ૧૩
એવાં સ્વામીનાં સુણી વચન, કરયું ત્રિયાએ તેનું શોધન;
પણ નવ જડી વીંટી એ સાર, ત્યારે રોવા લાગી તેહ નાર.
૧૪ કહી સ્વામીને સઘળીવાત, વીંટી ગુમ થયાની સાક્ષાત
સુણી બ્રાહ્મણ તો વળી એહ, આવ્યો રાજસભામાંહી તેહ.
૧૫ કહી નૃપને એ વારતાય, વીંટી ના જડયા કેરિ તદાય;
ત્યારે રાજાએ મુદ્રિકા એહ, દેખાડી વિપ્રને આણિ સ્નેહ.૧૬
પછી તેહના પુત્રની વાત, કહી વિસ્તારિ બધી સાક્ષાત;
તેથિ બ્રાહ્મણ તો પામી લાજ, નિચું જોઈ રહ્યો આણિ દાઝ
૧૭ પછિ આવિને પોતાને ઘર, પુત્ર કાઢી મુકયો ક્રોધભેર;
કહ્યું આજથકી અલ્પ્યા પાપી, ઘેર આવિશ નહીં કદાપિ.
૧૮ તારૂં સુજતું કરજે તુંય, નાહ્યો આજથકિ તુંને હુંય;
પછી વદાનધી પેલો તન, ગયો ગુણકાને ત્યાં બળવન,
૧૯ તેને પણ કાઢી મુકયો સાર, ત્યારે પામીયો શોક અ-
પાર હતો શીવરાત્રિનો એહ દન, માટે શિવનું કરવા ભજન
૨૦ જતા શિવાલયમાંહી લોક ટોળે, ટોળેઆને શોકે શોક;

તેની પુઠે પુઠે દ્વીજબાળ, ગયો તે પણ ત્યાં તતકાળ. ૨૧
પડી રાત્રી એવામાં તે ઠાર, ત્યારે પુંજા ચાલું થઈ સાર;
પોહોરે પોહોરે પુજા ત્યાં તો થાય, નવાં નવાં નૈવેદ્ય ધરાય.
૨૨ તેને દેખીને બ્રાહ્મણ બાળ, ઘણો રાજી થયો તતકાળ;
જાણે ચોરીને ખાઇશ એહ. થશે ત્રપ્ત તેથી મારો દેહ. ૨૩
એમ કરતાં વિતી મધ્યરાત, ત્યારે કેટલાક સુતા સાક્ષાત;
દીવા ઝાંખા થયા તેણે ઠામ, સર્વે જગા તણા અભિરામ
૨૪ ત્યારે બ્રાહ્મણનો પેલો બાળ, ઉઠી ઉભો થયો તતકાળ;
પેઠો દેવળમાંહી પ્રકાશ; આવ્યો શંકર કેરીજ પાસ. ૨૫
વળતી પોતાની પાઘડી જેહ, ફાડી કાકડીઓ કરી તેહ,
તેણે કરીને દીપ તમામ, કર્યા જાગતા તો અભીરામ. ૨૬
પછી નૈવેદ્ય શીવનું જેહ, લેઈ નીકળ્યો બારણે એહ,
વળતી છાનોમાનો ત્યાંથી સાર, નાઠો દોટ મુકી નિરાધાર
૨૭ તેને ચોકીદારે દીઠો ત્યાંય, ત્યારે ચોર ધાર્યો દિલમાંય
તેથી મુકિયો છેટેથી તિર, તે તો વાગ્યો એને જઈ શીર. ૨૮
પડયો એ થકી હેઠળ ત્યાંય, પ્રાણ નીકળિઓ ક્ષણમાંય, દુષ્ટ
ભાવથકી એણે સાર, કરયું જાગરણ તો નિરધાર. ૨૯ વળિ
શંકોર્યા દિપ તમામ, રહયો દે'રા વિષે અભિરામ, એહ પુ
ન્યે કરી અવધુત, આવ્યા તેડવા શિવના દુત. ૩૦ યમદુત
વળિ અણે ઠાર, આવ્યા તે પણ ત્યાં નિરધાર; થયો બેને પ
રસ્પર વાદ, એકમેકને કહે કાઢી શાદ. ૩૧ એમ કરતાં લેઈ
જોતો પ્રાણ, આવ્યા ધર્મ પાસે નિરવાણ; ત્યારે શિવદુતે

ખુશીભેર કહી શીવાલય તણી પેર. ૩૨ તેણે સાંભળિ ધરમે તે ઠાર, ઘણો વખાણ્યો વિપ્રકુમાર, દુત પોતાતણા અભિરામ, તેને શમજાવ્યા ત્યાંહે તમામ. ૩૩ પછી ધર્મે તો કરી વિચાર, આપ્યો નૃપને ત્યાં જન્મ શાર; તેથી બ્રાહ્મણ કેરો એ બાળ, થયો કલીંગ દેશે ભુપાળ. ૩૪ વળતી શિવદુતને લાગી પાય, કર્યા ધર્મે તો ત્યાંથી વિદાય; એમ સુત કહે મુનીરાય અજાણે પણ એ વૃત થાય. ૩૫ તોય શંકર થાય પ્રશન્ન, આપે છેવટ મોક્ષસદન્ન ૩૬ વલણ. એ રીતે સુતે કહ્યો, શિવરાત્રિ મહિમાયરે; દુર્ગો કહે તેને સુણે, તે નર મોક્ષે જાયરેરેરે. ૩૭

ઇતિશ્રી શીવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં
શીવરાત્રિ મહિમાપૂર્ણો નામ દ્વિનવતીતમોઽધ્યાયઃ ૯૨

## અધ્યાય ૯૩ મો—મોક્ષ સ્વરૂપ.

રાગ સામેરી. સુતપુરાણી એણીપેર બોલ્યા, સાંભળો શાહુ રૂશિરાય; વિસ્તારિ સંભળાવું હાવે મોક્ષતણો મહીમાય ૧ વેદશાસ્ત્રમાં મુકતી કહે છે તેના ચાર પ્રકાર; સારૂં ખ્યને સાલોકય એહ બે, પ્રસીદ્ધ છે નિરધાર. ૩ તેવી રીતે ત્રિજી સાનીધ્ય, મુકતી તો કહેવાય; ચોથી તો સાયુજ્ય જાણવી, ઉત્તમ એહ શદાય. ૩ એ મુકતીએગએલો પ્રાણીફરી નવ પામે દેહ; બ્રહ્મરૂપની માંહી ભળે છે, તેજમાં તેજજ એહ. ૪ શીવભક્તીનેકરવા વાળા, પ્રાણી સરવે શાર;તે તોસાયુજ્ય મુક્તિ પામે, તેમાં ફેર ન ધાર. ૫ પરાપારને તેજ સ્વરૂપી, જાતિરૂપ જગદીશાયે; નીરગુણ ને નીરંજન આદી થી

દાનંદ વાગીશા. ૬ અવ્યયને ઓકાર સ્વરૂપી, કઈવલ્ય જે કહેવાય; સદાશીવને પુરૂષોતમ પ્રભુ, શબ્દ સ્વરૂપી રાય. ૭ શબ્દાતીતને સત્ય સ્વરૂપી, જયોતીરૂપી તો જેહ; તે સર્વે શંકરને જાણું, તેમાં નહી સંદેહ. ૮ નીર્ગુણ શીવની ઈચ્છાથી તો પ્રગટયાં નરને નાર; પુરૂષ પ્રકૃતી એતો કહાવે; શ્રષ્ટીમાં સિરદાર. ૯ તેનાથી આ વિશ્વ થયું એમ, જ્ઞાની તો કહે વાત; તેતો સર્વે સર્વે માનો, વીપ્ર તમે સાક્ષાત. ૧૦ કારણ કે નરનારી મધ્યે, લીંગને ભગ આકાર; નારીને ભગ ને નરને લીંગ છે, ચીન્હ એ તો નીરધાર. ૧૧ તે માટે પુરૂષ પ્રકૃતી એ બેઉથી અભીરામ; વીશ્વ બધું ઉપજ્યું છે નીશ્ચે, દશ્યજ આણે ઠામ. ૧૨ તે સઘળાબ્રહ્માંડમાં વ્યાપ્યા, મુળ સદાશીવ નાથ; વ્યાસ વદે વેદાંત શાસ્ત્રમાં, તસ્ણીવત સાક્ષાત. ૧૩ બ્રહ્મતણું ચૈતન્ય પુર્વમાં. અંશથકી કહેવાય; તેહ પુરૂષનું ચૈતન્ય શઘળે, વ્યાપ્યું છે મુનીરાય ૧૪ તેને આત્મા કહે છે શર્વે, શાસ્ત્ર અને પુરાણ; તેમાં ફેર કશો નવજાણો, સત્ય એહ નીરવાણ. ૧૫ પ્રકૃતીના આવર્ણ થકી એ જીવ કહાવે શાર; હુંને મારૂં અન્ય પારકું માને છે નિરધાર. ૧૬ તેનેતો અજ્ઞાન કહે છે જ્ઞાની શરવેજન, તેતો ગુરૂથી નાશજ પામે, પ્રકૃતીનું બંધન. ૧૭ શીવ પુજાને શિવ ભકતીથી ઉપજે દીલમાં જ્ઞાન; તે માટેમિમાંશા માંહી, કર્મ કહ્યુ પ્રધાન. ૧૮ શત કર્મે કરિ જ્ઞાન ઉપજે, સુજે સ્વરૂપ શદાય; તે માટે શત કર્મને ઇશ્વર, માને છે કેટલાય. ૧૯ તેવિ રિતે

કેટલા મુનિઓ, કહે જ્ઞાનને ઇશ તેતો પણ શાચું છે ભાઈ, સુણીએ સર્વ મુનિશ. ૨૦ કારણ કે નિજ આત્મ સ્વરૂપનું, જ્ઞાન થયા વિણ શાર; કોઈ દિવશ મુકિત નવ થાયેશ્રૂતિનો એ આધાર. ૨૧ કેટલા એકતો શબ્દને માને, બ્રહ્મ સ્વપીશાર તેતો પણ શાંચુ ભાસેછે, સુત કહે આવાર, ૨૨ શબ્દસુણયા થી જ્ઞાન ઉપજે, શબ્દથી કર્મ કરાશ, તેવિ રીતે તત્વ ગ્યાન પણ શબ્દ બોધથિ થાય ૨૩ ક્રોધ રહીતને માયા ત્યાગી, આનંદી હમેશ; નિલોંભિને નિર્માનિ ત્યમ; તત્વગ્યાન એશ ૨૪ શઘળે ત્વાત્મારામજ દેખે; ભેદ બુદ્ધિ નહી શાર; એવો શામરથ હોય તોતે; સુદ્ધગુરૂ નીરધાર. ૨૫ તેના શબ્દ સુણયાથી થાયે, આત્મ તત્વનું ગ્યાન; સ્વપ્નાવત આ વિશ્વ દેખાયે નિશ્ચે આણે સ્થાન.

વલણ-એવું સાંભળીને વધા, શૌનક મુનિ બળવાન રે; દુર્ગો કહે એ પુછતા, તત્વતણું તે જ્ઞાન રે રે રે ૭.

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં, મોક્ષસ્વરૂપ વર્ણનો નામ ત્રિનવતિતમોઽધ્યાયઃ ૯૩

### અધ્યાય ૯૪ મો. શંકરગીતા નિરૂપણ.

### રાગ મારૂ.

બોલ્યા શૌનક તો તેણે ઠાર, સુણો સુત તમે આર્ણ વાર. ૧ તતવગ્યાન કહ્યુ તમે જેહ, કહો વિસ્તારીને હવે એ હ; એવાં મુનીનાં સુણી વચન, બોલ્યા સુત થઇને પ્રસન્ન ૨ અહો રૂષી સુણો આણીવાર, કહું તત્વનો સર્વ પ્રકાર પુર્વે ગૌરીએ તો આણી પ્રેમ, પુછ્યું હું તત્વજ્ઞાન તો એમ

૩ ત્યારે શંકરે કહ્યુંતુંજેહ, કહું વિસ્તારીને હવે એહ; પાંચ તત્વથકી આણિ સ્નેહ, ઘડે ઈશ્વર સર્વના દેહ. ૪ પ્રથમ પ્રભુએ કિધિ ઈચ્છાય, થઇ ત્રિગુણા તેથી માયાય; એતો જડ અનિર્વિવચની કહાવે; અઘટિતને શત્ય ઘટાવે. ૫ સત્વાદિ ગુણ કહેવાય જેહ, ત્રણે પુત્ર માયાતણાતેહ; એહ ગુણથકી તો પ્રકાશ, થયું શબ્દસાહિત આકાશ. ૬ તેવો આકાશથી વાયુ થયો, સ્પર્શ સહીત એહને કહ્યો;રૂપ સહિત અગ્નિતો જેહ, થયો વાયુ થકી વળિ એહ. ૭ અગનથી જળ નિશ્ચય થયું, રશયુક્ત સદા તેને કહ્યું; થઇ તે જળે મેદિની સાર; ગંધવતી એતો નિરધાર. ૮ મહાભુતની ઉત્પત્તિ એહ કહી વિસ્તારિને મુનિ દેહ; કારણમાં ગુણ સરજીઆ તાત, આવે કાર્યનીમાંહી શાક્ષાત. ૯ નભમાં ગુણ શબ્દ જે કહેવાયુમાં ગુણ સ્પર્શજ લહે; શબ્દ સ્પર્શને રૂપ કહેવાય; અગ્નિમાંહિ એ ત્રણે ગણાય. ૧૦ શબ્દ સ્પર્શ રૂપ જેહ, જળમાંહિ રહ્યાં ચારે એહ; તેવાં શબ્દ સ્પર્શાદિક ગંધ, એહ. પાંચનોભુમાં સંબંધ. ૧૧ પાંચે ભુતનો સાત્વિક અંશ, તેથી જ્ઞાનેદ્રિયો અવતંશ; અંશ વ્યોમનો શાત્વિકસાર, તેના કર્ણ થયા નિરધાર. ૧૨ ભાગ શાત્વિક વાયુનો જેહ, તેથી ત્વચા થઈ છેજ એહ, અંશ અગ્નિનો શાત્વિક કહાવે; એથી નેત્ર ઈંદ્રિ ભણો ભાવે. ૧૩ સાત્વિક સત્તા તો વારિની કહી, તેથી રશના ઈંદ્રિય સહી, તેવો સત્વાંશ વસુધાતણો; તેથી નાશિકા નિર્મળ ભણો. ૧૪ આકાશાદિકના ગુણ જેહ, વિષય ઈં

દ્રિયોના ગુણો તેહ; શબ્દ વિષય છે કર્ણતણો, સ્પર્શ વિષય ત્વચાનો ગણો. ૧૫ રૂપ વિષય નેત્રનોકહે છે, રસજીભતણો તો વદે છે; ગંધવિષય નાસાનો ગાય, જ્ઞાનેંદ્રિયથી જ્ઞાનપ માય. ૧૬ વળી પાંચે ભતોતણોજેહ,સાત્વિકભાગ સમગ્ર તેહ, અંતઃકર્ણ થયું તેહતણું, ચાર વૃત્તિઓતેહભણું. ૧૭ મનવૃત્તિ તો પહેલી કહેવાય, જેનાથી બહુસંશય જાય, બી જીવૃત્તિ બુદ્ધિ જ્ઞાની કહે, જેથી નિશ્ચય સર્વનો લહે. ૧૮ ત્રીજી વૃત્તિ અહંકાર જાણો, અહંતા મુળ તેમાં પ્રમાણો; ચોથી વૃત્ત તો જાણવું ચિત્ત, સ્મર્ણ થાવા તણું એહ વિત્ત ૧૯ એવી રીતે એ વૃત્તિઓ ચાર, મળીઅંતઃકર્ણ એક સાર; જ્ઞાન શક્તિ છે શાત્વિક માંહ્ય, માટે જ્ઞાન રહ્યુ છેજ ત્યાંય. ૨૦ પંચભુતતો રાજસ અંશ, તેથી કર્મેંદ્રિઓ તણા વંશ, વ્યોમનો ભાગ રાજશગ્રહી, વાણિ ઈંદ્રિ રચી દીધી સહી. ૨૧ તેમ વાયુ વિભાગથી સાર,હસ્ત ઇંદ્રિ થઇ નિરધાર; રજો ભાગ જે તેનો કહાવે, તેથી ચર્ણ ઈંદ્રિ ભણો ભાવે. ૨૨તેવો વારીનો રાજસ ભાગ. એથી ઉપસ્થ ઈંદ્રિ સોહાગ; ર જો અંશ પ્રથ્વિતણો લહે, તેથી ગુદા ઈંદ્રિ કવિ કહે. ૨૩ એહ પ્રાંચેથી કર્મ કરાય, માટે કર્મેંદ્રિઓએ કહેવાય; વાણીઈં દ્રિથિ થાય ઉચ્ચાર, પાણી ઈંદ્રી ગ્રહે નીરધાર. ૨૪ ચર્ણ ઈ દ્રિથી ચલન સહુ, મળ વિસર્ગ ગુદાથી કહુ; પ્રજાકાર્ય તો ઉપસ્થ કરે, પાંચેનાં કર્મ એ પાંચે ખરે. ૨૫ એમ મહાભુત સમગ્ર તણો, રાજસ ભાગ ગ્રહી તેહ તણો; પ્રાણ વાયુ પ્ર

થમથી કીધો ત્યાય, ક્રિયાશક્તિ છે તેહનીમાંય.૨૬વૃત્તિપ્રાણ તણી દશ કહાવે, તેને વિસ્તારીને કહું ભાવે; પ્રાણવાયુ તે દેહમાં વહે, નાસિકા અગ્રસ્થાનક કહે. ૨૭ રૂંવેરૂંવેકર્યો છેપ્ર વેશ. એવીક્રિયાતોએનીત્રીશેશ, પ્રાણાયામતો એ થકીથાય, જેથી સઘળાં પાતક જાય. ૨૮ વપુમાંથકી બાહેર જાય, એનિ અપાન એવી આખ્યાય; ગુદા સ્થાનથિ ઉઠે છે એહ; રેચક રૂપે જણાય છે તેહ. ૨૯ બધા શરીરમાં ફરે વ્યાત, કંઠદેશ છે એહનું સ્થાન; સમાનનો નાભી મધ્યે વાસ, રસ પો-હોચાડે છે ચારે પાસ. ૩૦ નાગવાયુ આણે ઓડકાર, કુર્મ કરે ઉન્મેશણ સાર, ક્રકલ છીંકને ઉપજાવે સોય; દેવદતે બગાસું જ હોય, ૩૧ ધનંજય તો પોષણ કરે, આખા દેહ માં હમેશાં ફરે; પંચભુતનો તામસભાગ, ગ્રહી શરીર રચ્યાં સુહાગ. ૩૨ પંચીકૃત છે સ્થુળ શરીર, તેનું વર્ણન સુણજો વિર; એકત્વમાં ચાર મેળાશ, પંચિ કર્ણ એ પાંચનું થાય, જેથિપીંપડ બ્રહ્માંડ આ રહ્યું પંચીકૃત એ દેહ વિરાટ, તેમાં ચારે ખાણો તણો ઘાટ. ૩૫ પે'લિ ખાણ જરાયુજ ભણે, પ શુ મનુષ્ય તેમાંથિ બને; સ્વેદજ ખાણતો બીજી કહેવાય, મશકાદિક તેમાંથિ થાય. ૩૬ ત્રિજી ખાણ અંડજનિ કહી પક્ષિ આદિનિ ઉતપત્તિ તહીં, ચોથા ઉદભીજ ખાણ કહેવા ય, વૃક્ષાદીક તો તેમાંથી થાય, ૩૭ પંચીકૃત એ સઘળાં સ્થુળ, પંચ તત્વ બધાં તણું મુળ; કઠીણ ભાગતો મેદીની તણો, ઢીલા પણું એ જળનો ભણો. ૩૯

ઉષ્ણ ભાગતો જાણવું તેજ, હલણ ચલણુ વાયુથી એજ; પોલાકાર તો વ્યોમથી કહયો, એમ ભુત થકી દેહ લહયો. ૪૦ પાંચેને ગુણે પચ્ચીશ થાય, પંચ પંચ એક એકમાં ગોય; અસ્તિમાંસ ત્વચા નાડીવાળ, ભુમી ગુણએ પંચ વિશાળ. ૪૧ મુત્ર પ્રસ્વેદ લાળને રેત, રૂધીર પાંચમું જાણો સમેત; એતો જળના ગુણ કહેવાય, નથી સંશય એમાંજ રાય. ૪૨ ક્ષુધા તૃષા નિંદ્રા ઉદવેગ, વળી આળસ તે અગ્નિ વેગ, ધાવન તથા પ્રસારણ થાય, ઉઠે ચાલે અને સંકોચાય. ૪૨ વાયુ તણા પાંચે ગુણો એહ, કહ્યાં શંકરે આણીને સ્નેહ કટી પેટને હૃદય વાંસ, કંઠ શીર્ષ એ પાંચ આકાશ. ૪૩ હવે પંચ ભુતોનીરેમાંય; પંચ ભાગ મળેલારે ત્યાંય; તેના ગુણો જુદાજુદા તેહ, કહું વિસ્તારીને હવે એહ. ૪૪ પૃથ્વી માંહી પૃથ્વી અંશ આવે, તેથી અસ્તિકઠિણ પીત્ત કહાવે ભુમાં વારીથી માંસ પ્રકાશ, એથી રહે છે તેમાં ઢીલાશ. ૪૫ પૃથ્વિમાં તેજ એ નાડી સાર, તેથી ઉષ્ણ રહે નીરધાર; પૃથ્વિમાં વાયુથી છે ત્વચાય, માટે સ્પર્શ તણું જ્ઞાન થાય. ૪૬ રોમ પૃથ્વીમાં છે નભવડે, તેથી તાડયાથી કષ્ટજ પડે; જળમાં જળનો છે ભાગરેત, ધરે ગર્ભ અને રંગશ્વેત. ૪૭ જળમાં અગ્નિ થકી મુત્ર હોય, તેથી ઉષ્ણ રહે છેજ સોય; જળમાં વાયુ થકી પ્રસવેદ, શ્રમ કરતાં ઉપજે ખેદ. ૪૮ વારીમાં વ્યોમ ભાગથી લાળ, તેથી ઉચી ચઢે છેજ જાળ; જળ જળમાં પૃથ્વી થકી રક્ત હોય, માટે લોહીત દીસે

સોચે. ૪૯ અગ્નિમાંહી અગ્નિ ભાગ જેહ, ક્ષુધા ઉત્પન્ન કરે છે; તેહ અગ્નિ ભેગો વાયુ સદા થાય. તેથી પ્રાણીને લાગે તૃષાય. ૫૦ અગ્નિમાં નભથી નીદ્રા આવે, સર્વ કાળ એ શુન્ય કહાવે; અગ્નિમાં જળ ભાગ જણાય, તેથી પ્રાણીને ઉદવેગ થાય. ૫૧ અગ્નિમાં અંશ પૃથ્વીનોજેહ દોટમુકીને દોડાવે તેહ; વાયુંમાંહી વાયું ભાગ જેહ, કરે જડતા આળસ એહ. ૫૨ અંગ પ્રસારણુ અવકાશ; એતો વાયુની મધ્યે આકાશ, ઉઠી ઉભું થવું નીરધાર;એતો વાયુમાં પ્રથ્વિ અગ્નિ સાર. ૫૩ ચલન હલન કરે આ જીવ, એ તો વારી વાયુમાંઅતિવ;અંગસંકોચનજેહથાય,એતોવાયુમાં પ્રથ્વી કહેવાય. ૫૪ આકાશમાં આકાશ છે જેહ, શીર્શ આકાશ જાણવું તેહ; શબ્દ સુણે છેતેહમાં સોય, માટે નાદ અનાહત હોય ૫૫ કંઠ વિષે તો વાયુ આકાશ, તેથી મુખે નાકે ચાલે શ્વાસ; તેજાકાશ હૃદયની માંય, એથી ઉષ્ણુપણું રહે ત્યાંય ૫૬ ઉદરમાંહીતો વારી આકાશ, માટે વારી રહે છે પ્રકાશ; કટી નભમાં પ્રથ્વીનોસંબંધ; તેથીતેની મધ્યે રહે ગંધ. ૫૭ પાંચે તત્વ તણા ગુણ જેહ, રહ્યા આકાશમાં મળી તેહ; ભય ભુથી જળથી મોહ જાણો ક્રોધ અગ્નિથકી તો પ્રમાણો. ૫૮ કામ વાયુથી લોભ આકાશ, પાંચેના ગુણ પાંચપ્રકાશ; પંચીકૃત જે સ્થૂળ શરીર, તેનાં ભોગ સ્થાનક કહેધીર. ૫૯ તેને સાંભળો મુનીઆવાર,જેથી શાન્તિવળે નિરધાર; શ્રોત્ર ત્વચાજીંહ્વાનેરે ઘ્રાણુ, નેત્ર સહિત જ્ઞાનેંદ્રિજાણુ. ૬૦ મુખ

હસ્તને ચર્ણ ગુદાય, ઉપસ્થ એકર્મેંદ્રિ કહેવાય; મનબુદ્ધિ અહંકૃતિચિત, અંતઃકર્ણ એ જાણોખચીત. ૬૧ એહચોદને ગુણવંતા ગણે ઈંદ્રિયોજ્ઞાની મહંતા તેનાં નામ વિષયપતિ સંગ, કહું વર્ણવી આણી ઉમંગ ૬૨ ઈંદ્રિયોનેઅધ્યાત્મજ કહે, વિષેયોને અધિ ભુત લહે પતિતેના અધિદેવજાણો,એમ ત્રિવિધ ભેદ પ્રમાણે. ૬૩ એથી આત્માતો ભિન્ન કહેવાય તેને જાણે મુનિ યોગીરીયાય; સર્વકાળમાંશુદ્ધ છે એહ, નથી ભાસતો અજ્ઞાને તેહ. ૬૪ વર્ણ એ રીતે શંકર કહે, પંચી કર્ણ પ્રકારેરે દુર્ગો કહે તેને સુણે, તે નર ઉતરે પારરેરેરે.૬૫

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં,
શંકર ગીતા નિરૂપણો નામ ચતુઃ નવતીતમોઽધ્યાય. ૯૪

### અધ્યાય ૯૫ મો–મો પંચીકર્ણ વર્ણન.

### રાગ ચોપાઈ ત્રણ તાળની

વળી સુતતો બોલ્યા વચન,સુણો સૌનકાદિમુનિજન શોત્ર અધ્યાત્મ જાણો સદાય, અધિભુતતોશબ્દ કહેવાય.૧ દિગપાળો અધિદેવ કહાવે, એવી રીતે બીજાનાં સોહાવે ત્વચાનેતો અધ્યાત્મ કહે છે, સ્પર્શને અધીભુત લહે છે, ૨ વાયુ તેનો અધીક દેવસાર, કહ્યો શંકરે તો નીરધાર;નેત્ર એહ અધ્યાત્મ ગણાય, રૂપ અધીભુત છે સદાય. ૩ અધિ દેવ તો આદીત્ય જાણો, અતી તેજસ્વી એહ પ્રમાણો રસના એહ છે અધ્યાનમ સાર, રસ અધીભુત નિરધાર. ૪ વરૂણ તેનો અધિદેવ જાણો, સત્ય નિશ્ચય એહ પ્રમાણો ઘ્રાણને જ્ઞાની અધ્યામ ગણે, ગંધને તો અધીભુત ભણે. ૫

પ્રથ્વી તેનો અધિ દેવતાય, નથી સંશય એમાં જરાય; વાણી અધ્યાત્મ જાણો પ્રમાણ, બોલવું અધિભુત જાણ. ૬ અગ્નિ તેનો અધીદેવ કાહાવે, સત્ય વાત કવિ ભણે ભાવે; હસ્ત અધ્યાત્મ રૂપ ગણાય, તેવું અધિભુત છે સદાય. ૭ ઈંદ્ર તેનો અધીદેવ સાર, સર્વે ત્રિદશનો સરદાર, ચર્ણને તો અધ્યાત્મ ભણે છે, ચાલવાને અધિભુત કહે છે.૮ અધિદેવ તો વિષ્ણુ કહેવાય, જેમાં વિશ્વ પાળ્યાનિ સત્તાય, ગુદા અધ્યાત્મ જાણવી એહ, મળત્યાગ અધિભુત તેહ; ૯ યમતેના અધિદેવ જાણો. આખા જક્તના કાળ પ્રમાણો, ઉપસ્થને અધ્યાત્મ કહેવાય; વિર્યાબિંદુ અધીભુત થાય. ૧૦ બ્રહ્મા તેના અધીદેવ કહાવે; બધી સૃષ્ટિને એતો નિપાવે, મન એ તો અધ્યાત્મ સાર મનન અધીભુત નીરધાર, અધીદેવ તેનો નિસા નાથ, અત્રીરૂષિનો પુત્ર સાક્ષાત; બુદ્ધી એતો અધયાત્મ પ્રમાણો બોધ અધીભુતછે અનુપ ૧૩ રૂદ્ર તેના અધીદેવ કહાવે, જેને જોગીંદ્રો શશિ નમાવે, ચિત્ત સદા અધ્યાત્મ પ્રમાણ, સ્મ્રતી અધીભુત નીરવાણ, ૧૪ અધીદેવતો ક્ષેત્રજ્ઞ ત્યાંય, વસ્યો એ સદા એની માંય; પ્રકૃતી તો અધયાત્મ છે શાર, અધીભુતજ એમાં વીકાર; ૧૫ ઇશ્વરતેના અધીદેવ જાણો, કશો અંદેશો તેમાં ન આણો, મુખ કર્ણ એતો નિરધાર, વ્યોમ તણાં છેજ સાર. ૧૬માટેસાંભળોકર્ણ તો વાત, વદન ઉચ્ચાર કરે સાક્ષાત, ત્વચાહાથ બન્ને વાયુ તણાં, તત્વદર્શી મુનિએજ ભણ્યાં. ૧૭ માટે ત્વચા

તણી એહ ચેળ જેહ, હાથ વહ્નુરે છે આણી સ્નેહ;તેવ રીતે ચરણ નેત્ર જેહ; અગનિ તત્વ તણાં બન્ને એહ.૧૮ માટે નિરખે નેત્ર સદાય. તેમ ચાલેજ ચર્ણ તદાય; રશનાને ઉપસ્થ પ્રમાણ.વારીતણાંએતોનિરવાણ.૧૯ માટેરસના ગ્રહેજયારે, બળ ઉપુસ્થમાંવ્યાપેત્યારે,ગુદા ઘ્રાણ પરથવીતણાંસાર; કહ્યાં જ્ઞાન વિષે નીરધાર. ૨૦ માટે ગુદા તણી ગંધ જેહ, ઘ્રાણ જાણે છે નિશ્ચય એહ; એવું સાંભળી પાર્વતિ માત, પુછવાલાગ્યાંપોતેસાક્ષાત. ૨૧ અહો સ્વામિ વપુ તણા ભેદ કહો વિસ્તારી સંશયછેદ;ત્યારેબોલીયાશંકરરાય, સુણે પિયા તમે આ વેળાય. ૨૨ દેહકેરાતોભેદ છેચાર, કહું વર્ણવીને આણીવાર; સ્થુળ સુક્ષમનેકારણજાણ,ચોથોમહાકરણ નિરવાણ. ૨૩એહચારેનીમાંય પ્રકાશ,રહયોઆત્માકરીનેજ વાસ પણતેયકીભીનસદાય,શ્રુતીસ્મૃતીતણોએવો ન્યાય.૨૪ પંચી કૃત કહ્યાં જેહ ભુત,તેતોપરસ્પરઅનુસ્યુત;થાયએ થકીસ્થુળ શરીર, નથી સંશય તેહમાં ધીર. ૨૫ સ્થુળ ઉપાધી ઉત્પન્ન તણા, ઉભય પરકાર મુનીએ ભણ્યા;યોનીજએકઅયોનીજ અન્ય, બેઉ દેહએ ઉપાધી જન્ય. ૨૬ યોનીમાંથી પેદા થાય જેહ, યોનીવીના દેહ કહેવાય છે તેહ, યોની વીનાજે પેદાજ થાય, તેહઅયોનીતનું કહેવાય. ૨૭ વીર્યને રક્ત એકઠાં મળી, યોનીજ ઉત્પત્તી જાણવી વળી; જરાયુજને જેહ, ઉભય દેહતો યોનીજ તેહ. ૨૮ ગર્ભા વર્ક ચરમપુટ રહે, તેનું નામ જરાયુજ કહે મનુષ્ય પશુ આદીકના દેહ જ્ઞાની જરા

યુજ ગણે તેહ.૨૯ અંડજ તે ઇંડા થકી થાય, પક્ષિ આદિક એતો કહેવાય; હવે ત્રિવિધી અયોનીજ જાણો, શુક્ર શોણીત વિના પ્રમાણે. ૩૦ સ્વદજ ઉદભીજ એ બે શરીર, ત્રીજું મનોભવ કહે ધીર; યુકા લીક્ષા તણા વળી દેહ, ગણે સ્વદજ જ્ઞાનીયો તેહ, ૩૧ પૃથ્વી ભેદીને જેવળી થાય, તેતો ઉદભીજ પ્રાણી કહેવાય, બ્રહ્માના મનથી મુના થયા, તેને શાસ્ત્રે મનોભવ કહ્યા. ૩૨ કહે પીંડની ઉત્પત્તિ સાર, કહું વિસ્તારીને નીરધાર; જીવ કર્મ તણે વશ રહે, માટે નવા નવા દેહ ધરે. ૩૩ આવા ગમન કરે બહુવાર, ઘંટીયંત્ર પેઠે નિરધાર; જીર્ણ કલેવર જ્યારે વામે, ત્યારે નુતન દેહને પામે ૩૪ ત્રણુજ લુકા જેવો એ ન્યાય, કહયો ગીતા વિષે યદુરાય; રૂણાનું બંધ પુર્વનું હોય, તેવો જન્મ પામે ફરી સોય. ૩૫ જેવી કૃતી તેવી જાતી થાય, સુખ દુઃખ તો તેવું પમાય; કર્મ બંધી જીવો જે પ્રકાશ, ચઢે ધુમ રૂપે તે આકાશ, ૩૬ ચંદ્ર મંડળમાંહી સમાય, પછી વાયું તણે વશ થાય વાયુ વેગે વૃષ્ટિમાંહી ફરે, ત્યાંથી ઔષધીમાંહી સંચરે. ૩૭ પિતા ઔષધી ખાય તે જ્યારે, આવે વિર્યમાં પ્રાણીએ ત્યારે; કરે મૈથુન નરનારી જદા, મળે શુક્રમાં શોણીત તદા. ૩૮ દેહા રંભએ બેઉથી થાય, નવ પ્રાસમાં પુર્ણ સુડાય; પેહેલે માસે કલલ ગર્ભ થાશે, ઢીલા સરીખો એતો જણાશે, ૩૯ બીજે માસે ચઠીણુ પેશી હોય, ત્રીજે માસે અવયવ સોવ; તે તો પુરી ચોથે માસે થાશે, જ્ઞાનપાંચમે માશે પ્રકાશે. ૪૦ શો-

ણિલમાં સાદીક વળી જેહ,એજ માસમાં ઉપજે એહ; છઠે માંશે નાડી અને કેશ, શીરા નખાદિ વાધે વીશેષ. ૪૧ થાય સપ્તમે પુરથ બાળ, ઘડે સર્વને એમ દયાળ; જાતી સ્મૃતી તે વેળા ઉપજે, ત્યારે પ્રભુને પ્રાણી એ ભજે.૪૨ કર્યાં કર્મ સંભારી તે ઠાર; ગણી સ્તુતી કરે નીરધાર; છુટો થાઈસ ઈશહું જદા, કરીશ ભક્તી હું તમારી તદા. ૪૩ એવું ઓચરે છે તેણે ઠાર, પ્રસવ થયા પછી ભુલે સાર; માસ આઠમો વીતે જેવારે બળ બાળમાં વાધશે ત્યારે, ૪૪ નવ પુરણ થાય જેટલે, બહોર પ્રસવ થાય તેટલે; કહી સ્થુલળની ઉ-ત્પ-તી એહ, નથી તેમાંજ રાય સંદેહ. ૪૫ હવેવક્ષચોરાસી પ્રકાર, કહું વર્ણવીને આણે ઠાર; નવલક્ષફેરાનીરધાર, થાય જળ ચરમાં અવતાર. ૪૬ દશ લક્ષ પક્ષીમાં કહાવે, વીશ લાખ પશુ દેહ આવે; ત્રીશ લાખ સ્થાવરમાંહીજાણો, એકા દશ લક્ષ કીટ પ્રમાણો. ૪૭ મનુષ્ય દેહ ફેરા લક્ષ ચાર, નથી સંશય તેમાં લગાર; કહયો સ્થુળ તણો એહ મર્મ સાર શાસ્ત્ર તણો શોધી પર્મ, ૪૮ જાગ્રત અવસ્થાને નેત્ર સ્થાન, વાણી વૈખરી ત્યાં તો નિદાન; સુખ ભોગ ક્રિયાશક્તિ સાર, રજો ગુણને માત્રા અકાર. ૪૯ વિશ્વ અભિમાન તો તેમાં કહાવે; જેમાં પ્રાણિ સદાપી તિલાવે, તેવિ રીતે એસ્થુળની માંય; સુક્ષ્મ દેહ રહયો છેજ ત્યાંય. ૫૦ તેને જાણે છે જ્ઞાની સદાય, જેમાં પુરણ સોળ કળાય; એકાદશ ઈંદ્રી નીરધાર, પંચ પ્રાણ વળી તેણે ઠાર. ૫૧ મળી સોળ કળા થઇ એહ,

નથી તેમાં જરાક સંદેહ; જ્ઞાન ઈંદ્રીઓ પંચ કહેવાય, કર્મેં દ્રીપણ પંચ ગણાય. ૫૨ તેની સાથે અંતઃકર્ણ એક, કહયો એમ મુનીયે વીવેક; અંતઃકર્ણની વૃત્તીઓ ચાર, કહી વેદ વીષે નીરધાર. ૫૩ સંશય થાય એ મનનું રૂપ, નીશ્ચે થાવો એ બુદ્ધી અનુપ; અહંકાર છે હું કર્તા સાર. ચીત સ્મર્ણ રૂપી નીરધાર. ૫૪ પ્રાણ અપાનને વાયું વ્યાન, તેવી રીતે ઉદ્દાન સમાન; મળે એકઠાએ સઉ જયારે, લીાગ દેહ તો તેને ઉચ્ચારે. ૫૫ સ્વપ્ન અવસ્થા તેમાં કહેવાય, તેનું કંઠ છે સ્થાન સદાય; વાણી મધ્યમાં પ્રવી વીક્ત ભોગ, જ્ઞાન શક્તીશતો ગુણ યોગ. ૫૬ માત્રા ઉકાર એતો નીદાન, તેવું તેજસ છે અભીમાન; રહ્યાં સુક્ષમમાં સાૈ એહ, લીંગ દેહ તો જાણવો તેહ, ૫૭ અંગુષ્ટ માત્ર છે એનું પ્રમાણ, કહ્યુંશ્રુતી વીશે નીરવાણ; સુખદુખનો ભોકતા એ સાર, નથી સંશય તેમાં લગાર. ૫૮ તેની મધ્યે છે કારણ દેહ, જાણો વાસના રૂપીજ તેહ; તેને કોઈ અવ્યાક્ત કહે છે જ્ઞાન હિન કોઈ મુની લહે છે ૫૯ઊપસંહાર જ્ઞાનનો તહીં, કારણ રૂપ મતી એક રહી; વટ બીજમાં જયમવટવૃક્ષ, એમ શોળે કળા ત્યાં સમક્ષ. ૬૦ સુષુપ્તી છે તેમાં અવસ્થાય સ્થાન હૃદય તેનું કહેવાય; ભોગઆનંદપશ્યંતી વાણી, દ્રવ્ય શકતી જ તેમાં પ્રમાણી. ૬૧ તણો ગુણને માત્રામકાર, પ્રાજ્ઞ અભીમાન નીરધાર રહ્યું કારણમાં સઉ એહ, જાણે તત્વદર્શી મુની તેહ. ૬૨ એમ મકાકરણ ચોથું નન, કહે શ્રુતી સ્મૃતી

મુનિજન; અહં સ્ફુરણ આત્માને થાય, મહા કારણ તેને ગણાય. ૬૩ તુર્યા અવસ્થા તેહમાં કહાવે, સ્થાન મુર્ધનિ તેનું બતાવે; ભણે કેટલા નાભિ મુકામ, કોઇ ગ્રંથ વિષે અભિરામ. ૬૪ પણ અનુભવે કહ્યુ જેહ, સ્થાન મુર્ધની શત્ય છે તેહ; ભોગ આનંદને પરાવાણિ ઈચ્છા શક્તિ ત્યાં વેદે વખાણિ. ૬૫ ગુણ શત્વને અર્ધ માત્રાય, પ્રત્યશ આત્મા અભિમાન થાય; એવા દેહ એ ચારે પ્રમાણે, શુદ્ધ આત્માનું આવરણ જાણો. ૬૬ તેતો જ્ઞાને કરિને છેદાય, ત્યારે આત્મા પરમાત્મા કહેવાય; અને ગુરૂ ગમથિ જાણે જીવ, ત્યારે તર્ત થશે એતો શિવ. ૬૭

વલણ. એ રીતે પુરો કહ્યો, પંચીકર્ણ પ્રકારરે; દુર્ગો કહે તેને સુણે, તેથી ઉતરે પારરેરે. ૬૮.

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં, પંચીકર્ણ વર્ણનો નાથ પંચન વતિતમોઽધ્યાયઃ

અધ્યાય ૯૬ મો. શીવગીતા આત્મબોધ.

રાગ સોમેરી સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૌરૂષીરાય;પંચીકર્ણ સાંભળીને બોલ્યાં પાર્વતિ માતાય. ૧ શંકરને ફરિ પુછવા લાગ્યાં, પોતે તો નીરવાણ અહોનાથ સમજાવો મુજને, આત્માનું ઓળખાણ. ૨ એવું સાંભળિ શંકર બોલ્યા, સાંભળને તું નાર; ચાર દેહ તુજને સંભળાવ્યા, ખુબ કરિ વિસ્તાર. ૩ તે ચારેથી પ્રત્યજ્ઞ આત્મા, જુદો તો કહેવાય; સદા શુદ્રને બ્રહ્મરૂપ એ, વેદ તણો છે ન્યાય.

૪ અવિદ્યાને સંગે કરિને, ભ્રાંન્તિ પામ્યો એહ; તેણે કરિને દેહ બુદ્ધિથી, સુખ દુઃખ માને તેહ. ૫ જ્યમ કોઈ બ્રાહ્મણ વિજયાપિને.મસ્ત થયા નિરધાર; તેણે કરીને વિપ્રપણું તો ભુલ્યો તેણીવાર. ૬ વળતી મુખથી કહેવા લાગ્યો, શુદ્રતણી હું જાત; ઘર ખેતરને ઢોરાં મારાં, દીસે આ સાક્ષાત. ૭એ વામાં કોઈ ડાહ્યા પુરૂષે, પાયું દધીગતસાર; તેણે કરીને તર્ત ઉતરી, કેફવળી નિરધાર. ૮ ત્યારે શુદ્રપણું ભુલીને, આવ્યું મુગનું જ્ઞાન; વિપ્રપણુ માન્યું મન માંહી,ત્વરા થકી તે સ્થાન. ૯ ત્યમ આત્મા અજ્ઞાન કેફથી, પોતાનું સ્વરૂપ ભુલી-ને દેહાત્મ બુદ્ધિમાં, લીન થયો અનુપ. ૧૦ હું ક્ષત્રીને વૈશ્ય શુદ્ર છું. હુંરણુંને સૌખાય; હું કર્તા ને હું ભોક્તા વળી, મુજને પીડા થાય. ૧૧ એ રીતે અધ્યાસે માને અંતરમાં સદાય; પણ પોતે દષ્ટા છે જુદો, તેવું નવ સમજાય આત્મ વેત્તા ગુરૂ મળશે જ્યારે, પ્રાણીને નિરધાર; ત્યારે જ્ઞાન ધૃતિ કરી કરશે, કેફ તણો ઉતાર. ૧૩ તે કાળે હું પરમાત્મા છું એવો નિશ્ચય થાય;વર્ણજાતિને હું કર્તા પણું, નિશ્ચે છૂટું થાય. ૧૪ તે વિષે દૃષ્ટાંત બીજું એક, સાંભળને તું નાર; સારી રીતે સમજાવું હું, તુજને આણીવાર. ૧૫ કોઇ એક વખતે વનમાં હાથી, ભરવાડે નિરધાર; સિંહતણું બચ્ચું ઝા લીને, આણ્યું પોતાને દ્વાર. ૧૬ તેને પયપાઇ ઉછેર્યું,આણી અત્તર પ્રેમ; વળતી બકરાં સાથે લેઇને જાય ચારવાતેમ. ૧૭ એવી રીતે નિત્ય કરે એ,બકરાંપાળકસાર; તેણે કરીને સિં-

હનું બચ્ચું, ભુલ્યું સ્વરૂપ વિચાર. ૧૮ હું બકરો છું એવું માને, અંતરમાંહમેશ; તેવી રીતે બકરાં શાથે, રાખે સ્નેહ વિશેષ. ૧૯ એવામાં એકદિવસેવનમાં,આવ્યોકેશરીઅન્ય તેણે બકરાં દેખી કીધો, નાદ વળી અનન્ય. ૨૦તેણેસુણતાં શરવે બકરા નાઠાં ત્યાંથી શાર; તેની જોડે તે શાથેનો,શીંહ પળ્યો નિરધાર. ૨૧ એવુંદેખી વનના શિંહે,કીધો મનમાંય કચાંશ, બકરાં શાથે કયમ નાશે છે, પેલો શીંહપ્રકાશ. ૨૨ એમવિચારીવનનીશિંહે,પાડીબુમઅપાર; બકરાંનીસાથેના સીંહને, કેહેવા લાગ્યો સાર. ૨૩ અહો મિત્ર તું ઊભોરહેને શાંભળ મારી વાત; તું તો મારો ભાઇ થાઉ છું, સત્ય કહું છું સાક્ષાત. ૨૪ એવું સાંભળી બકરાં શંગી શીંહ કહાવે જેહ; તે તો નિર્ભય થઇને ઊભો, તેમાં નહીં સંદેહ. ૨૫ તે કાળે વનના સિંહે કહ્યું, સાંભળી મારાભ્રાત; તુંતોસિંહથઇ કયમકરૂં છું,બકરાંમાંસાક્ષાત.૨૬એવું સાંભળીબકરા સંગા બોલ્યો સિંહજવાણ; હુંતો શિંહ નથી ભાઈ નિશ્ચે, બકરો મુજને જાણ. ૨૭ એવું સાંભળી વનશિંહ કહેછે, શાંભળતું એક ન્યાય, બકરા સાથેસ્વરૂપતણી તું કરીજોને એકતાય. ૨૮ તે પુંઠે મુજ દેહનીશાથેકર એકતા આવાર; તેમાં કોની સાથે મળી તું. આવેછેનિરધાર.૨૯બકરાનાચારે પગમાંહી બબે ખરી દરશાય; તેવાતારાપગમાં, પાંચ નખો શોભાય. ૩૦ બકરાનું નાનું પુછડું તે હાલ્યા કરે છે.સાર, તેવી રીતે તારૂં મારૂં, લાંબું છે નિરધાર. ૩૧ એવી રીતે ઉપદેશ કી-

ઘો વનનાં સિંહે ત્યાંય; ત્યારે બકરાં શંગી સિહને, નિશ્ચે થયો મનમાંય. ૩૨ વળતી વનના શિંહને કહે છે, ગ્રામ શિંહ તે ઠાર; અહો ભ્રાતતું કહે છે શાચું, શઘળું આણીવાર. ૩૩ પણ મુજને વિશ્વાસ મનમાં, કયમ આવે આ ઠામ; છેતરી ને તું મારે ત્યારે, કથળે સરવે કામ. ૩૪ એવું સાંભળી વનના સિંહે, પાણીમાં તે ઠાર; મુખ બતલાવ્યું એનું ને વળી, પોતાનું નિરધાર. ૩૫ તેવી રીતે બકરાનું પણ, દેખાડયું તે ઠામ; વળતી પોતે કહેવા લાગ્યો, વન કેશરી અભીરામ. ૩૬ અહો મિત્ર જો તારૂં ને વળિ મારૂં તો વદન; મળતું આવે છે એક રંગે,સઘળુંતો વળી તન. ૩૭ તેવી રીત બકરાનું તો લાંબું કાળું સાર; તે માટે કયમ તેનું થાયે, કર તેનો વિચાર. ૩૮ તમારી મારી સરખી ગ્રિવા ભાસે છે મુજ મીત્ર; તેવી રીતે અજગળમાંહી, આંચળ છે વીચીત્ર ૩૯ બાળપણાથી બકરાંમાંહી, ઉછેરીયો તું સાર; તે માટે હું બકરો એવું, માન્યું તે નીરધાર. ૪૦ મારા જેવોતું સીંહ છે સત્ય કહુંમુજ ભ્રાંત; તારાં મારાં શર્વે લક્ષણ, એક મળ્યાં સાક્ષાત. ૪૧ એવું સાંભળી બકરા વાળા, શીંહે તેણે ઠાર; બકરાનો અભ્યાસ છોડીઓ, સંગ સ્નેહ નીરધાર. ૪૨ વળતી વનના સીંહનીપેઠે, કરી ગર્જના ત્યાંય; ત્યારે શર્વે બકરાં નાશી ગયાં તદાપુરમાંય. ૪૩ શીંહની સાથેસીંહપરવર્યો,વનમાંહીતેકાળ; વળતી ખેદ કર્યો મનમાંહી તેણે ત્યાં વીશાળ. ૪૪ અરે પ્રભુ હું શિંહ થઇને

ભુલ્યો અપરમ્પાર; બકરા સાથે ભમીયોનીત્યેતૃણુનો કીધો અહાર. ૪૫ તેવિ રિતે માયા કલ્પિત, દેહેંદ્રિયતોજેહ; બકરાં રૂપી કહાવે સર્વે, ટાળું આખુ એહ. ૪૬ તેની સાથે આત્મા ને તો,સંગથયો છે સાર; તે માટે હું ને આ મારૂં માન્યું આ ણિવાર ૪૭ શુદ્ધ સ્વરૂપ પોતાનું કહાવે, ચિદાનંદ વિજ્ઞાન તેનેભુલી દેહ બુદ્ધિમાં, લિપ્પથયો નીદાન ૪૮ વળિ પેલા પાળક સરખા, ભેદ વાદીગુરૂજન; તેતોકરતાભોકતામનવિ ઉલટું કરેબંધન. ૪ પણકોઇ પુન્યેકરીને પામે,બ્રહ્મવેતા ગુરૂં રાય; ત્યારે પેલા સીંહની પેઠે, ઓળખાવે આત્માય. ૫૦ કેવળ પોતાની બુદ્ધીથી સ્વરૂપ તણું ઓળખાણ; નથી થાતું કોઇ કાળે, નીશ્ચે પ્રાણીને નીરવાણ. ૫૧ જ્યારે સ્વરૂપ તણો તો થાશે, દીલમાં સાક્ષાતકાર; તે કાળે પ્રાણીનાં બળશે, સરવે કર્મ અપાર. ૫૨ જયમ ધખ ધખતા પાવકમાંહી, સમીધ બળે તત્કાળ તેવી રીતે જ્ઞાન અગ્નીની કર્મ બળે વીશાળ ૫૩ હું ને મારૂં બંધન એ બે. ૬૮ પ્રાણીને સાર; તે મરતાં દીલ માંહી થાયે; સ્વરૂપનો સાક્ષાતકાર. ૫૪ કોશની માંહી પડે પ્રતી બીંબ આત્માનું નીરવાણતેણેકરિને ભાશે તેવો,શ્રુતીનુંએહપ્રમાણ.૫૫ જયમ સ્ફાટીકને જુદા જુદા પાના સાથે સાર; રાખ્યાથી તેવો ભાશે છે, પાનાવત નીરધાર. ૫૬ તેવી રીતે સ્થૂળ દેહ તો અનમયકોશ ગણાય; તેથી ન્યારો આ ત્મા કહાવે શ્રુતીનો એવો ન્યાય. ૫૭ વિશ્વતનું અભી-

માન એહમાં, પ્રાણીને તોથાય;પણ એકોશથકી તો ન્યારો, આત્મા તો કહેવાય. ૫૮ આત્મા કોઇ દહાડો નથી મરતો, નથી બળતો. નિરધાર, દેહનાશ થાયે તે માટે, આત્માદેહન ધાર. ૫૯ તેવી રીતે સુક્ષ્મ દેહ પણ દ્રવ્ય વસ્તુ કહાવેય; તેનો દૃષ્ટા આત્મા કહે છે, અનુભવી તો સદાય. ૬૦ ત્રણ કોશ તે માંહી જાણો, અનુભવથી નિરવાણ;પ્રાણમય મનો મય તેવી જ્ઞાન મય, શ્રતિનું એહ પ્રમાણ. ૬૧ સ્થૂળ દેહમાં રહીને ભોગવે, સુક્ષ્મદેહ સુખદુઃખ; તેવી રીતે કર્મ કુરે છે. ઇંદ્રિયો પ્રમુખ. ૬૨ તૈજયસત્ય અભિમાન રહ્યુ છે, સ્વપ્ના સ્વથારૂપ; તેવી રીતે જ્ઞાન શક્તિ ત્યાં, ગુણ સાત્વિક અનૂપ ૬૩ તે માટે સુક્ષમ કાયા પણ, આત્મા નવ કહેવાય, એથી ન્યારો એનો દૃષ્ટા, આનંદી સદાય. ૬૪ તે રીતે અજ્ઞાન રૂપજે, કારણ વપુ કહેવાય; તેને પણ આત્મા નવ કહેવો, શ્રતિનો એવો ન્યાય. ૬૫ આનંદ કોશ કહ્યોછે એને શાસ્ત્રો તો નિરધાર; આનંદ રહે છે, સુષુપ્તીમાં સાર,૬૬ ઈંદ્રિય આદિ વૃત્તિસંયુક્ત, બુદ્ધિત્યાંહમેશ;લીન રહે અજ્ઞાની માંહી, સદા સર્વદા એશ. ૬૭ એહ દેહનો દૃષ્ટા કહાવે, આત્માતો નિરવાણ; તે માટે તેનાથી ન્યારો બ્રહ્મ સ્વરૂપીજાણ ૬૮ તેવી રીતે જ્ઞાન સ્વરૂપી, મહાકારણ વપુજેહ; તેનો પણ દૃષ્ટા આત્મા છે, તેમાં નહિ સંદેહ. ૬૯આગળ કહેલા ત્રણ વપુનો દૃષ્ટા હું છું સાર; એવું જ્ઞાન વિશેષજ જેમાં, તે મહાકારણ ધાર. ૭૦ અહંસ્ફુરણતા દીસે એમાં, માટે વપુ

કહેવાય; પણ તે મટતાં શુદ્ધ બ્રહ્મ છે,વેદતણો એ ન્યાય.૭૧
એવી રીતે ઉપાધીમય, દેહો એ કહેવાય; તેથી ન્યારો આ-
ત્મા જાણો, શંકર કહે અબળાય.૭૨ ઘટ દષ્ટા ઘટથી ન્યારો
છે, પ્રસિદ્ધ તો નિરધાર; તેવી રીત દેહોથી તો,આત્માજુદો
સાર.૭૩ અસ્તિભાતી પ્રીય સર્વમાં, વ્યાપક એ કહેવાય;
જેમ બધે આકાશ રહ્યું છે,વ્યાપીને સદાય.૭૪ એવું સાંભ-
ળી પાર્વતીકહે,સાંભળોમારાનાથ;અસ્તિભાતિપ્રીયવસ્તુને
ઓળખાવો સાક્ષાત.૭૫ ત્યારે શંકર કહેવા લાગ્યા સાંભળ
ને તું નાર અસ્તિભાતી પ્રીયસમજાવું,તુ જાનેઆણીવાર ૭૬
તત્વ વસ્તુને અસ્તિ કહેછે, રૂપ ભાતિ કહેવાય; તેના ઉપર
સ્નેહ થાય તે, પ્રીય ગણો સદાય. ૭૭ એ વીના આ સકળ
વિશ્વમાં, નથી વસ્તુ કંઇ અન્ય; અસ્તિભાતી પ્રીય બધે છે
વ્યાપક બ્રહ્મ અનન્ય.૭૮ શતપદ એતોઅસ્તિ જાણો, ચિત
ભાત નીરવાણ; પ્રીય આનંદનું રૂપ કહ્યું છે, તત્વવેતા એ
જાણ ૭૯ એવીરીતે બ્રહ્મઆત્માનો, અભેદતો કહેવાય અજ્ઞા
નેકરીઅસ્તિભાતિ,પ્રીય શદાદરશાય.૮૦ તેમાટેઆદષ્ય વિ-
શ્વતે,કલ્પિત સઘળું જાણ. આત્માસત્યછે અનાદી અનાદી
વેદવચન પરમાણ. ૮૧ તેને જાણવા માટે થાયે, પ્રાણીને
તો જ્ઞાન; ત્યારે અનુભવ થાયે સાચો, અંતરમાં નીદાન. ૮૨
તે જ્ઞાનના ઉભય ભેદછે,તે તું સાંભળનાર,વિસ્તારી સંભળાવું
તુજને,નીશ્ચે આણીવાર. ૮૩ સામાન્ય જ્ઞાનને વિશેષ જ્ઞાન;
એ બેઉ તેનાં નામ;અનુભવિએ વિચારી પાડયાં;નિશ્ચે આણે

ઠાર. ૮૪ તેનાં જે સામાન્ય જ્ઞાનતો; પ્રથમ કહ્યું નિરધાર; તેતો નથિ અજ્ઞાનનું નાશક; ઉલટું પ્રકાશક સાર. ૮૫ કાષ્ટ વીષે જેમ અગ્નિ છે પણ,કાષ્ટ બળે નહીં સાર; ત્યમ સૌમાં સામાન્ય જ્ઞાન પણ, સુઝે નહી સુવીચાર. ૮૬ હું તો કેવળ બ્રહ્મ સ્વરૂપી, ચીદાનંદ છું સાર; એવો નિશ્ચે હોએ એતો, વીશેષ જ્ઞાન નીરધાર. ૮૭ એ તો છે અજ્ઞાન વીરોધી, વેદ વચન પ્રમાણુ કાષ્ટે કાષ્ટ ઘસાતાં જેવું, કાષ્ટ બળે નીરવાણુ. ૮૮ વીશેષ જ્ઞાનરૂપી અગ્નિ તો,મટાડી અધ્વાસ;પોતે પણ લીન થાયે નિશ્ચે, સામાન્યમાં પ્રકાશ ૮૯ એવુંસાંભળી પાર્વતી કહે સાંભળો મારા કંથ; પરોક્ષને અપરોક્ષ જ્ઞાનનો, દરશાવોને પંથ ૯૦ એવું સાંભળી શંકર કહે છે, સાંભળ અબળા વાત; તેં પુછયું તેનો કહું ઉતર, આ વખતે સાક્ષાત. ૯૧ આત્માથી જુદા પ્રભુમાને, પરોક્ષ એ કહેવાય; દ્વૈતવાદી તેને પરમાણો, વેદ તણો એ ન્યાય. ૯૨ હુંતો કેવળ બ્રહ્મ સ્વરૂપી, તુજથી અન્યનઇશ; જ્ઞાનગણો અપરોક્ષ એહને, અનુભવી આણે દીશ.૯૩ તે માટે આત્માથી ન્યારા, માને જે ભગવાન; તેને બંધન થાયે ઉલટું જન્મને મૃત્યું નીદાન. ૯૪ મીથ્યા જક્તને સાચુ માની, પ્રીતી રાખે સાર;તેતો ગર્ભ વીશે દુઃખ પામે,શ્રુતીનો એહ કરાર ૯૫ એવું સાંભળી પારવતી કહે, સાંભળો સ્વામીનાથ; મીથ્યાજકત કહો તો કયમ એ,દેખાયે સાક્ષાત ૯૬ એવુંસાંભળીશંકરબોલ્યા, સાંભળ અબળા વાણુ; સ્વપનવત આવીશ્વજ સઘળું, મીથ્યા

મનથી જાણુ. ૯૭ સ્વપનમાં સુખદુઃખ થાય તે, જાણે આ ત્મા સાર; પણ એને સાચું કયમ કહીએ, એ, અનુભવથી નિરધાર. ૯૮ શુક્તિમાંહી રૂપું ભાસે,પણ નથી.સાચું એહ; એવી રીતે આત્મા માંહી, વિશ્વ નથી વળી તેહ. ૯૯ મૃગ જળને આકાશની માંહી. નીલપણું દરશાય; પણ એનીલ-પનુ નથી સાચું, શાસ્ત્રનો એ એવો ન્યાય. ૧૦૦ વક્ષણ એ રીતે શીવે કહ્યું, મિથ્યા જગ નિરધારરે; દુર્ગા કહે વળી પૂછતાં, પારવતી તે ઠારરેરે. ૧૦૧

ઇતિશ્રી શીવપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સહિતાયાં
શીવગીતાયાં આત્મબોધ વર્ણનો નામ ષટનવતિતમોઽધ્યાયઃ ૯૬

### અધ્યાય ૯૭ મો. શીવગીતાનો આત્મબોધ.

### રાગ મારૂ.

બોલ્યા સુતપુરાણી વચન, સુણો શૌનકાદિ મુનિજન; પછી પારવતિ તેણે ઠાર, ફરી પુછવા લાગ્યાંપ્રકાર. ૧ અહો નાથ સુણો એક વાત, કરો શંકા સમાનધાન નાથ; મન-વાણી આદી વૃત્તિ જેહ, અંતઃકર્ણને ઇંદ્રિયો તેહ. ૨ નથીપ્ર વર્તતાંઆત્મામાય, તેનું કારણ શું કહો આંય;એવું સાંભળી ને શીવરાય કહેવા લાગ્યા પ્રીતિથિ તદાય. ૩ જેહવસ્તુવિશે અભિરામ, નથી ક્રિયા અને ગુણનામ; રૂપ આદી કારણનો સંબંધ, નથી ઘટતો જેને વિષે દ્વંદ ૪ ત્યાંય તો વાણી તણી નિરધાર, નથી પ્રવર્તિ સગાર કહ્યાં કારણ જયાંજયાંજ હોય ત્યાં તો વાણી પ્રવર્તે છે સોય. ૫ આત્મા અસંગ અક્રિય જાણો અગુણી છે સદાતે પ્રમાણો; માટે વાણી તો એહની

માંય, નથી પ્રવર્તી થાતીજ કયાંય. ૬ ભેદરહીત જયથ મહા
કાશ બધે વ્યાપી રહ્યુ પ્રકાશ; તેમજીવનેઈશ્વર માંયઆત્મા
વ્યાપીને રહ્યો બધે ત્યાંય. ૭ એવું સુણીને પાર્વતિ દેવિ, વા
ણિ ઉચ્ચારવા લાગ્યાં તેવી સ્વામિજીવને ઈશ્વિર કેરી કયમ
એકતા કહો છો ગણુરી ૮ હર્ષ શોક આદિ જે વિકાર, રહ્યા
જીવની માંય અપાર; નથી ઈશ્વરમાં વળી એહ, ઉત્પતિલય
કર્ત્તા તેહ, ૯ માટે એબે તણિએ કથાય' કહો કેવિ રીતે સ્વા
મિથાય; એવું સુણીને કૈલાશ નાથ, બોલ્યા પ્રશન થઈ સા
ક્ષાંત. ૧૦ તત્વમશિ મહા વાકય જેહ, રહ્યા વેદ વિષે વળી
એહ; તેમાં તત્પદ ત્વપંદ નાર, તેનો વાચ્યાર્થ લક્ષ્યાર્થશાર
૧૧ તેને વિચાર તાંતો સદાય ભેદ બુદ્ધિ તવરાથકી જાય;
કર્ત્તૃત્વને ભોક્તા ત્વ તો જેહ, ભાસે જી ની માંયજ એહ
૧૨ એતો અવિદ્યા કલ્પિત શાર, અંતઃકર્ણનો અધ્યાશે
ધાર; કર્તા ભોક્તા પણું કહ્યુ નારી, અંતઃકર્ણનો ધર્મએ
ભારી, ૧૩ જન્મ મૃત્યુ કાયાનેજ થાય, આત્મા નિર્દોષી
નીત્ય ગણાય; વીશ્વ ઉત્પન્ન પણુંજ એવું, ભાસે ઈશ્વરમાં
વળી તેવું. ૧૪ તે પણ ઉપાધી ભેદથી ત્યાંય. કહ્યુ વ્યાસે
વેદાંતની માંય; ખરૂં જોતાં એ બ્રહ્મ સ્વરૂપ, ચીદાનંદને
નીત્ય અનુપ. ૧૫ માટે વીચાર વીનાસદાય, જીવ ઈશ્વરમાં
ભેદ થાય; જેમ એકજ આકાશ સાર, આવે ઘંટાવર્ણમાંહી
નાર. ૧૬ ત્યારે ઘટાકાશપડેનામ, થોડું નાનું ભાસે અભી-
રામ; તેમ મઠમાં આવ્યાથી નારી, મઠાકાશ થયું એતો

ભારી. ૧૭ એહ બેઉ થકી રહ્યું જેહ, ઉપાધી હિન વ્યાપક એહ; તેતો પુણ મહાકાશ સાર, નથી સશય તેમાં લગાર. ૧૭ તત પદને ઉપાધીથી વામ, કહયો ઈશ્વર તો અભીરામ. તેવો ત્વંપદ જીવ ગણાય, તે પણ ઉપાધીયુકત સદાય. ૧૯ પણ અસિ પદે કરી નાર થશે એકતા તેનીજ સાર; ત્યારે ભેદ ટળે તેણે ઠામ, ભાસે બ્રહ્મ સ્વરૂપી તમામ.૨૦ ઈશ્વરમાં સત્તા વધારે રહી, વિશેશ ઉપાધી થકી તે કહી; જીવમાં થોડી ઊપાધિ નાર; તેથી થોડી સત્તા નિરધાર. ૨૧ ઘડામાં થોડું અંન ભરાય, મઠમાં તો વીશેષ સમાય; તેણે કરીને જુદુંજ સાર; નથી આકાશ તો નીરધાર. ૨૨ માટે તત્વપદ ત્વંપદ કેરો, કહયો લક્ષ્યાર્થ શાસ્ત્રે ઘણેરો; ચીદાનંદસ્વરૂપ એ એક, નથી ભેદ બુદ્ધિ તેમાં છેક. ૨૩ તેમાં કલ્પત વાચ્યાર્થ સાર, ઉપાધ બે કહી નીરધાર; જીવ ઈશ્વર કેરીજ એહ, થાય પ્રાણીને જેમાં સંદેહ. ૨૪ તેને લક્ષણા થકીજ નાર, કરવી ત્યાગ વળી નીરધાર; તેહ લક્ષણા કેરા જે ભેદ, કહું વિસ્તારીને નીરવેદ. ૨૫. જહદ અજહદ બેઉ કહાવો. ત્રીજી જહદા જહદ ભણો ભાવે; વાકયના પદનો બેધોઅર્થ થાય ત્યાગ તમામ સમર્થ. ૨૬ તેનું નાને જહદ લક્ષણાય, કહી અનુભવીએ સદાય; એહ લક્ષણા એકતા માંય, નથી શંભવતી વળી ત્યાય; ૨૭ કારણ કે વાકય પદનો સાર, થાય લોપ વળી નીરધાર; તો એ મહા વાકય વડે કરી, શુદ્ધ ચૈતન્ય જાણવું હરી. ૨૮ તેનો પણ થશે ત્યાગ સાર માટે

લક્ષણા એ ન્યર્થ નાર; સિદ્ધાંતમાંતો નીશ્ચયે એવો, પદનો વાચ્યાર્થ અંશ ન લેનો. ૨૯ તેમ લક્ષ્યાર્થ અંશજ શાર, તેને લેવો વળી નિરધાર; માટે જેહદ લક્ષણ જેહ, નથી લેવી ઘટતી વળી એહ. ૩૦ એવી રીતે બીજી નીરધાર, કહી અજહદ નકકી શાર; તે પણ નથી ઘટતી આણે ઠામ, વિચારીને જોતાં અભીરામ, ૩૧ કારણ કે પદ કેરો વાચ્યાર્થ, તેમાં અધિક ભળે શમર્થ; એહ બેઉનું ગ્રહણ થાય, નથી શંશય તેમાંજ રાય. ૩૨ શીદ્ધાંતમાં કહ્યુ નીરધાર, તત્વંપદ નો વાચ્યાર્થ શાર; તેનો ત્યાગ કરી આણે ઠામ, લેવો લક્ષ્યાર્થ તો અભિરામ. ૩૩ માટે ભાગ વાળી જેહ; જહદા જહદ લક્ષણા એહ; તેને ગ્રહણ કરવી શાર, એકતાની માંહી આણી વાર. ૩૪ થશે તે થકી તો એકતાય, જીવઇશ્વર કેરી શદાય મટે વેહેમને છુટે બંધન થાચ આનંદ સ્વરૂપી મન. ૩૫ આવું જ્ઞાન પામ્યા વિણુ શાર, કેવળ,યોગાભ્યાસેનીરધાર નથી મુકત થશે વળીજન, એવું શ્રુતિનું સત્ય વચન. ૩૬ હુંતો દેહ સ્વરૂપી છું પ્રાણી, જીવ સંજ્ઞા મારી પરમાણી; એવું જાણે છે જે નરનાર, તેતો હત્યારાં છે નિરધાર. ૩૭ કોટી ગૌવતનું બેસે પાપ, તેને માથે વળી અણુમાપ, હુંતો આત્મા અશંગી છું શાર, ચીદાનંદ સ્વરૂપી અપાર. ૩૮ એવું જાણશે જે નર નારી તે તો પુણ્યશાળી પાણીભારી; અશંખ્ય ગાયો આપ્યા તણું જેહ; પુન્ય પામે દીને દીને તેહ. ૩૯ એવું સાંભળી પાર્વતિ માત, કહેવા લાગ્યાં સ્વા-

મીને શાક્ષાત; અહો નાથ આવું જ્ઞાન થાય, તેતો દેહથી પીડાય. ૪૦ રોગ દુબંળતા આદી જેહ, કેમ નાશ થતાં નથી એહ; એવું શાંભળી શંકર દેવ; કેહેવા લગ્યાવળીતત ખેવ. ૪૧ અહો નારી ત્રીવેધી જે કર્મ, તેનો સાંભળને તું તો મર્મ; શંચીત પ્રારબ્ધને ક્રીયમાણુ, ત્રણ ભેદનું કર્મના જાણુ. ૪૨ તેમાં પામતા જ્ઞાન વીશાળ, શંચીત કર્મનાબળે વિશાળ પ્રારબ્ધતો ભોગવ્યાથિ જાય, એવો વેદને શાસ્ત્રનો ન્યાય, ૪૩ પ્રારબ્ધનું વિરોધિતો શાર, નાથ પાન સદા નિર ધાર; જો હોય પ્રારબ્ધનું વિરોધ જ્ઞાન, તો તો દેહ રહે નહિં નિદાન. ૪૪ કારણુ કે દેહ પ્રારબ્ધે થાય, માટે તેહ મટે દેહ જાય; પણુ ભોગવ્યા વિના એહ; નાથ જ્ઞાને હણાતું જ તેહ. ૪૫ જ્ઞાનિનાં ક્રિયામાણુ જે કહાવે, તેતો સ્નેહિ દ્વેષિનેજ આવે; જ્ઞાની કરે છે જે શત કર્મ, તે તો તેનો સ્ને હી પામે પર્મ. ૪૬અશત કર્મ ગ્નાનિ થકી થાય, તેતો તેહનો દ્વેષિને જાય પણુ ગ્નાનિ પુરૂષ કોઈ કાળ. નથી કરતો પાપ વિશાળ. ૪૭ કેમકે ચીત્ત શુદ્ધ છે એનું, પુન્ય કર્યાં ફળ તેનું; માટે અધર્મ તો નવ થાય, અજાણે થયો દ્વેષીને જાય. ૪૮ કરે શત કર્મ તો પ્રાણિજન,તે તોનિષ્કામરાખીને મન; ભુલે શકામ બુદ્ધી જો થાય, તો તે નિશ્ચે સ્નેહીનેજ જાય. ૪૯ એમ જ્ઞાની પુરૂષનેસાર, નથી નડતાં કર્મ લગાર; જીવન મુક્ત કહાવે એ જન, નથી ત્રીકાળમાંહી બંધન ૫૦ અહરનીશતો આત્માની માંય લક્ષ રહે છે નીચશ્ચત્યાંય

તેણે ફરીને સમસ્ત કર્મ બળી રાખોડી થાય છે પર્મ. ૫૧ રહે માયા વીષે એવાજન, તોય લીપ્તન થાય જમન, જેમ ઝાલશે વાદી ભુજંગ; પણ વિષ વ્યાપે નહીં અંગ. ૫૨ ચકોર અંગારા અગ્નીના ખાય, પણ દાઝે નહી એ જરાય; કમળ કહાવે નહી જળમાંય, રહ્યો લક્ષતો રવિ છે જ્યાંય. ૫૩ એમ આત્માના લક્ષથી શાર, નથી નડતા કર્મ લગાર થયું આતમાનું અપરોક્ષ અગ્નાન તેતો તીર્થોમાં નાહ્યો નીદાન. ૫૪ સર્વ દેવતણી તેણે નાર, કરી પુજા વળી નીર-ધાર શર્વ પીત્રી કર્યા મુક્ત તેણે સર્વ વૃત ધર્યાં વેદવેણો ૫૫ એક આત્મા વીના કોઈ ઠામ, નથી વસ્તુ બીજી અભી રામ; તેનો પુરાવો શ્રુતીમાં સાર, ઘણે ઠેકાણે છે નીરધાર. ૫૬ તેને જાણુવા માટેજ નારી, ગુરૂસેવા કરવી નીત્ય ભારી તેથી સમાધી ગ્નાનજ થાય. ત્યારે આત્મ સ્વરૂપ જણાય. ૫૭ સમાધીના છે બેઉ પ્રકાર, સવીકલ્પ નિર્વિકલ્પ સાર; તેમાં સાવીકલ્પ પેહેલી કહાવે, તેને વર્ણવું હું તોજભાવે. ૫૮ સવીકલ્પમાં છે બેઉ ભેદ, કરૂં પ્રસિદ્ધ તે નિર્વેદ; દશ્યા નુ વિદ્ધશબ્દા વિદ્ધ એહ બેઉતો દિસે પ્રસિદ્ધ. ૫૯ તેમાં દશ્યાનું વિદ્ધતે સાર, સુણો પ્રીયા તમે આણીવાર; કામ સં કલ્પ ચકિત્સા કહાવે, શ્રદ્ધા અશ્રદ્ધા તો ભાણો ભાવે ૬૦ ધૈર્ય અધૈર્ય બેઉ કહેવાય, લજ્જાભયતો તેમ ગણાય; એવી સાત્વિક વૃત્તિઓ જેહ, થાય અંતઃકર્ણ માંહી તેહ. ૬૧ એતો સઘળી દશ્ય કહેવાય, શ્રુતિ સ્મૃતિ તણો એવો ન્યાય; તેથી

ન્યારો છું હું તો આત્માય દ્રષ્ટાનું વિદ્ધ કહેવાય તેહ, હુંતો અસંગ આત્મા કહેવાઉં, અકર્ત્તા ને અભોક્તી જાણુઉં. ૬૩ દેહેંદ્રિય અંતઃકર્ણ સાર, તેમાં છતાં અસંગ વિચાર; જાગ્રત સ્વપ્ન સુષુપ્તી કહેવાય, એવો અવસ્થા ત્રણ સદાય. ૬૪ તેમાં છતાં તેથી ન્યારો છું હુ યાદ્દષ્ટા જ્ઞાતા તેનો સદાછુંય, સર્વ પ્રપંચને હુંતો સાર, કરૂં પ્રકાશ તો નિરધાર. ૬૫ મને પ્રકાશ કરવા સારૂ નથી અન્ય વસ્તુંવળી વારૂં; સ્વંયંપ્ર કાશી હુંતો મદાય, બધો પપંચ મુજમાં જણાય. ૬૬ પણ હુંતો અસંગી છું સારં ચિદાનંદ રૂપી નિરધાર; એવો નિશ્ચ હોયજ જેને, શબ્દાનું વિદ્ધા, કહેવાય તેને. ૬૭ સાવિકલ્પ સમાધિતો એહ, તેમાં નથીજરાય સંદેહ; નિરવિ કલ્પની હવે તાત, કહું વિસ્તારી હુંતો શાક્ષાત.૬૮સવિકલ્પ શમાધીથી શાર, ગન નંદ થશે નીરધાર; ત્યારે અનુભવઆ વેશ આવે, દષ્ય વસ્તુઓ તેતો છોડાવે. ૬૯ હુંતો અશંગ છું ત્રણ કાળ, એવો નીશ્ચય દીલમાં વીશાળ તેપણ રહેનહી અભીરામ, મટે શંકલ્પ સત્યતમામ ૭૦ વૃતી સ્ફુરે નહી લવલેશ, એકતાર રહેછેહમેશ; જેમવાયુ વીના સ્થાનમાંય, દીવો અખંડબળે છે ત્યાંય. ૭૧ એમ શંકલ્પશાહીત શાર, વૃત્તી થાય શદા સુખકાર નીરવકલ્પ તેને કહેવાય, શમાધી એતો જાણો સદાય. ૭૨ વાશના ક્ષયને મનો નાશ, ગ્નાપ્રા પ્તી અખંડ પ્રકાશ એતો નીવિકલ્પથી થાય, વેદશાસ્ત્રત ણો એવો ન્યાય. ૭૩ તેને પામ વા માટે શદાય, કરવા આ

વેતાની સેવાય; તેવું વેદાંતશાસ્ત્રનું સાર, કરવું શ્રવણ તો નિરધાર.૭૪ મનન નિધ્યાસપણું જેહ, તેપણ રાખવું હમેશ એહ; તેણે કરીને વ્યાપ્તી બે સાર, તેતોજણાયછે નિરધાર. ૭૫ રૂપ આત્માતણું જેહહાવે,બેઉવ્યાપ્તિ વિના કહ્યુ ભાવે; તેહ વ્યાપ્તિ તણો વિસતાર, સુણો પ્રિયા તમે આણીવાર. ૭૬ વૃત્ત વ્યાપ્તી ફળ વ્યાપ્તી કહેવાય, એબે નામછે તેના સહાય, અંતઃકર્ણની વૃત્ત તો સાર સુરે ઘટાદિમાં નીરધાર. ૭૭તેનું નામ વૃત્તિવ્યાપ્તી જાણો કશોવેમ તેમાં નવ આણો; તેમ પદાર્થનો નિશ્ચે જેહ થવામાં સ્ફુરે વૃત્તિયો એહ. ૭૮ પદાર્થમાં જે નિશ્ચે થાય, ફળ વ્યાપ્તી તેને તો કહેવાય; વળિ અજ્ઞાન નિવૃત્ત સારૂ વીશેષ જ્ઞાન થવું અતિ પ્યારૂં. ૭૯ તેને માટે તો નિશ્ચય સાર, વૃત્ત વ્યાપ્તી જોઇએ નિરધાર; જેમ જોવા રવિ મહારાજ, નેત્ર નિરોગી તણું છે કાજ.૮૦ દીવા તણું નથી ત્યાંયકામ, નેત્ર અપેક્ષા છે અભીરામ;તેમ બાહેરના વળિ જેહ, ઘટપટાદિ પદાર્થો એહ. ૮૧ તેને જોવાને માટે સહાય, બેઉ વૃત્તિના છે અપેક્ષાય, અધીકારમાં જે વસ્તુ સાર, તેને જોવા માટે નિરધાર.૮૨ દીવોનેત્રે એબે અભીરામ, તેનું પડેજ નિશ્ચય કામ;એવું સાંભળી પાર્વતિ માત, કહેવા લાગ્યાં ફરીથી સાક્ષાત. ૮૩ અહો સ્વામી મટાડો શંકાય મારા ઉપર આણી કૃપાય; તમે કહ્યુ કે વિશેષ જ્ઞાન વૃત્તિ વ્યાપીથી થાય નિદાન.૮૪ તો તો દ્રષ્ટા થઈ વૃતિ સાર દ્રશ્ય આત્મા થયો નિરધાર; એવું સાંભળીને શી-

વરાય, કહેવા લાગ્યા પ્રીતીથી તહાય. ૮૫ સુણો પ્રિયા તમે આણીવાર, હણુ શંશય તમારો શાર; આત્માને તો વળી નિજમન, દ્રષ્યા પદાર્થવત બળવાન, ૮૬ નથી જોઈ શકતું કોઈ કાળ, એવું શરૂતિનું વાકય વિશાળ, પણ વિચારથી નીરધાર, પોતે પોતાની મેળેજ સાર. ૮૭ પ્રકાશે છે સદા.કાળ એહ, નથી તેમાં જરાય સંદેહ; જેમ દર્પણથી મુખ ભાસે, નેત્ર નાસીકા સુદ્ધાં પ્રકાશે. ૮૮ પણ દર્પણ દેખે નહિ તુંડ, એવો નિશ્ચય છેજ પ્રચંડ; માત્ર મુખજોવાનુ સાધન, કહ્યુ દર્પણ તો બળવાન. ૮૯ પણ મોઢું જોયા પછી સાર, નથી ખપ તેનો નીરધાર;તેમઆત્માનો સાક્ષાત્કાર, થાય જેહ વેળા નીરધાર. ૯૦ તેણે સમેતો જ્ઞાની પુરૂષ, વૃત્તિ છોડી દેછે ઉત્કર્ષ; માટે બેઉ વ્યાપ્તિ વીના સાર, કહયો આત્માને તો આણેઠાર. ૯૧ સ્વયં પ્રકાશક એતો દેવ નથી એવીના અન્યજ એવ; સુર્ય સ્વર્ય પ્રકાશી છે નારી, કરે સામાને પ્રકાશ ભારી. ૯૨ પણ આત્માને તો નીરધાર, નથી પ્રકાશ કરતો સાર; કરે સુર્યને આત્મા પ્રકાશ, એવો શ્રુતનો અર્થવિલાસ, ૯૩ માટે આત્મા તો બ્રહ્મ સ્વરૂપ, અકર્તાને અરૂપી અનુપ; તેને જાણવા માટેજ સાર, ત્રણ તજવાં નર્કનાં દ્વાર. ૯૪ કામ ક્રોધ અને લોભ જેહ, ત્રણે દ્વાર કહેવાય છે એહ; એવું સુણીને પાર્વતીનાર, કહેવા લાગ્યાં વળી તેણે ઠાર. ૯૫ અહો સ્વામી તમે કહ્યુ

જેહ, કરવું ગુરૂનું સેવન એહ; તેતો કેવા ગુરૂ નીરધાર, કહો લક્ષણ તેહનાં સાર. ૯૬ એવું સાંભળીને શીવરાય, કહેવા લાગ્યા પ્રીતીથી તદાય; બ્રહ્મનિષ્ઠ ને શોતીય સાર, એ બે વીશેષણ સુણો નાર.૯૭ હોય જેહની માંહી સમાન, એવા કરવા ગુરૂ નીદાન; એકલા શોત્રીયથી પણ નારી,નથી મુક્તિ પમાતીજ સારી.૯૮ કેવળ બ્રહ્મનિષ્ટા થકી સાર, નથી નીશ્ચે થતો આણીવાર; વેદશાસ્ત્રને જાણે પુરાણ,શોત્રિય તેને કહે નિરવાણ. ૯૯ નિશ્ચળ આત્મ જ્ઞાન થયું જેને, બ્રહ્મ નિષ્ટ ભણે સઉ તેને; એકલો શોત્રીય તો ગુરૂજન, અંધ કહેવાય છે બળવાન.૧૦૦ તેમ એકલો તો બ્રહ્મનિષ્ટ, પંગુ કહેવાય છેજ વરિષ્ટ; કેમકે તેની પાસે અપાર, નથી શાસ્ત્રના પુરાવા સાર, ૧૦૧ તેથી મુમુક્ષુને વિસવાસ, નથી આવતો તેનો પ્રકાશ; તેમ શોત્રિયે તો સુખ રૂપ, નથી દીઠું સ્વરૂપ અનુપ. ૧૦૨ માટે અંધજ એતો કહેવાય, શ્રુતિ વાક્ય તણો એવો ન્યાય; માટે બેઉ વિશેષણ હોય, કરો એવા ગુરૂ સઉકોય.૧૦૩ વળી વીશેષ ગુરૂનું સાર, કહું લક્ષણ તો આણીવાર; સમધર્મી અને સમદષ્ટ, શાન્તિ વરાગ્ય તો ઉતકૃષ્ટ. ૧૦૪ દયાધીરજ અંદભ શુર,ક્ષમા અક્રોધ આનંદ પુર; ક્રોધહીનને નિર્માનીપણું, પવિત્રતાપણું દીસે ઘણું. ૧૦૫ રાગ દ્વેષ રહિતજ શાર, જીતેંદ્રિયપણું નીરધાર; હોય લક્ષણ જેહમાં એહ, ગુરૂ મુરતી કહેવાય છે તેહ. ૧૦૬

વલણ--એ રીતે શીવે કહી, સતીને શીવગીતાય રે;
દુર્ગા કહે તેને સુણે, તે નર મોક્ષે જાય રે રે રે. ૧૦૭

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં,
શીવગીતાયાં આત્મબોધ વર્ણનો નામ સપ્ત નવતીતમોઽધ્યાય. ૯૭

### અધ્યાય ૯૮ મો–રૂદ્રાક્ષ મહાત્મ.

### રાગ સોરઠ.

સુત પુરાણી એણીપેર બોલ્યા, સાંભળો સૌ રૂષીરાય;
વીસ્તારી સંભળાવું હાવે. ત્રીવેણી મહીમાય. ૧ વિભુતિ રૂદ્રાક્ષ અને વળી, ત્રીજું તો શીવ નામ; એ ત્રણેને ત્રીવેણી રૂપ, જ્ઞાન કહે અભીરામ. ૨ પ્રથમ કહું રૂદ્રાક્ષ મહાત્મ હું, આણી પ્રેમ અપાર; તેને સાંભળો એક ચીત્તથી; આવખતે નીરધાર. ૩ અગીયારસેં રૂદ્રાક્ષધરે જે, અંગવીષે કોઈ જન; તેને તેને; તો શિવરૂપપ્રમાણો, સદાકાળ પાવન. ૪ કેવી રીતે ધરવી અંગે તેનો કહું વીસ્તાર; જેને સુણતાં આનંદ થાયે, તાપ ટળે નીરધાર. ૫ પાંચશેં ને પચીસ તણો તો, મુગટ સુંદર થાય; તેવી રીતે ત્રણસેં સાઠનિ, જનોઈ શુભ પહરાય ૬ ચોટલી માંહિ ત્રણ ધારવિ, જમણા કાનમાં પાંચ; વામકર્ણમાં ખટ ધાર્યાથી, આવે નહિ વળી આંચ. ૭ એકશો આઠની માળા કરીને, ધારવી કંઠની માંય; તેણે કરીને સદા રહે છે, પવિત્રતા વળિ ૮ ત્યાંય. એકાદશ એકાદશના બે, બેરખા તો બળવાન; ભુજ ઠેકાણે બાંધવા સુંદર, મુકીને અભીમાન. ૯ તેવિ રિતે કાન જેટલી, બે કાંડાંએ સાર; પ્રેમ કરિ રૂદ્રાક્ષ બાંધવિ, મુકી અન્ય વીચાર. ૧૦

સુત્ર તણિ જનોઇએ તો વળિ, ત્રણ બાંધવી વિપ્ર; તેણે કરીને જ્ઞાન થાયછે, પ્રાણિને તો ક્ષીપ્ર. ૧૧ બાકીની પચાસ રહી જે, ઉતમ તો રૂદ્રાક્ષ; તેને કંદોરો કરિ કેહેડે, બાંધવો ભજી વિરૂપાક્ષ. ૧૨ એ રિતે રૂદ્રાક્ષ ધરિને, ભજે સદાશીવ નામ; તેનું દર્શન કરતાં બળશે, દોષો તો તમામ. ૧૩ કહી એટલી રૂદ્રાક્ષ ધરિને, પાંચ લક્ષ શિવનામ, મુખ થકી ઉચાર કરે તો, વાકય ફળે અભીરામ. ૧૪ શ્રાપ અને વર આપવા કેરિ, શક્તિ આવે પાસ; તે રિતે પ્રેત ભુત પણ, માને ઝાઝો ત્રાશ. ૧૫ ત્રિપુંડ ને રૂદ્રાક્ષ વિભુતિ, ચોથું શીવ અભીધાન; તે તો જેના અંગમાં દીશે, તે નર શીવ સમાન. ૧૬ રૂદ્રાક્ષની માળા એ જપશે, શીવતણાં શત નામ; શાહસ્રનું ફળ થાશે તેને, ત્વરાથકી તે ઠામ. ૧૭ સર્વ દેવના જપની માંહી, શરેષ્ટ કહી રૂદ્રાક્ષ; માટે તે માળાથી જપવા, વિષ્ણુને વિરૂપાક્ષ. ૧૮ ધર્મ અર્થ ને કામ મોક્ષ એ, ચારે ફળ કહેવાય; તે તો સૌ રૂદ્રાક્ષ માળથી, પ્રાણી એ પમાય. ૧૯ લક્ષ્મિ ઇચ્છાવાળાને તો કહી છે હેમની માળા; તેવી રીતે યશ પ્રાપ્તિમાં મોતીની વીશાળ. ૨૦ પુત્રેચ્છા વાળાને કહી છે સ્ફટીક માળ નિરધાર, વશ કરવામાં પરવાળાંની, ફળદાતા અપાર. ૨૧ વાહનની ઇચ્છાવાળાંને, રૂપાની સોહાય, તે રીતે રૂદ્રાક્ષમાળાની, મોક્ષવિષે આજ્ઞાય ૨૨ વળી સર્વે ઉપર કહી ઇચ્છા, તે સર્વે નિરધાર; એકલી રૂદ્રાક્ષે કરી ફળશે, તેમાં ફેરનફાર. ૨૩ એક મુખી રૂદ્રાક્ષ કહીજે,

જ્ઞાનીએ બળવાન, તેતો સીદ્ધી આપે, શ્રૂતિનું એ અનુ-માન. ૨૪ એક મુખી રૂદ્રાક્ષ હોયત્યાં, રહે સીદ્ધિઓ આઠ; તેમાં સંશય નવ કોઈ આણો, પુરાણનો એ પાઠ. ૨૫ બે મુખી રૂદ્રાક્ષ હોય ત્યાં, લક્ષ્મી કરેછે વાસ; નાગો ભુખ્યો રહે નહી પ્રાણી, જાણો દ્રવ્ય વિલાસ.૨૬ ત્રણ મુખી રૂદ્રાક્ષ હોય ત્યાં, રહે સઘળી વિદ્યાય; તેવી રીત ચોમુખીતો, ચારે ફળદાતાય. ૨૭ પાંચ મુખી રૂદ્રાક્ષ કરેછે,સર્વ પાપતોનાશ; તેણે કરીને જ્ઞાન ઉપજે, સુઝે સ્વરૂપ પ્રકાશ. ૨૮ એ સર્વે-માં એક મુકીતો, સૌથી શ્રેષ્ઠ ગણાય; દેવોને પણ દુર્લભ એ છે, અતી પુન્યે પમાય. ૨૯ બદ્રીફળ જેવડી રૂદ્રાક્ષ તો, આપે સુખ વીલાસ; ધાત્રી ફળ જેવી પણ કરશે, આપત્તિનો નાશ.૩૦ ચણોઠી જેવડી તો આપે, સર્વ ફળ નિરધાર એથી નાની અતીફળ આપે શ્રૂતિનો એહ કરાર. ૩૧ જે ધણીએ રૂદ્રાક્ષ ધરી છે, આણીને ઉર ઉલ્લાશ દેખી પ્રેત પીશાચો, આવે નહિ કદી પાશ. ૩૨ એક મુખી રૂદ્રાક્ષ ધરીને, નદીના પુરમાં જાય; તેને પાણી માગ આપશે, શા-સ્ત્રનો એવો ન્યાય. ૩૩ બે મુખી રૂદ્રાક્ષ ધરે છે, જે કોઈ પ્રાણિ અંગ; તેને કોઇ પ્રાણી નવ દેખે, દ્રષ્ટિથી અભંગ. ૩૪ ત્રણ મુખી રૂદ્રાક્ષ ધરે છે, જે કોઇ અંગે સાર; તેને કોઇ આયુધ નવ વાગે. વપુ માંહે નિરધાર. ૩૫ ચાર મુખી રૂદ્રાક્ષ હોય ત્યાં, ચોર આંધળા; થાય; વળી પાણીમાં મુ-ક્યાથિ તે બુડે નહિ સદાય. ૩૬ પાંચ મુખી રૂદ્રાક્ષ કરે છે,

સર્વ દુખનો નાશ, બુરે તો પણ ફળ દાતા એ, પ્રાણિને પ્રરકાશ. ૩૭ તે માટે રૂદ્રાક્ષ ધરે નહિ, જે કોઇ પ્રાણી શાર; તેને કેવળ પાપીજાણો, જડબુધી નિરધાર. ૩૮ તુળશી કે રૂદ્રાક્ષ વિનાનો, જે કોઈ પ્રાણિ હોય; તેને અડકી સ્નાન જ કરવું, વસ્ત્ર શાહિતજ શોય. ૩૯ મનુશા દેહ પામીને જે કોઇ, નવ ધારે રૂદ્રાક્ષ; તેનું આયુષ્ય એળે ચાલ્યું, ફળસે નહિ વિરૂપાક્ષ ૪૦ વખાણ. એ રીતે રૂદ્રનો; કીધો મહીમા શારરે દુર્ગો કહેહાવે કરે, વિભુતીનો વિસ્તાર રેરેરે. ૪૧

ઇતિ શ્રી શિવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં,
રૂદ્રાક્ષ મહાત્મ વર્ણનો નામ અષ્ટ નવતિતમોઽધ્યાયઃ ૯૮

## અધ્યાય ૯૯ મો. વિભુતી મહિમા.

### રાગ મારૂ.

બોલ્યા સુત પુરાણી વચન, સુણો શૌનકાદી મુની-જન; હવે વીભુતીનો મહિમાય, કહું વીસ્તારી આ વેળાય. ૧ ધરે વીભુતી બ્રહ્માને ઇશ, ધરે વિભુતી શ્રી જુગદીશ; ધરે વીભુતી સીદ્ધ તમામ ધરે, વીભુતી ત્રીદશ નામ. ૨ અગ્નિ હોત્રશંધ્યાદીક કર્મ, ભસ્મવિનાતોસર્વે અધર્મ. ભસ્મવિના વૃતાદી સાધન, થાય નિષ્ફળ સૌ બળવાન, ૩ ભસ્મધાર્યા થકી નીરધાર, ત્રાસે કૃતાંતના દુત શાર, ભસ્મ અડકી છે જેહને અંગ, રહે તીરતતેહનેઅંગ. ૪ અંગ બધા માંરે ધરિ જટાસુધીવીભુતીકરી; સર્વ રાજા ચતુર્ભુજચાહય, તીર્થ જાણે અમારામાં નાહયા. ૫ ફરતા ફરતા એતોમુનીશાર, આવ્યા અરણ્યમાં નીરધાર; તેહ ઠેકાણે રાક્ષસ એક, પડયો મુની-

ની દષ્ટે વીશેક. ૬ કાળ પર્વત જેવો છે દેહ, ગાજે જેવો અશાડોજ મેહ; મહા ભયાનક ભુંડો ભુપ, તેણે દીઠું મુની નું સ્વરૂપ ૭ ત્યારે મારવા તેહને શાર, કર્યો રાક્ષસે દીલ વીચાર; શામો આવી પશાર્યા બે હાથ, ભરી ક્રોધ આણી ને ત્યાં બાથ. ૮ થયો એ રીતે સીદ્ધનો શંગ, અડકીપાપીને વીભુતી અંગ; તેથી ઊપજયું અંતર જ્ઞાન, બળ્યા પાપના ઓઘ નીદાન. ૯ પ્રગટયું પુર્વ તણું કંઈક પુન્ય, મળ્યા બ્રહ્મ વેત્તા મહા પુન્ય; થયો તતક્ષણ ત્યાં દિવ્ય દેહ, મટી રાક્ષસની કાયા એહ. ૧૦ પછી કહે અસુર સુણો વાત, થયું ત્રિકાળ જ્ઞાન સાક્ષાત; ગુર્વત દેશ વિશે એક ગામ, દુષ્ટ કુર્મી રાજા મારૂં નામ. ૧૧ ફરે આખી પૃથ્વી માંહી આણ, જીત્યા ભુપ બધા નીરવાણ; હતો કામાંધ હુતો અપાર, નિત્ય નવી ભોગવતો નાર. ૧૨ વર્ણ અઢાર તણિ કામનિ, ભોગવિ મેંતો શર્વે ભામનિ તેમાં કેટલી સ્ત્રીએ તો શાર, કરિ આત્મ હત્યા નિરધાર. ૧૩ બેઠું તેતો મારે શીર પાપ, તેથીદુખ પામ્યો અણુમાપ; એમ કરતાં પડયો મારો દેહ, ત્યારે પામ્યો નર્કજ એહ. ૧૪ બીજી વાર થયો હુતો વ્યાઘ્ર, ત્યારે હિંશામાં કરતો અત્યાગ્ર; એમ અહી જાબુંક થઈ ફર્યો પશુયોની વિષે અવતર્યો ૧૫ મર્કટ મહિશ તેતર તોલ, રહયો વૃક્ષ તળે થઈ નોળ; ચોવિશમો રાક્ષશ થયો શાર આવ્યો આ સ્થાનમાં નીરધાર. ૧૬ તમ દર્શનથકીઋષિરાય,પામ્યો પચ્ચીશમી દીવ્યકાવ્યવિના

અમે થયું મારૂં કામ બળ્યા પાપના ઓઘા તમામ. ૧૬ તેનું કારણ મુજને શાર, નથી શમજાતું આણીવાર એવું શાંભળીને રૂષી દેવ કહેવા લાગ્યા પોતે તતખેવા. ૧૭ અહો દ્દધ્યદેહી સુણવાત કહુ કારણ એતો સાક્ષાત; સુણ એક ચિતે તું તો ર, થયું શુધ્ધ જેહ તારૂં શરીર. ૧૮ એતો મહીમા ત્રિભુતી તણો, જેની માંય છે ગુણજથણો; મારે અંગે ત ભરાવી બાથ, તેથી અડકી વિભુતિજ હાથ. ૧૯ વળી હૃદયે પણ થયો સ્પર્શ, એહ વિભુતિનો ઉત્કર્ષ, તેણે કરી બળ્યાં તારાં પાપ થયું કંચન જેવુંજ આપ. ૨૦ તેહવિષે કહુ ઈતિહાસ, સુણ દેવાંશી તું તો પ્રકાશ; દ્રાવિડ દેશ વિષે એક ગામ, ત્યાં એક વિપ્ર હતો અભીરામ.૨૧ કરતો તેતો ઘણાં નીચ કૃત્ય, નીચો સંગ અને નીચી મત્ય; ચોરી ચાડી અને વ્યભિચાર, કરતો આદરી પ્રેમ અપાર. ૨૨ ખાતો આપીશ કરતો ધ્વંશ, પુરણ મધ પીએ પરશંશ; એહ બ્રાહ્મણે તો નીરવાણ, એક નારી તણા લીધા પ્રાણ. ૨૩ તેનાં લેઈનેઘરેણું શેષ્ટ, આવ્યો રાખેલી સ્રીને ત્યાં નેષ્ઠ; તેહ ઠેકાણે તો એક જાર, તેની પેહેલી આવ્યો હતો સાર. ૨૪ તેણે એ દુષ્ટ વીપ્રને ત્યાંય, ઠેર મારી નાખ્યો ઘરમાંય; લઈ લીધા બધા અલંકાર, વસ્ર સુધ્ધાં વળી નીરધાર.૨૫ પછી શામતો વિપ્રનું એહ, નાંખ્યું ખાઇ વીષે જઈ તેહ; તેહ વેળાએ શબની માંય, જરા પ્રાણ હતો વળી ત્યાંય. ૨૬ એવામાં હરી ઇચ્છાથી સાર, ખેલ બન્યો વળી તેણે ઠાર; નજીક બ્રાહ્મણનું હતું

ધામ, અગ્નિ હોત્ર તેમાં અભિરામ. ૨૭ તેહ યજ્ઞની વિભુતી જેહ, વિપ્રે ઢગલો કરી રાખી તેહ; તેમાં કુતરોએક વિશાળ. આવી લોટીવો ત્યાં તતકાળ. ૨૮ તેથી વીભુતી વાળુંજ અંગ, થયું સ્વાનનું ત્યાં તો અજાંગ; પછી સ્વાન નાઠો ત્યાંથી સાર, આવ્યો ખાઇ વિષે નિરધાર. ૨૯ ત્યાં તો બ્રાહ્મણ કેરૂં કરંક, દીઠું કુતરે દષ્ટે નશંક; ત્યારે ચઢયો તેના પર એહ, માંસ ભક્ષણ માટેજ તેહ. ૩૦ તેહ કાલે વિભુતિનો સ્પર્શ, થયો બ્રાહ્મણને ઉતકર્ષ, નિકળ્યો તેહ સમે ઝટ પ્રાણ, જરા હતો તે તો નિરવાણ. ૩૧ ત્યારે શકરના દુત જન, આવ્યા તેડવા ત્યાં બળવન; તેતોબેસાડીવિમાન માંય, ગયા શીવ હતા વળી ત્યાંય. ૩૨ એમ પુરાણ પાપી એ વિપ્ર, પામ્યો ભસ્મથી મોક્ષજ ક્ષીપ્ર; બાનું પોતાનું વિચારી સાર, કર્યો શંકરે સદ્ય ઉદ્ધાર. ૩૩ એમ દિવ્ય વપુને તે ઠામ, વામદેવે કહ્યુંઅભિરામ;તેને સાંભળીને દિવ્ય કાય, ઘણો પ્રસન્ન. થયો તદાય. ૩૪ પછી કહેવાને લાગ્યો તે વાણ; સુણો વિપ્ર તમે તો સુજાણ; બીજો હોય વળી ઇ તિહાસ. ભસ્મમહિમા તણોતો પ્રકાશ. ૩૫ કહો વિસ્તારી તે આ વેળાય, સુણતાં ત્રપ્તિ જરા નવ થાય; એવું સાંભળીને રૂષિરાય, કહેવા લાગ્યા ફરીથી તદાય. ૩૬ અહો દિવ્ય સુણોને સાક્ષાત, કહું ભસ્મ મહિમા તણી વાત; પુર્વે અખિલપુરીમાં સાર, એક ક્ષત્રી હતો નિરધાર. ૩૭ તેતો ચુકી યો કુળનો ધર્મ, કીધાં અનેક કુડાં કર્મ; ચાંડાળીનિ સંગે

રંગે રમ્યો, તેના ભેગો બેશીનેજ જમ્યો. ૩૮ એમ કરતાં આવ્યો મૃત્યુકાળ, ત્યારે પામીયો નર્ક વિશાળ; પછી સહ સ્રતો અવતાર, ધર્યા પશુ તણા નીરધાર. ૩૯ વળતી શ્વાન યોનીમાંહી ગયો, ત્યાં તો હરામી હડકાયો થયો; લેખા વિના કરડયા ઘણા લોક, પાડયો કંઈક જણાનેજ શોક ૪૦ ત્યારે લોકોએ તો તેણે ઠાર, પંચ ઈટાળીથી હણ્યો સાર; તેથી મૃત્યું પામી એહ દુષ્ટ, પડયો મારગમાંહીજ દુષ્ટ. ૪૧ તેને નાંખવા ખાઈની માંય, આવ્યો ચાંડાળ તો વળી ત્યાંય; તેણે બાંધ્યા એ શ્વાનના પાય, વળતી ઘસડી ને લેઈ જાય. ૪૨ એવામાં એક વિપ્રનીનાર, તેણે મારગમાં નીરધાર; યજ્ઞ વિભુતી નાખીતી ત્યાંય, શ્વાન અંગ રોળાયું તે માંય. ૪૩ એટલે શ્વાન તણો જીવ જેહ, થયો દિવ્ય સ્વરૂપેજ તેહ; તેને લેવાને શંકર દુત, આવ્યા ઉતાવળા ત્યાં પ્રસુત. ૪૪ બેશાડીને વિમાનમાં શાર, ગયા કૈલાશમાં નીરધાર એમ કેટલે જન્મેજ ત્યાંય,પામ્યોક્ષત્રિી મુકિત હેલામાંય.૪૫એવું સાંભળીને દિવ્ય દેહ, કહેવા લાગ્યો ફરિઆણીસ્નેહ; અહો મુનીસુણોઆણીવાર, કહું પુર્વના પુન્ય પ્રકાર. ૪૬ પેહેલે જન્મે હુતોમુનીજન,હતો રૂષ્ટ કર્મીનૃપતન;ત્યારેમારિ પાસે નિરધાર, એક વિપ્ર રહેતો હતો સાર. ૪૭ તે તો શંકરની શેવા કરે, ભીક્ષા માગીને પેટજ ભરે; પણ પેટનપુરૂં ભરાય, દેવયોગે કરી મુનિરાય. ૪૮ તેને દેખીનેમુજને ત્યાંય, દયા આવી જરા દિલમાંય તેથી પૃથ્વી પસાયતે કરી, એક ઘર

વ્યું અંન ભરી, ૪૯ તેથિ વિપ્ર થયો એ પ્રસન, કરાવ્યું શીવનું દરશન; ત્રિપુંડ વિભુતિ ચુજને કીધી, પ્રસાદી તેવી હાથમાં દીધી, ૫૦ ચંડ ભાગ તજીને મેં તેહ, ઉમા ન ઈવેદ આપ્યુંએહ; આખા જકતમાં એટલું પુન્ય; કર્યું હતું મેંતો મહામુન્ય, ૫૧ બીજા પાપ તણો નહિ પોર કહેતાં જીવહા થાકે નિરધાર; પણ એટલે પુન્યે તો આજ મળ્યા નિશચે તમે મહારાજ. ૫૨ અડકી તમારા અંગની દેવ; મને વીભુતી તો તતખેવ, તેણે કરીને પામ્યો ઉદ્ધાર, બળ્યાં પાપ બધાં નિરધાર. ૫૨ એવું કહી અને દિવ્યકાય, લાગ્યો મુનિને તતક્ષણ પાય, પછી વિમાનમાં બેશી એહ; ગરો કઈલાશમાં દિવ્ય દેહી ૫૩ વામદેવમુનિપણ સાર, ચાલ્યાત્યાંથકીતોનિરધાર; આવ્યા આશ્રમમાં તતકાળ. શીવ શીવ કહેતા વિપ્રબાળ. ૫૪ એમ સુત કહે સુણો, બ્રહ્મા, મહિમાવિભુતીનો અતિપર્મ, માટે ભસ્મવિના નિરધાર;રહેવું નહિ ક્ષણું આણીવાર. ૫૫ જળ મય વિભુતીનો સાર, શુદ્ર નેતો કહ્યો આધકાર દ્રીજ ક્ષત્રીને વૈશ્યને તેમ યજ્ઞ વીભુતી ધારવી એમ. ૫૬ વલણ. એ રીતે સુતે કહ્યો, વીભુતીનો મહિમાયરે; દુર્ગા કહે તેને સુણે, નર પાવન થાયરેરેરે. ૫૭

ઇતિશ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં,
વિભૂતી મહિમા વર્ણનો નામ સપ્ત નવનવતિતમોઽધ્યાય. ૯૯

## અધ્યાય ૧૦૦ મો–શીવ મહીમા.

### રાગ ધનાશરી.

સુતપુરાણી એણીપેર બોલ્યા,શાંભળો સૌઋષિરાય;વિસ્તારી

સંભળાવું હાવે, શીવનામ મહિમાય. ૧ નદીઓમાં જેમ ગંગા કહાવે, પસુની માંહી ગાય; વનસ્પતિમાં વૃંદાતેવી, વૃક્ષમાં પીસ્પળરાય. ૨ અમરવિષે જ્યમ ઈંદ્ર શ્રેષ્ટ છે, દેવ માં શાળીગ્રામ; વેદ વિષે જ્યેમ શામવેદ છે, પુરીમાં કાસી ધામ. ૩ તિથિમાં જેવી દ્વાદશી કહાવે, વિપ્રવર્ણમાં સાર; દાનમાં જેમ જ્ઞાનદાન છે, કુળમાં ભક્ત ઉદાર. ૪ તેવી રીતે તેત્રીશ કોટી, મોટામોટા તંત્ર; તે મધ્યે શીવ નામશ્રેષ્ટ છે, પંચાક્ષર મહામંત્ર. ૫ તે મંત્રે કરી મુક્તિ પામ્યો, મથુરાંનો ભુપાળ; તેનો મહિમા કહું વિસ્તારી, સાંભળો દ્વીજના બાળ. ૬ મથુરા પુરી નગરીમાં પુર્વે, નૃપ કહાવે એક દાશાર હતો નામ તેહનું, અતિ જેમાંવિવેક, ૭ કાશીરાજની કન્યા એ તો. પરણ્યો રૂડી પેર; સુંદરી રૂપ અનોપમ તેનું, આવી નિશ્ચે ઘેર. ૮ સતિ મધ્યે શિરોમણી એ તો, નારી માંહી નુર; શીવ પંચાક્ષર જપતી નિશ્ચે, ભક્તિ માંહી પુર.૯ જેને દેખી જોગી ભુલે, વિહવળ થાયે મન; મોટા મોટા તપસી તેતો, તપ છોડે બળવાન. ૧૦ તેને દેખી દાશારહતો, કામી થયો નરનાથ; આતુરતા આણી દિલમાંહી, હેતે ઝાલ્યો હાથ. ૧૧ ત્યારે તે અબળાએ તેને; ના કહી તેણી વાર; અહો નાથ નવ અડશો મુજને, આ વખતે નિરધાર. ૧૨ કારણ કે અતી પાપ કર્મનો, કેવળ છે તમ. દેહ; તેણેકરીને મુજને અડતાં, વિઘ્ન થશે વળી એહ. ૧૩ એવી રીતે બહુ સમજાવ્યો, પણ નવ માન્યું રાય; બળાત્કારથી સંભોગ

કીધો, સ્ત્રી સાથે તદ્દાય. ૧૪ તે કાળે એ નૃપના દેહમાં, બ-
ળતા થઈ ઉત્પન; તેથી બુમો પાડવા લાગ્યો, રાજા એ બ-
ગવન. ૧૫ ત્યારે એ અબળાતો બોલી; રાજા.સાથે વાણુ;
અહો નાથ મેં પ્રથમ કર્યું તું, તમને તો વળી જાણુ. ૧૬
કોઈ વખતે મુજ પીતાને ત્યાં, મુનિવર આવ્યા એક; રામ
ચંદ્રના ગોર કહાવે, વશિષ્ટ નામે છેક. ૧૭ તેણે મુજને પ્ર-
સન્ન થઈને, આપ્યો શીવનો મંત્ર; પંચાક્ષર એ તો શુભ
દિસે, મુક્તિ કેરો તંત્ર. ૧૮ તેને નીત્ય જપું છું હું તો; તેથી
બળીયાં પાપ;દેત્ર શરીખીકાયામારી, તોપસીપુન્ય પ્રતાપ.
૧૯ તે માટે નીષ્પાપી હોયે, તે કરશે મુજ સંગ; બીજા તો
ભળી ભસ્મ થવાના, દુગ્ધ થશે શુભ અંગ. ૨૦ એવું સાં-
ભળી દાશારહં કહે, સાંભળને તું નાર;એવી એ પંચાક્ષરનો
તું, ઉપદેશ કર આ વાર. ૨૧ એવું સાંભળી અબળા કહેછે,
સાંભળો મારા નાથ; યોગ્ય નહી હું ઉપદેશ દેવા, કયમ કે
ઝાલ્યો હાથ. ૨૨ તમે પતિ હું પત્નિ કહાવું, દાસીતમારી
સાર; ને માટે ઉપદેશ દેવા હું, નથિ સમર્થ આ વાર. ૨૩
તે માટેચાલોમુજ સંગે, જુમનાંત્રટ મહારાજ; ગર્ગાચાર્યન
પાસેજઇએ,ઊપદેશલેવાઆજ. ૨૪ એમ કની નિજપતિને
તેડી, કાશીરાજની બાળ, જુમનાં ત્રટ ઉપર આવિ જયાં,
મુની ગર્ગ કૃપાળ. ૨૫ તેને આવિ પાયે નમિયાં દંપતિતો
તે ઠાર; વળતી ભુપે ઊપદેશ માગ્યો પંચાક્ષરનો સાર. ૨૬
ત્યારે ગર્ગાચાર્યે આપ્યો, પંચાક્ષર ઊપદેશ; તેને રાજાએ

તો લીધો ટાળી દીલથી કલેશ. ૨૭ વળતી જપવા માંડયો તેને, આણીને ઉમંગ; ત્યમ ત્યમ જ્ઞાન થયુંદીલમાંહી, શુદ્ધ થયું અતિ અંગ.૨૮તે કાળે એ નૃપના વપુથી,નીકળ્યાકોટીક કાગ; તેતો ઊડી હેઠે પડોયા, દગ્ધ થઇ મહા ભાગ. ૨૯ તેને દેખી રાજાએતો, મુનિને પુછી વાત અહોનાથ આ કાગ નિકળ્યાં, તેતો શું શાક્ષાત. ૩૦ એવું સાંભળી મુનિવર કહે છે, સાંભળ નૃપ આવાર; કોટીક હત્યા તેં તો કીધી, પુર્વે વળી નિરધાર. ૩૧ તે સર્વે આ પંચાક્ષરથી,નીકળીથઈને કાગ; ભસ્મ થઈનેપડીપૃથ્વીપર,નિશ્ચેલાગોલાગ. ૩૨ નિષ્પાપી તું થયો આ વેળા; પ્રગટ્યું પુન્ય અપાર; તે માટે સ્થાનકમાં જઈતું, ભોગવને આનાર, ૩૩ એવું સાંભળી દાશાર હતો, લાગ્યો મુનિને પાય; વળતી નિજ અબળાને તેડી, પુરમાં આવ્યો રાય. ૩૪ તાપ મટયો તનમાં પ્રગટેલો, સિદ્ધ થયું સૈકાજ; નરનારિએ આનંદ કીધો, પાળી કુળની લાજ. ૩૫ વળતી એતો નરને નાર, જપતાં શીવનું નામ; શીવ સેવાને શીવનિ લીલા, શ્રવણ કરે અભિરામ ૩૬ તેના પુન્યે પુત્ર પામીયો, દાશારહ નૃપ તન; વેળા સર્વે મન ઇચ્છીત પામ્યો, ભુપતિ એ બળવાન. ૩૭ વળતિ થોડે દહાડેએતો, બેઊજણાં નરનાર; મુનશ દેહ છોડીને પામ્યા, મુક્તિ અંતે સાર. ૩૮ તે માટે શિવ નામથિ ઉત્તમ નથી બીજો કોઈ જાપ; પાપ જળે નિર્મળ થાયે, તેણે કરિને આપ. ૩૯ ત્રણ ત્રણ લોકનું તત્વ તોળે પણ, પંચાક્ષર સમતુલ્ય;આવે નહિ

કોઇ કાળે ભાઇ મંત્રતો એહ અમુલ્ય.૪૦ જપ તપ વૃત તીરથને સેવા; આદી સાધન જેહ;તેપણુ શીવનાં નામનીજોડે, આવે નહી વળી એહ.૪૧ સર્વ તત્વના સાર એહ છે; શીવ શીવ એવું નામ; તેવીણુ ક્ષણુ રહેવું નહી જીવને, મુન્યવળી અભીરામ.૪૨ જેના મુખમાં શીવ શીવ એવી, વાણી નથી હમેશ; તેને જીવતાં પ્રેત જાણુવો, ભ્યંડળ જેવો વેશ. ૪૩ એવી રીતે સુતે કીધો, નામતણો મહીમાય; તેને જે કોઇ શ્રવણુ કરે છે, તે નર મોક્ષે. ૪૪

વલણુ--પંચાક્ષર મહામંત્રનો, કીધો આ મહીમાયરે; દુર્ગા કહે તેને સુણે; તે નર મોક્ષે જાય રે રે રે. ૪૫

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગાશંકર વિરચિતે જ્ઞાન સંહિતાયાં : |
શીવનામ મહિમાવર્ણનોનામ સતતમોઽધ્યાયઃ ૧૦૦

### અધ્યાય ૧૦૧—વૃત મહીમા.

રાગ મારૂ--બોલ્યા સુત પુરાણી વચન,સુણો શૌનકાદી મુનીજન; તેત્રીસ કોટી છે શીવના તંત્ર, બીજા બોતેર કોટી જ મંત્ર. ૧ વૃત્ત નીયમનો નહી પાર; થાકે સારદા કહેતાંજ સાર; તેમાં મુખ્ય વૃત્તો વળી જેહ, કહું વીસ્તારીને વળી એહ. ૨ શીવરાત્રીને પ્રદોશ કહાવે, અષ્ટમી બેઉ પક્ષની ભાવે દરેક પક્ષની અજવાળી શાર, શુભ ચતુરદશી નીરધાર. ૩ તેવી રીતે મહા શીવરાત, મહા માસની માંહી પ્રખ્યાત; પ્રાત:મધ્યાન્હ સાયંકાર, અર્ધરાત્રી વળી મુનિ બાળ. ૪ હવે પ્રદોશ કહ્યો જે સાર, તેમાં વર્ણવ્યા છે ભેદ ચાર; નિત્ય પ્રદોશ પક્ષ પ્રદોશ,ત્રીજો સોમ તો આપે સંતોષ. ૫ ચોથો

શનિ પ્રદોશ કહેવાય, જેમાંમહાત્મઅતિશે જણાય; નિત્ય પ્રદોશ તો નિત્ય સાર, કહ્યો શાસ્ત્ર વીષે નિરધાર. ૬ બેઉ પક્ષની તેરશ જેહ, પક્ષ પ્રદોશ કહેવાય એહ; તેમાં વારશની મળે જ્યારે, શનિપ્રદોશ કહેવાય ત્યારે.૭ સોમવારેતોસોમ પ્રદોશ, કહયો વ્યાસે આણીને સંતોષ;દીવસ ઘટિકા બે રહે જયારે, પ્રદોશ કાળ બેસે વળી ત્યારે. ૮ તે તો રાત્રી ઘટી ત્રણ સાર, સુધી રહે સદા નીરધાર; તેમાં કરવું શીવ પુજન, જપવો પંચાક્ષર બળવન. ૯ પ્રદોશ કર્તા પ્રાણીને પ્રકાશ, કરવો તે દીવસે ઉપવાસ; સાયંકાળે પુજી મહાદેવ, ધરવું નૈવેધ તો તતખેવ. ૧૦ પછી વિપ્રને જમાડી સાર, કરવું ભોજન તો નીરધાર; પક્ષ પ્રદોશમાં વળી તેમ,કરવું સજોડા પુજન એમ.૧૧ તેના પુન્યે કરી નિરધાર,આપે શંકર સુખ અપાર;વિપ્ર ને વિપ્રપત્નિ તો જેહ,સજોડું શ્રેષ્ટ ગણવું એહ. ૧૨ બ્રાહ્મણ કહેવાયછે શીવરૂપ, બ્રાહ્મણીસો રૂદ્રાણી અનુપ; વીપ્ર વીષ્ણુતણો અવતાર, વીપ્રપત્ની લક્ષ્મી નીરધાર.૧૩ બ્રાહ્મણ તો નીશ્ચે બ્રહ્માનો દેહ, બ્રાહ્મણી જાતે બ્રહ્માણી એહ, તેહ બેઉના પુજન કેરો,કીધો મહીમા વ્યાસેઘણેરો.૧૪માટે પ્રદોશને દહાડે તેમ, જોડું પુજવું આણીને પ્રેમ; જમાડીને પંચોપચારેસાર, કરવીપુજાવળી તેણેઠાર. ૧૫ તેહ દંપતીને મનમાંય, ઉમા માહેશ જાણવાં ત્યાંય;પછી વસ્રાદી જે અ-લંકાર, તેને પેહેરાવવા નીરધાર.૧૬ વળતી બેસાડી વાહન માંય, ઘેર પોહોચાડવાં તેને ત્યાંય; તેહ પુન્યે કરી કૃપીરાય,

પુત્ર વંધ્યાને તત્કાળથાય.૧૭ પામેનિરધનીઓ ધન આત, હુકમ માન્ય અને શુભ મતિ; બીજી ઇચ્છાહોયે વળીસાર, તે પણ સિદ્ધ થશે તેણી વાર ૧૮ અંતકાળે તો થાશે કલ્યાણ, એવું બોલે છે સર્વે પુરાણ; બ્રાહ્મણ જેવું નથીદેવત એક, બ્રાહ્મણ ભુદેવ કહેવાય છેક. ૧૯ બ્રાહ્મણના ચરણ અંગુઠા માંય, તીરથ અડસઠે રહ્યાંછેત્યાંય; હરીહરને ઈન્દ્રાદી દેવ,તેનાંમુખતો બેનિત્યમેવ.૨૦એકઅગ્નિને બીજું તો બ્રહ્મ તેમાં બ્રાહ્મણ તોજાણોપર્મ, બ્રાહ્મણ નમ્યાથી જે ફળ થાય, તેટલું અગ્નિમુખે ન જમાય. ૨૧ એવુંસાંભળી વિપ્ર તમામ ઘણા રાજી થયા તેણે ઠામ, થયું પુરણ શીવપુરાણ; કેવળ જ્ઞાનનું રહસ્ય જાણ. ૨૨ જ્ઞાન સંહિતા પુરણ સાર, શીવ ચરિત્ર સઉ નિરધાર; તેને ચાતુર માસની માંય, માસ શ્રાવણ આવેજ ત્યાંય. ૨૩ સુણે આણીને પ્રસંનતાય, તો તો કોટી યજ્ઞ ફળ થાય; સ્તંભ તિર્થવાસી અભિરામ, દુર્ગારામ એવું મારૂં નામ, ૨૪ માટે દુર્ગાપતિ જગતાત, તેના ગાયા આ ગુણ સાક્ષાત, તેમાં ચુક હોય નીરધાર; તો તે સુધારી વાંચજો સાર. ૨૫ યથામતિ રચ્યો છે આ ગ્રંથ, લેઈ સંસ્કૃત કેરો સંબંધ; તેમાં તુટક હોય જો તાળ, તેને માફ કરજો કવિ બાળ. ૨૬ પેટલાદ તાબા તણું નાર ગામ. તેમાં અંત્રવારે રાખી મુકામ, રચ્યા ગ્રંથ ઘણા નિરધાર, ગુરૂઈષ્ટ પ્રતાપથી શાર. ૨૭ જ્ઞાતિ શ્રીગોડ બ્રાહ્મણ તણી, નવીન પક્ષને નમ્રતા ઘણી, પિતા પાઠક આતિત્યરામ માત કૃષ્ણ

મણિ ગુણગ્રામ. ૨૮ તેત્રીશ વર્ષની ઉમ્મરે સાર રચ્યો ગ્રંથ આતો નિરધાર; વપુ વ્યાધિ વિશે રાખી હામ, કર્યો પુરાણ ગ્રંથ તમામ. ૨૯ સંવત ઓગણી ઉપર જેહ, શાલ બાવન ની કાવે તેહ, માસ ફાગણને કૃષ્ન પક્ષ, તિથિ એકાદશીતો સમક્ષ. ૩૦ વાર મંગળ મંગળકારી, રક્ષ ઉત્રાષાઢ સુખ-કારી, યોગ પરિઘ ઘાટકા ત્રીશ, કર્ણ બાલવતો તેણે દીશ. ૩૧ થયો પુરણ તે વેળા ગ્રંથ, વ્યાસ કૃતિનો સર્વે સબંધ નથી સંશય તેમાં જરાય, મુળ પ્રમાણે સર્વે કથાય. ૩૨ ત્રિપુરાસુર યુદ્ધની માંય, કથા વિસ્તારી છે ઘણી ત્યાંય, તે પણ અન્ય પુરાણનો સાર, મેળવ્યો છે વળીઆણે ઠાર.૩૩

વલણ. શીવ પુરાણ પુરૂ થયું, પહોચ્યા મનના કોડરે, એકવાર શહુ બોલજો, જયજય શ્રી રણછોડરેરેરે

ઇતિ શ્રી શીવપુરાણે કવિ દુર્ગા શંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાં.
વ્રત મહિમા વર્ણનોનામ એકોતેરશતતમોઽધ્યાયઃ ૧૦૧

## અધ્યાય ૧૦૨–કવિ દુર્ગા શંકરનું જન્મ ચરિત્ર.

છંદ ત્રિભંગી, જય દુર્ગારામં, નિમળનામં, દઢ ઉરહામં, દ્વીજ જ્ઞાતી, એતો પ્રભુ કેરા, અંશ ઘણેરા. ગુણ ઝાઝેરા, શુભ ખ્યાતી. ।।૧।।ઓગણીસેં સત્તર, શુભ શંવત્સર, માશ, ભદ્રકર,ભાદરવો તેની અંધારી, દ્વીતીયાભારી તેર વિચારી, રતુગરવો. ૨ તે દિનની રાતે, પ્રગટ પ્રભાતે, રવી દેખાતે, તન ધર્યું, ખંભાતમુકામે, પશ્ચિમશામે, તાતને ધામે, તેહ ખરૂં ૩ માતા રૂક્ષ્મણી અતીશય શાણી, અમૃતવાણી, સુખદાતા; આદિતરામ એવા, આદીત્ય જેવા,

તાતજ તેવા પ્રખ્યાત.૪ તેણે ઇચ્છાએ, તેહ વેળાએ. પુર્ણ કૃપાયે, નામ ધરયું; એ સ્થાનક માંહી; ઉછર્યા ત્યાંહી.શં-શય નાંહી; સત્ય કર્યું. ૫ પછી બાળક જયાંહી; રમતા ત્યાં હી; શેરી માંહી; શઉ કાળે; વળતી શુભ કીધું; ઉપવીત દી ધું, લગ્રન લીધું; પ્રતીપાળે. ૬ જંબુસર ગ્રામે, ઊત્તમ ઠામે શુકલને ધામે; પરણાવ્યા; તે પુંડે ભણીયા; પંડીત બનીયા; ગુરૂએ ગણીયા; કવીયે; કવી કહાવ્યા. ૭ વળતી દીન થોડે તાતની જોડે; પુરણ કોડે; નીશરીયા; નારંગપુર આવ્યા; શ ઊને ભાવ્યા; શાંતી લાવ્યા; ત્યાં ઠરીયા. ૮ એવામાં ત્રાતા; તાતને માતા; અતીસુખ દાતા; બેઉ મુવાં; વળતી સુખ-કારી, પેરજા શારી. પુત્ર દુલારી, બેજહુવાં.પછી હરી ઇચ્છા એ. જન્મ જગાએ. જ્ઞાની આવે. ગુણવાળા.અદઇવત ઉપા સી. બ્રહ્મ વીલાસી. તત્વ પ્રકાશી, પ્રતીપાળ. ૧૦ તેને ગુરૂ કીધા, સદગુણ લીધા, સ્વારથ સીધ્યો,સુખકારી, એથી સુ-ખ આવ્યું, સ્વરૂપ જણાયું તીમીર હણાયું, તત્વારી.૧૧વિ જ્ઞાન પામીયા, વે'મ વામીયા, ઝટ જામીયા, જુગમાંહી, શદગ્રંથ બાંધીયા, વેદ શોધીયા, શિષ્ય બોધીયા, સુભ ત્યાં હિ. ૧૨ એવા ગુણ ગ્રામં, ગુરૂંપદનામં, દુર્ગારામં, મહા બાહુ, સુભશિષ્યકહે તેને, પ્રફુલિત તેને,ચિત વિતચેને, અ તિ ચાહુ. ૧૩ વલણ જન્મ ચરિત્ર કવિજન તણું, જે કોઇ સુણશે કાનરે; શિષ્ય કહેતેને વળિ, કૃપા કરે ભગવાનરેરેરે.

ઇતી શ્રી વિપુરાણે કવિદુર્ગાશંકર વિરચિતે જ્ઞાનસંહિતાયાંશિષ્યેણ કવિદુર્ગાશંકર જન્મચરિત્ર વર્ણનો નામ દ્યોત્તર શતતમોઽધ્યાયઃ ૧૦૨

અથ શ્રી શીષ્ય કૃત દુર્ગારામના મહારાજના સ્વભાવ ચેષ્ટાનું પદ.

આનંદે આવોરે જીવણુ જમવાને. એ રાગ--મહારાજાં મોટારે, દુર્ગાશંકર છો, સુખકર્તા સૌનેરે, અવિદ્યાથી પર છો. ૧ વિજ્ઞાન વિલાસીરે, વિનાયક રૂપ એવા; ગુણુમાંહિ ભાસોરે, ગુણાતિત છો તેવા. ૨ વિદ્યામાં પુરણુરે, વાણિ બહુ સારિ; એમ લક્ષણુ સર્વેરે, લાવણ્યતા ભારી. ૩ ઈતિહાસ પુરાણોરે, જ્યોતીષ કાવ્યકળા; વેદાન્તને વેદુરે, સાંખ્યશ્રૂતી સબળા. ૪ એ સૌમાં જ્ઞાતારે, દયાળુ ને દાતો; અદ્વૈત ઉપાસીરે, શરણુંગત ત્રાતા. ૫ જડમુરતીકર્તારે, ચૈતન્યમાં પ્રીતી ખુબ નીશ્ચે દીલમાંરે, જરા પણુ નહી ભીતી. ૬ સંધ્યાદીક સાધનરે, બીજી રીત ઘણી; તે તો સૌ આપેરે, પ્રાપ્તી સ્વર્ગ તણી. ૭ તે માટે તેમાંરે, ઈચ્છા નહી ઝાજી; આત્મા અનુભવમાંરે અતીશે રહો રાજી. ૮ ભેદવાદી જેટલારે, આચાર્યો આવે, તેને તો જીતોરે, જ્ઞાન તણે દાવે. ૯ શીવ વીષ્નુ કેરીરે લીલાતો ગાઈ; તેણે કરી કરીતીરે, જગમાં ફેલાઇ. ૧૦ અધીકારીજેવોરે, એવી વાત કરો; વળી સઠતે દેખીરે સુંદીર મુન્ય ધરો. ૧૧ ધારયું તે કરશોરે, દ્રઢ હીમ્મતરાખી; સ્નેહસૌની સાથેરે, પાપી જનપાખી. ૧૨ રાત્રીએ એશિરે, ગ્રંથઘણાબાંધો; એમ દીવસે સારોરે, ઉદ્યમ તો સાધો. ૧૩ વ્યભીચારાદીક તોરે, અવગુણુ જેહ કહ્યા; તેતો નહી સ્વપનેરે, સાક્ષીસુધ રહ્યા. ૧૪ જેવું જે કાળેરે, જોઈએ વાકય વળી, તેવું ઉચ્ચારોરે; અંતરમાંય ગળી. ૧૫ એમ રાજી પોતેરે; પોતામાં

રહોછો, સુખ દુખ તે શઘળુંરે; શમ માની લ્યો છો. ૧૬ કોઇવખતે બેશીરે, આત્મા દેવતણો; વીચાર કરો છોરે, અંતરમાંય ઘણો. ૧૭ કોઇ વખતે પુસ્તક કરે,કરમાં લેઇ સારૂં; પીવરાવો સોનેરે, જ્ઞાનામૃત પ્યારૂં. ૧૮ કોઇ વખતે કૃત્યારે વેહેવારીક કરો; તદપી વળી તેમાંરે હું કૃતિ નવ્ય ધરો. ૧૯ દાના દીક એવાંરે, કર્મો શુદ્ધ લહી; તે તો પણ કર્તારે, નિષ્કામેજ સહી. ૨૦ ક્રીયમાણુને સંચીતરે,કર્મ થકી તરિયા; પણ પ્રબળ દેવેરે, નાર દિષે ઠરિયા. ૨૧ જેમાં નથી કોઇરે, વેદાંતી સાર, મતવાદ કેવળરે મહાઝકકરનાર, ૨૨ ,તે સાથે વસવુ રે અંન તેનું ખાયું;ઈચ્છાએહઆપનીરે, ઝાઝુ શું ગાઊ. ૨૩ ગુરૂજ્ઞાની જનરે, શઠતો શું જાણે;પાસે રહી નીત્યરે, જ્ઞાની પરમાણુરે. ૨૪ જય મધેનુ કેરારે, બાવલીયા માંહી બગીઇ બેસરે.ચોટી રહેત્યાંય. ૨૫તોપણએપયનોરે, સ્વાદ; તે શું જાણે; ચુશે છે ચામડીરે,રકત પીએટાણે. ૨૬ એમશાકુટ સર્વેરે, આદમી એ સ્થળના; માટે નહીજ્ઞાતારે, સાચા છે કળના. ૨૭ આપે તો સ્વામીરે,પુરણબ્રહ્મલહ્યાશ્રીગોડના કુળમાંરે, સોથી શ્રેષ્ટ થયા. ૨૮ એમ સ્થાનક ઉત્તમરે, ખંભાયેત ખરૂં શુભ ગ્રથો બાંધીરે, બધે વીક્ષાત કર્યું.૨૯ એવા ગુરૂસાચારે, સમર્થ છો મારા; દુર્ગાશંકરજીરે; પ્રાણુ તણા પ્યારા. ૩૦ તે માટે મારૂંરે, બંધનતોહરજયો; રણુછોડ કહે રાચીરે અંતરમાં ઠરજો. ૩૧

ઈતીશ્રી શીવપુરાણુ સમાપ્ત.